હતા અને નહીં ખ્રિસ્તિ કેમકે તેઓની તૌરૈત અને ઇનજીલને પણ માનતા ન હતા, તેમજ બુતપરસ્તોનો કે જરથોસ્તીનો ધર્મ પણ પાળતા ન હતા કેમકે તેઓની સાથે તો તેઓ કટ્ટો શત્રુવટ રાખતા હતા તેમજ તેઓના વેદભગવાનો કે ઝંદ અવસ્તા અને દસાતીરને પણ માનતા ન હતા મતલબ એ કે તેઓ કયા દીન ધર્મના હતા તેનો પત્તો કદી પણ કોઇ મુસલમાન આપી શકતો નથી ત્યારે બંને પંથોવાળાઓએ તેનો રદ કેવી રીતે કરવો?

એ બાબત કેટલીએક દલીલો હઝરત અલી (રદી)ની કરામતો અને મોજિઝાઓના બયાનમાં આગળ જતાં મૈ. અ. તઆલા વાંચક વર્ગ વાંચશે પણ અત્રે ઉપલા બયાનને ટેકો દેનારી એક બીજી દલીલ પણ નકલ કરૂં છું:—હઝરત ઇમામ હસન (રદી)થી રિવાયત છે કે અલ્લાહના બે શેહરો છે અને દરેક શેહેરને ફરતા બે કોટ છે, દરેક કોટ ઇંટોથી નહીં પણ લોંઢાના કકડાઓનો બનેલો છે, દરેક કોટનાં એક હજાર બારણાં છે અને દરેક શેહેરમાં સિત્તેર હજાર માણસો રહે છે, જેમાંના દરેકે દરેક માણસની ભાષા જુદી છે. હું તે દરેક ભાષાને જાણું છું અને સમજું છું અને પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાયલા આ બે શેહેરોનું (પૂરૂં) બયાન અને તેઓની હાલતો (ભાષાઓ અને તેઓને લાગતી જુદી જુદી હકીકતો) સારી તફસીલ સાથે કુર્આનમાં મોજુદ છે. હુંજ એક એવો માણસ છું કે જે પૂરેપૂરો કુર્આન જાણે છે અથવા મારા ભાઇ હોસૈન પણ જાણે છે (**ઓસુલે કાફી** પા. ૧૯૮) હાલના કુર્આનમાં અર્બી સિવાય બીજી કોઇ ભાષા નથી અને ઇમામોના કુર્આનમાં એકલાખ ચાળીશ હજાર ભાષાઓ હતી તેમજ તે બંને શહેરોનું બયાન પણ હતું જેનો એક અક્ષર પણ હાલના કુર્આનમાં નથી. હવે બંને કુર્આનો તદન જુદા હોવામાં એક મૂર્ખ માણસને પણ શક રહેલો હોવો ન જોઇએ. બીજી વાત એ પણ જણાઇ કે જેટલી ભાષાઓ આખી દુન્યામાં તે પેદા થઇ ત્યારથી ફના થશે ત્યાંસુધી હસ્તી ધરાવતી, ધરાવે છે અને ધરાવશે તેઓ કરતાં હજારો ગણી વધારે ભાષાઓ પણ ઇમામો (અલ) જાણતા હતા. સુબહાનલ્લાહ!

શીઆ પંથના મહાન આગેવાન હઝરત અલ્લામા શહીદે સાની, શીઆ પંથની ઉસૂલે હદીસની પોતાની પ્રખ્યાત માતબર કિતાબ **મઆલિમુલ ઓસૂલ**માં ફરમાવે છે કે "બનેલા બનાવો (વાકેઆત)ને માટે સંખ્યાબંધ હદીસો હોય છે અને જુદી જુદી તરફેથી રિવાયત થયલી હોય છે પણ સંબંધ અને મતલબના સરખાપણાને લિધે તેઓમાંની દરેક (હદીસ)નો ભાવાર્થ (મઅના) એકજ જાહેર થાય છે અને એકજ માયની જાહેર કરનારી ઘણી રિવાયતોના આવા સમુહથી તે વાતપર આકીન આવે છે અને એનેજ "મુતવાતિર મિન જહતિલ મઅના" નામ આપવામાં આવે છે અને તેને વાસ્તે દાખલો, જનાબ અમીર અલી (અલ)ની લડાઇઓના બનાવો છે કે જંગે બદરમાં ફલાણા ફલાણા કાફિર પેહેલવાનને આપે કતલ કીધા અને ઓહદની લડાઇમાં ફલાણું કામ આપે બહાદુરીનું કીધું, અને એકઠી કરવામાં આવેલી રિવાયતોને લીધે આ સઘળાં કામો આપની ચમત્કારી બહાદુરીઓની સાબેતીઓ છે. અને તેથી કરીને જનાબે અમીર અલી (અલ)ની બહાદુરી મોતવાતિર ઠરી. અગરજે આ જુઝઇયાત (પેટા વર્ણનો) એટલે જુદી જુદી હદીસો અને તેમાં આવેલું બયાન, તેનો રાવી એકજ હોવાને લીધે આકીનના દરજ્જા સુધી પોંહચી શકતા નથી." ત્યારે જાહેર છે કે હઝરત અલી (રદી)ની શૌર્યતા (બહાદુરી) ના કરતાં કુર્આનમાં ફેરફાર થવાનું બયાન ઇસલામી ધર્મની રૂએ ઘણુંજ અગત્યનું છે. તેથી કરીને વાંધો ઉઠાવનાર જો પોતાની બેદીનીથી બોદા ન કરે ઉપલા લખાણની રૂએ ઇસલામીઓના મોકાબલામાં

સવાલ કરી બેસે કે જુદી જુદી રિવાયતો જે કે આકીનને દરજ્જે પોંહચાડનારી ન હોવા છતાં તેવી ઘણી રિવાયતોના એકઠા થવાથી જેમ હઝરત અલી (રદી.)ની બહાદુરી મોતવાતર સાબિત થઇ દીલથી માનવા લાયક ઠરી તેમજ શીઆ પંથમાં બયાન થયલી સેંકડો જુદી જુદી રિવાયતોને લીધે કુર્આનમાં જે મોટા ફેરફાર થયલો સાબેત થાય છે તેથી કરીને હાલના મૌજુદ કુર્આનને પણ મોતવાતર અને કતઇ રીતે બનાવટી છે અને ઇમાન અને ઇસલામને માટે તદન ભરોસા વગરનો છે એવો અકીદો કેમ નહીં રાખી સકાય ? ત્યારે તેનો શો ઉત્તર વાળવો ?

શીઆઓના પરાચીન કાળના (મોતકદ્દેમીન) નામાંકિત આગેવાન **તફસીરે સાફી**ના રચનાર સાહેબ પોતાની મજકુર તફસીરના છઠ્ઠા મોકદદમામાં ફરમાવે છે કે "અને એ બાબતમાં અમારા ધર્મ આગેવાનો (મશાએખો) ના અકીદાઓ, તો જાહેર એજ છે કે **મોહમ્મદ બિન યાકુબ કુલીની** તાબ સરાહો કુઆનમાં ફેરફાર અને નુકશાનને દિલથી માનનાર હતા, કેમકે તેઓ એ બાબત પોતાની કિતાબ **ઓસૂલે** કાફીમાં સંખ્યાબંધ રિવાયતો લાવેલા છે, અને તેમાં કેટલીક રિવાયતોમાં ઉલટ તપાસ (રદ્દો કદહ) પણ કીધી છે, અગરજે (તે) કિતાબની શરૂઆતમાંજ તેઓએ લખ્યું છે કે જે જે રિવાયતો તેઓએ તે (કિતાબ) માં લખી છે તેનાપર તેઓ (પુરતો) ભરોસો રાખે છે. અને તેવીજ રીતે તેઓના ઉસ્તાદ **શેખ અલી બિન ઇબ્રાહીમ કુમીની** તફસીર તો એવી રિવાયતોથી ભરપુર છે, અને તેઓ એ બાબતમાં ઘણીજ હદ ઓળંગી ગયા છે. અને એવીજ રીતે **શેખ અહમદ બિન અબૂતાલિબ તબરસી** કદદસા સિરરોહુ પોતાની કિતાબ **એહતેજાજ**માં મજકુર બંને સાહેબોના અકીદાપર ચાલેલા છે."

કુર્આને શરીફમાં ફેરફારને માટે ઘણી રિવાયતો લખી મજકુર તફસીરના રચનાર સાહેબ નીચે મુજબ ખોલાસો લખે છે "હું કહું છું કે આ હદીસોથી અને એ ઉપ્રાંત તે રિવાયતોથી કે જે અહલેબૈતના ઇમામોની સનદોથી રિવાયત કરવામાં આવી છે પરિણામ એ આવે છે કે જે કુર્આન અમારી વચ્ચે મોજૂદ છે એ તે પૂરું કુર્આન નથી કે જે હઝરત મોહમદ (સલ.)પર ઉતર્યું હતું. પણ એમાં તો તે વાતો છે કે જે અલ્લાહે ઉતારેલી વાતોથી તદન વરૂદ્ધ છે. અને એ કુર્આનમાં તો તહરીફ અને તબદીલ (ફેરફાર) કરવામાં આવ્યાં છે. એમાંથી ઘણી ચીજો કાઢી નાંખવામાં આવી છે, અલી (અલ) નું નામ ઘણી જગ્યાઓમાંથી કાઢી નાંખવામાં આવ્યું છે, "આલે મોહંમદ" ના શબ્દો કેટલીક જગ્યાઓમાંથી અને મોનાફિકોનાં નામ પોતાની જગ્યાઓમાંથી કાઢી નાંખવામાં આવ્યાં છે. વિગેરે વિગેરે. અને એ (કુર્આન) તો જે ઢબ(સુરતોની તરતીબ) ઉપર ખોદા અને રસૂલે પસંદ રાખી તેને રાખેલો તે તરતીબ ઉપર પણ રહેલું નથી." અરજ ગુજારનાર સેવકે ઉપર જણાવ્યું હતું કે શીઆ પંથ એક ચોથી તરેહના ફેરફારને પણ કુર્આનમાં માનનારૂં છે તે ચોથી તરેહ એજ છે કે હાલના કુર્આનમાં પહેલી સૂરત સુરએ "ફાતેહા" છે અને બીજી સુરએ "બકરહ" અને ત્રીજી "આલે ઇમ્રાન" એ તરતીબમાં પણ ફેરફાર કરેલો મજકુર પંથવાળા માને છે તે મજકુર બયાનથી સાબેત થઈ ગયું.

હવે શીઆ પંથના (મોતઅખ્ખેરીન એટલે) અર્વાચીન આગેવાનોનો એ બાબતમાં શો અકીદો છે તે સાંભળો લખનૌના જગત પ્રસિદ્ધ, હિંદુસ્તાન અને ઇરાન દેશના શીઆઓના માનવા મૂજબ ઇમામુલ મોનાઝિરીન, અમીરૂલ મૌજતહેદીન, જનાબ મોજતહેદ હામેદ હુસૈન સાહેબ, પંજાબના લુધિયાણા શેહેરમાં છપાયલી પોતાની કિતાબ ઇસ્તિકસાઉલ અફ-

ઇસ્લામના પાના ૯, ૨૦, ૨૪, અને ૪૮માં એકજ મતલબને જુદા જુદા શબ્દોમાં ફરમાવે છે કે કુર્આનમાં ફેરફાર અને તહરીફ થયલી છે, એવી રિવાયતો શીઆ પંથવાળાઓએ શા માટે નકલ કીધી? એ બાબતમાં પંથની ખોટી તરફદારી કરવાથી અને શીઆ પંથવાળાઓના મોકાલબામાં વાંધો ઉઠાવવાથી સુન્નત જમાતને દૂર રહેવું વાજિબ છે.

પોતે શાહે ઇરાન અને ઇરાન દેશના સઘળા મુજતહેદો અને હિંદુસ્તાનના શીઆ પંથના આગેવાનોએ પોતાના પંથ માટે સંપુર્ણ ઇલમ જોઇને "આયતુલ્લાહે ફિલ આલમીન" નો ખિતાબ આપેલો તેવા જનાબ મૌલવી સૈયદ દિલદાર અલી સાહેબ પોતાની કિતાબ **ઇમાદુલ ઇસ્લામ**માં ફરમાવે છે કે "મજકુર હદીસો બયાન કરવાનો હેતુ પોતે એ જણાય છે કે જે કુર્આન અમારા હાથોમાં છે તે કુર્આનમાં તપાસતાં કેટલાક અક્ષરોની બદકે કેટલાક શબ્દોની રૂએ બદકે કેટલીક જગ્યાઓમાં તો તરતીબની રૂએ, એવી તરેહની તહરીફ જરૂર થયલી છે કે (ઇમામોએ અને અહલેબૈતે જે રિવાયતો એ બાબત બયાન ફરમાવી છે) તે રિવાયતોને માન્ય રાખતાં તે બાબતમાં કંઇ પણ શંકા રાખી શકાય તેમ નથી." પછી અસલી કુર્આન આ હાલના કુર્આનથી તદન કોઇ જુદુંજ કુર્આન હોવું જોઇએ એ અકીદાને માટે લખે છે કે "ત્યારે અક્કલની રૂએ એ વાત સંભવિત (મોહતમલ) છે કે જનાબ નબી(સલ)એ ઇસલામની જાહેર હાલતના રક્ષણને અર્થે પેલા (અસલી) ઉતરેલા કુર્આનને કે જેમાં (અહલે બૈતના) ઇમામો અને મોનાફિકોના નામો તફસીલ સાથે લખેલાં હતાં, હઝરત અલી જેવા પોતાના ખાસ ભેદો જાણનારાઓનીજ પાસે અનામત દાખલ (સંતાડી) રાખ્યું હોય." એ બયાનપરથી એક વાત બીજી એ પણ જાહેર થઇ કે ખોદાપાક તરફથી પોતાના રસુલ (સલ) પર બે તરેહના જુદા જુદા કુર્આન ઉતારવામાં આવ્યા હતા. એક તો તે અસલી કુર્આન કે જેને અહલે બૈતના ઇમામો પાસેજ કેયામત સુધી સંતાડી રાખવાની આપ (સલ) પર વહી આવેલી અને બીજું તે કુર્આન કે જેને અહલેબૈતના દુશમનોએ વખતને અનુસરી મનમાં આવે તેવો ફેરફાર તેમાં કરી શકયા અને તેજ હાલમાં બંને પંથોની પાસે મોજૂદ છે. એ રિવાયતો જોઇને વાંધો ઉઠાવનાર દુશમન નક્કી એ સવાલ કર્યા વિના રેહશે નહીં કે જો કુર્આનમાં થયલા ફેરફારની રિવાયતો મોતવાતર અને કતઈ શીઆ પંથવાળાઓ નહીં માનતે તો તે પંથના આવા આવા પ્રાચીન અને અર્વાચીન આગેવાનો એ અકીદાને પોતાનો ખરો અકીદો કદી પણ બનાવતે નહીં. તેમજ બીજો સવાલ ખોદા ન કરે તે એ રજુ કરી શકે છે કે હઝરત અલી (રદી૦)થી લઇને જેટલા ઇમામો (અલ૦) થયા છે એટલુંજ નહીં પણ પોતે શીઆ પંથના એક મતે માનવા પ્રમાણે જનાબ નબી(સલ) અને આપના મોબારક જમાનાથી લઇને કેયામત સુધીના જેટલા શીઆ પંથનાં મુસલમાનો, મોમિન બંદાઓ થયા, હાલમાં છે અને હવે પછી દુન્યામાં પેદા થશે તે સઘળાઓ હાલના કુર્આનની સાતે કિરઅતો સાથે એક પણ શબ્દ કે અક્ષર કે તરતીબના ફેરફાર વગર એજ કુર્આનને રાત દિવસની પાંચે ફરઝ નમાઝો અને બાકીની સઘળી નફલ નમાઝોમાં પઢતા રહયા, પઢે છે અને પઢશે. અને જાહેર છે કે બંને પંથોમાં નમાઝમાં કુર્આનનું પઢવું ફરઝ છે કે જે વગર નમાઝ થતી નથી નમાઝ પૂરી થવાને માટે તેજ અસલી કુર્આન કે જે જનાબ નબી (સલ) પર ઉતર્યું હતું તેનુંજ હોવું ફરઝ છે, પણ શીઆ પંથના માનવા પ્રમાણે તો આ કુર્આનમાં તે અસલી કુર્આનનો એક શબ્દ પણ નથી ત્યારે પોતે જનાબ રસુલુલ્લાહ (સલ)ની

અહલેબૈતની, અહલેબૈતના સઘળા ઇમામો (અલ૦) ની, અને કેયામત સુધીના બધા શીઆ પંથની નમાઝો (નઉઝો બિલ્લાહ) રદ બાતેલ ઠરે છે. શું એવો સવાલ થવો અશકય છે? અને આવો અકીદો અને રિવાયતો જોઇ સવાલ અને વાંધો ઉઠાવનારને જવાબ આપવાનો વિચાર એકલા મનનેજ નહી પણ આખા શરીરને શું ધ્રુજાવી નાંખતો નથી? એમાં કોઇ પણ મુસલમાનને કંઇ નવાઇ લાગશે કે? કદી નહીં. ત્યારે એનો જવાબ ઇલ્મે તાવીલ અને તહકીકથી પ્રગટ કરવો આપ સાહેબ જેવા દાઇએ ઇમામે ગાયબ (અલ) પર શું જરૂરી નથી?

આટલા સઘળા લાંબા લખાણુનો ટુંક સાર એટલોજ છે કે જેવી રીતે વધારો ઘટાડો કે ઉમેરેલા બનાવટી લખાણુવાલા કબાલા, સનદ વિગેરે સરકારી કાગળ વડે કોઇ પણ તરેહનો દાવો એક અદલ ઇનસાફવાળા બાહોશ જડજની કોર્ટ કચેરીમાં કદી પણ સાબેત થઇ શકતો નથી, આબેહુબ તેવીજ રીતે મજકુર રિવાયતો જેવી સેંકડો રિવાયતો મોજુદ હોવા પછી અને તે રિવાયતોને સાચી અને સહીહ સનદોવાળી માન્ય રાખવા પછી જે કુર્આને શરીફ કે હાલમાં સુન્ની અને શીઆ બંને પંથોના હાથમાં છે તે કેયામતના દિવસ સુધી શીઆ પંથની રૂએ સાચો અને અસલી કુર્આન અથવા કલામુલ્લાહ સાબેત થઇ શકતો નથી. અને જ્યારે શીઆ પંથની રૂએ આ કુર્આન ફેરફાર અને તહરીફ કીધેલો બનાવટી લખાણોથી ભરપૂર માનવામાં આવે તો એવા કુર્આનની એક પણ આયતથી જનાબે અલીયે મુર્તઝા (કરમ) તેમજ બીજા અહલેબૈત (અલ)નું ઇમાન, કેયામત સુધી, કોઇ પણ શીઆ કે સુન્નીથી, કોઇ પણ પરધર્મીના મોકાબલામાં સાબેત થઇ શકશે નહીં. કારણકે આ કાયદો તો આખી દુન્યાએ માનેલો છે કે જૂઠી અને ઘડી કાઢેલી દલીલ કે વચનથી જે વાત સાબેત થાય છે તે પણ સર્વાનુ મતે જૂઠીજ હોય છે. આખી દુન્યામાં સાચી વાત તો સાચા વચનો, સાચા લખાણુ અને સાચી દલીલોથીજ સાબેત થઇને માનવાને, ઇમાન લાવવાને અને આકીન કરવાને લાયક ઠરે છે.

જે કુર્આને મજીદ માટે આવી રીતે ફેરફાર કરવાની રિવાયતો શીઆ પંથમાં એકમતે અકીદામાં દાખલ કરવામાં આવેલી તેજ કુર્આનને એવા ફેરફારથી ઉમ્મતમાં સંભાળી રાખી તેના પર ચાલવાની અને લોકોને ચલાવવાની જનાબ રસુલુલ્લાહે (સ૦ અ૦ સ૦) કેટલી સખત સુચના આપેલી છે તે તરફ વાંચક વર્ગનું ધ્યાન ખેંચું છું. શીઆ પંથમાં માનીતી તફસીર, તફસીરે સાફીમાં છે કે શેખુત તાએફા મોહંમદ બિનલ હુસન તૂસી સાહેબ રહમતુલ્લાહ અલૈહે પોતાની કિતાબ તિબયાનમાં ફરમાવ્યું છે કે બેશક જનાબ નબી (સલ૦) થી એવી રિવાયત આવેલી છે કે જેને (શીઆ અથવા સુન્ની ટોળામાંથી) કોઇ પણ રદ કરી શકતું નથી અને તે એ છે કે આપે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે હું મારી પાછળ તમારામાં સકલૈનને મુકી જાઉં છું (છોડું છું) જો તમે તે બંનેને પકડી રાખશો તો કદી પણ ભટકશો નહીં. (તે બેમાંથી એક તો) કુર્આન (છે અને બીજી) મારી અહલેબૈત છે અને એ (બંને ભારે ચીજો એટલે સકલૈન એક બીજાથી કદી પણ) જુદા (છુટા) પડશે નહીં તે અહીં સુધી કે તેઓ મારી પાસે હોઝ (કૌસર) પર આવશે.

જે કુર્આનને સંભાળવાની આટલી બધી ચેતવણીઓ આપવામાં આવેલી અને સાથે સાથે એ પણ ખુલ્લા શબ્દોમાં જનાબ નબી (સ૦ અ૦ સ૦)એ ફરમાવેલું હોય કે જેવી રીતે અહલેબૈતની સાથે તેઓનું માન ખાળવવું અને ઘણીજ પ્રીતિ સાથે તેઓ જોડે વરતવું વાજિબ છે તેવીજ રીતે હરામ હલાલ અને અકીદાઓ-

માં કુર્આનની તાબેદારી કરવી પણ ફરઝ છે અને કુર્આન વગર દુન્યામાં કોઇ પણ માણસને દીનનો, ઈબાદતોનો, હરામ હલાલનો જંનત મેળવવાનો અને જહંનમથી પોતાને મુકત કરવાનો માર્ગ કદી પણ મળી શકતો નથી. તે કુર્આનને આવી દુર્દશાએ પોંહચાડનારી રિવાયતો જોઇને કોઇ ગેરમુસ્લિમ જો એવો સવાલ ઉઠાવે કે બધી મોહંમદી ઉમ્મતને તો એક કોરે મુકો સૌથી પેહલાં અહલેબૈતના ઈમામો (અલ૦) ને લો કે તેઓએ જનાબ નબી (સલ) ના મજકુર ફરમાનની કેટલી તાબેદારી કીધી? જનાબ નબી (સલ) ની વફાત પછી શીઆ પંથના માનવા મુજબ અહલેબૈત અને તેઓને માનનારા ચાર પાંચ સહાબા (રદી) વગર જયારે સઘળા સહાબા (રદી૦) (નઉઝો બિલ્લાહ) દીનથી ફરી ગયા તે વખતે, ઇસલામી દીનમાં હઝરત અલી અને બીજાઓના હકોને ખોટા કરી દીનથી ફરી ગયલાઓએ એટલો મોટો ફેરફાર કરી નાંખ્યો તે વખતે, પોતાને મનપસંદ જૂઠા અને ખોટા મસઅલા તેઓએ અજાણ મુસલમાનોને શીખાડી સાચા રસ્તાથી ભટકાવ્યા તે વખતે, અલ્લાહના જે કિતાબ માટે ઉપર લખેલી મજબૂત ચેતવણીઓ અમાઉથી અપાયલી તેવી કિતાબને બદલી નાંખી તે વખતે, ઘણીખરી સુરતો તેમાંથી કાઢી નાંખી તે વખતે, જે વધારો કરવા થકી ગુજરેલા, હાલના અને હવે પછી પેદા થનારા મોમિનો અને ખાસ ખાસ બંદાઓના દિલો કટકે કટકા થઇ ગયા છે, થાય છે અને થશે તેવો વધારો કલામુલ્લાહમાં તેઓએ કીધો તે વખતે, અને તેજ ફેરફાર કીધેલું કુર્આન પૂર્વથી પશ્ચિમ અને ઉતરથી દક્ષિણ સુધી ફેલાવ્યું તે વખતે અસલી કુર્આનના ચમત્કારિક બયાન વડે લોકોને દીનથી ફરી જતાં બચાવવાની અને પોતે કુર્આનમાં આટલો મોટો ફેરફાર કરતાં અટકાવવાની શી કોશિશ કીધી? ત્યારે તેનો શો જવાબ બને પંથેવાળાઓએ આપવો?

વળી બીજો સવાલ તે એ પણ ઉઠાવી શકે છે કે એવી બારે જરૂરની વખતે પેહલું સાચું કુર્આન કે જે ખોદાપાક તરફથી ઉતારવામાં આવ્યું હતું, જેમાં અહલેબૈતના ઈમામોની તારીફો, ખલીફા બિલા ફસ્લ હોવાનો તેઓનો હક અને તેઓના દુશમનોની ભુંડાઇઓ અને દરેકે દરેક દુશમને અહલેબૈત અને મોનાફિકનાં નામ વિગેરે તફસીલ સાથે લખેલાં હતાં અને જે કુર્આનને ઇમામોની પાસે, ઇસલામ અને ઈમાનને એવાં સખત નુકશાનો પોહોંચવાને વખતે ઉપયોગી થઇ પડે એટલાજ માટે અનામત દાખલ સંતાડી રાખવાનો વહીની રૂએ જનાબ રસૂલુલ્લાહ (સ૦ અ૦સ)નું ફરમાન હતું, જનાબે અમીર શેરે ખોદાએ અને તેઓ પછીના બધા ઈમામોએ એવું તો સંતાડયું કે આજસુધી અને હવે પછી ખોદા જાણે છે કયાં સુધી કમનશીબ સુન્નીઓ, બેદીન ખાર્જીઓ અને ગુમરાહ નાસિબીયોને તેનાં દર્શન થવાં તો કોરે રહયાં, પોતે ઇરાની ખરેખરા શીઆઓ અને લખનવી ફિદાઈઓ તેમજ હિંદુસ્તાનના બીજા મુજતહિદો કે દાઓીયોને સ્વપ્નામાં પણ તેની ઝિયારત નહીં થઇ અને નહીં થાય છે.

હંમેશ તો હંમેશ પણ ખાસ કરીને પોતાની ખિલાફતના જમાનામાં પણ સઘળા ઈમામો (અલ) તેજ ફેરફારવાળા કુર્આનને તેજ ફેરફારવાળી આયતો, શબ્દો અને અક્ષરો સાથે પોતાની જાહેર અને છુપી નમાઝોમાં પણ પઢતા રહયા અને થોડા દિવસની આ દુન્યાની જીંદગીને ખાતર પોતાના બચાવ અર્થે સત્યને સંતાડી રાખી, અસલ કુર્આનને જાહેર નહીં કરી નમાઝ જેવી પોતાની અને કેયામત સુધીના પોતાના શીઆઓની સૌથી ઉત્તમ ઇબાદતનો નાશ કીધો. નવાઇ લાગવા જેવી તો વાત એ છે કે પોતાના ઘણાજ માનીતા શીઆઓ અને જનાબ વડા મુલ્લા સાહેબ જેવા કોમના આગેવાનો અને

પોતાના દાઆીયોને પણ એવાજ બનાવટી કુર્આનની તિલાવતનો હોકમ અને એવાજ ભારે ફેરફાર થયલા 'બયાઝે ઉસમાની"ને પઢવાથકી, ગણી નહીં શકાય તેટલા આખેરતના સવાઓની ખુશખબરો સંભળાવી. અને કમનશીબ સુન્નીઓને તો કોરે મૂકો પોતાના શીઆઓ અને દાઆીઓથી પણ તકીય્યો કરી તેઓને પણ આજ સુધી તે સઘળા સવાઓથી મહરૂમ રાખ્યા.

જે કુર્આનના એક પણ હરફ (અક્ષર)ને અહલેબૈતના ઇમામો (અલ) ઉપર લખેલી રિવાયતો મુજબ, પોતાનો કુર્આન નહીં ગણી તેને માટે ચારે તરેહના ફેરફારનો પોતાનો અકીદો પોતાના ખાસ મોમિન બંદાઓની આગળ એકેમતે જાહેર કરતા તેજ કુર્આનને દેખાડી દેખાડીને, સૂચનાઓ આપીને અને પોતાના અસરકારક ભાષણોથી ચોક્કસ ધ્યાન ખેંચીને પોતાના મુખલિસ શીઆઓને શી શીખામણ આપતા તે સાંભળો:—"હઝરત ઈમામ જઅફરે સાદિક (અલ)થી રિવાયત છે કે આપે ફરમાવ્યું કે "બેશક આજ કુર્આન (કે જે લોકોના અને અમારા હાથમાં છે) દીનનો સાચો રસ્તો મેળવવા અને તેપર ચાલવા માટે પૂરેપૂરો પ્રકાશ (અનવાર) છે અને એવો ચકચકિત દીવો છે કે જે વડે દીનથી ફરી જવાનુ અને સાચા રસ્તાપરથી ભટકી જવાનું અંધારૂં તદન નાબૂદ થઇ જાય છે." વળી બીજી રિવાયત હઝરત ઇમામ મોહંમદ બાકિર (રદી)થી આવેલી છે કે આપે ફરમાવ્યું "જે વખતે અને જે સમયમાં અંધારી ઘોર રાત્રીઓ સમાન 'દીનમાં એવો ફિત્નો ફેલાય કે જેમાં ખરૂં ખોટું લોકો પારખી શકે નહીં તે વખતે (ઓ લોકો! ઓ અમારા ખરા દિલથી ચાહનારા અને માનનારા (મુખલિસ) શીઆઓ!!) બધી ચીજો છોડી કુર્આનનો આશ્રો લો. કેમકે (એજ કુર્આન) શફાઅત કરનારો છે અને એની શફાઅત અલ્લાહની જનાબમાં કબૂલ પણ થાય છે. જે માણસે એને પોતાના (દરેક કામમાં) આગળ રાખી તેની આગેવાની પાછળ ચાલ્યો તેને કુર્આન (બેશક) જંનતમાં લઇ જાય છે." (લખનૌના શીઆ પંથના સુલતાનુલ ઉલમા જનાબ મૌલવી સૈયદ દિલદાર અલી સાહેબની, સને ૧૨૧૮ હિ૦માં કલકત્તામાં છપાયલી કિતાબ સવારિમ પા૦ ૧૮૬.)

શીઆ પંથના માનવા પ્રમાણે સઘળા આકાશો અને સઘળી જમીનો અને તે વચ્ચે જે કંઇ અલ્લાહની પેદા કીધેલી જીવવાળી અને જીવ વગરની વસ્તુઓ છે તે સઘળી વસ્તુઓ પેદા કરવામાં આવી ત્યારથી ફના થાય ત્યાંસુધી અહલે બૈતના ઇમામો (અલ)ના કબજામાં અને સત્તા હેઠળ હતી, છે અને રેહશે તેમજ

શાહે મર્દાં શેરે યઝદાં કુવ્વતે પરવર્દિગાર
લા ફતા ઇલ્લા અલી લા સૈફ ઇલ્લા ઝુલ્ફેકાર

ની તાકાત હોવા છતાં તે ઇમામો(અલ) એ દીન અને ઇસલામના મજકુર બગાડનારા અને કુર્આનમાં ફેરફાર કરનારા અને અહલેબૈતનો હક છીનવી લેનારા અને ડુબાડનારાઓને તેમ કરતાં રોકાણ કરી શકયા નહીં, ધમકાવી શકયા નહીં, પોતાની સ્વતંત્ર સત્તા સાથેની કરામતો અને મોઅજિઝાઓ વડે તે સઘળાઓનો પલકવારમાં નાશ કરી શકયા નહીં એનું શું કારણ? શું ખોદાપાક પણ એવા અન્યાય કરનારાઓનો પક્ષકાર થઇ ગયો હતો કે બે ચાર નહીં પણ અઢીસો ત્રણસો વર્ષ સુધી ઇમામોના હકોની સચ્ચાઇ દેખાડવા માટે આખી દુન્યાની રૂબરૂ એવા જુલ્મીઓપર તણે પોતાનો જરાએ ગઝબ (કોપ) મોકલ્યો નહીં? અને તેઓની સચ્ચાઇ આખી દુન્યામાં પ્રસરી ગઇ ત્યાંસુધી તે પણ ચુપચાપ બેશી રહગો, અને પોતાના એવા પ્યારા મહાન રસૂલ (સ. અ. સ.)ની આલપર જુલમ થવા દીધા, અને પોતાનો જરાએ અણગમો જાહેર કીધો નહીં. દુન્યામાં એક અદના

માણુસને જો કોઇની સાથે દોસ્તી અને મિત્રાચારી હોય છે તો પેલા દોસ્તના કુટુંબીયોપર જુલમ થતો જોઇને તે સાંખી શકતો નથી પણુ પોતાના જાનમાલથી તેઓની મદદ કરવા ઉભો થઇ જાય છે. પણુ અફસોસ છે મુસલમાનોના ખોદાપર કે તેણે પોતાની અખૂટ અને અનહદ કુદરતનાં કંઇ પણુ પગલાં એ બાબત ભર્યાં નહીં ! "ઇન્ના નહનો નઝઝલનઝ ઝિક્ર ા વ ઇન્ના લહુ લ હાફેઝુન"ના પોતાના સાચા વાયદાને પણુ (નઉઝો બિલ્લાહ) શું તે ભુલી ગયો હતો કે કુર્આનમાં ફેરફાર કરતાં તેવા ફેરફાર કરનારાઓને અટકાવ્યા નહીં ? અથવા તેના મુકાબલામાં તેઓ વધુ શકિતવાળા હોવાને લીધે તેઓને અટકાવી શકયો નહીં ?

ઇમામો (અલ) બધાં જુલ્મો સહન કરી લેતે અને કઇંજ નહીં કરતે તોપણુ એટલું તો તેઓને જરૂર કરવું જોઇતું હતું કે પોતાનું કુર્આન જે કે અસલી અને દરેક ફેરફારથી બચેલું, બચાવેલું અને અનામત રખાયલું હતું તેને તો પ્રગટ કરી દેતે. જો પોતાની ખિલાફત અગાઉ ગુજરેલી જુલ્મી ખિલાફતોમાં તેને પ્રગટ કરવામાં કંઇ બીક અથવા કોઈ છુપી પૉલિસી હતી તો પોતાની ખિલાફત અને ઇમામતના જમાનામાં તો તેને પ્રગટ કરવામાં કંઇ હરકત નહતી. જો તે વખતે પણુ જાહેર કરવામાં કંઇ નુકશાની જણાતી હતી તો પોતાના, ઓછામાં ઓછા પચાસ પોણુસો, પાક શીઆઓ અને મોમિન બંદાઓનેજ શીખાડી દેતે. નાસિબીઓ અને ખાર્જીઓપર ભરોસો નહતો પણુ શું ઇમામો (અલ)ને પોતાના શીઆને બાનયાઝ, ફિદાઈયાને જાંબાઝ અને દાઓીયાને હમરાઝપર પણુ ભરોસો નહનો ? કે તેઓથી પણુ તે અસલી કુર્આનને આજસુધી સંતાડયો અને હવે પછી ખોદા જાણે કયાં સુધી સરમન રાયના ગારમાં સંતાડી રાખશો. શું કલામે ઇલાહીની રક્ષા કરવાના એજ અર્થ છે કે જમાનાના ઇમામ સિવાય આખી ઉમ્મતમાં કોઈ પણુ, તે આખા કુર્આનને તો શું પણુ તેના એક અક્ષરને પણુ જોઇ શકે નહીં ?

ગર હમી હાલતસ્તો ઇં કુર્આં,
કારે ઉમ્મત તમામ ખ્વાહદ શુદ.

મજકુર હદીસમાં કુર્આન પછી જે બીજી ચીજ સંભાળવાની છે અને જેઓની મોહબ્બત દિલમાં રાખવી વાજેબ છે તે આપ (સ. અ. સ.)ની ઇતરત' આલ અથવા અહલેબૈત છે. તેઓની સાથે જનાબ અમીરૂલમોમિનીન, આલી જનાબ અલીયે મુતુરાબ (અલ) જનાબ નબી (સલ)ની વફાત પછી, કેવી રીતે વરત્યા અને તેઓનાં જાન માલ અને આબરૂની કેવી સંભાળ લીધી તેનો વરતારો શીઆ પંથના બયાન પ્રમાણે અત્રે વાંચક વર્ગ આગળ ધ્યાન આપવાને માટે રજુ કરૂં છું:—દીનથી ફરી ગયલાઓ અને મોનાફિકોએ જયારે જનાબે ફાતેમતુલ બોતૂલ, બિન્તર રસૂલ (રદી)પર સખતમાં સખત જુલ્મ ગુજાર્યા, ભારેમાં ભારે ઇજાઓ તેઓને દીધી, ફદકનો બગીચો જે તેઓના બાપ જનાબ રસૂલુલ્લાહ (સ. અ. સ.)થી ભેટ વસીયત અથવા વાર્સાની રૂએ મળેલો હતો તે તેઓ પાસેથી છીનવી લીધો. આપને અને અહલેબૈતને મિંબરોપર ચઢીને ગાળો દીધી, આપના ઉપર (નઉઝોબિલ્લાહ) ખોટા આરોપો મૂકયા, આપના પેટ મુબારકપર તેઓની લાતોની એવી જોખમ ભરેલી અસર થઇ કે ગર્ભ પડી ગયો અને તેમાં એકસાથે એ ઇમામ, મઅસૂમ (નિરપરાધી) બાળકો મરણુ પામ્યાં.

આપના ઘરને આગ લગાડી બાળી નાંખવામાં આવ્યું જે સઘળી ઇજાઓને હઝરત મૌલા અલી (રદી)એ મુંગે મોઢે જોયા કીધી અને કંઇ પણુ બોલ્યા નહીં અને કંઈ પણુ કર્યું નહીં; એ જોઇને જનાબે સૈયેદા ફાતેમા ઝહરા (રદી)એ હઝરત અલી (રદી)ને એ જુલ્મો માટે બાગૂત

કરવા ફર્યાદ કીધી અને ઘણા કાલાવાલા કરી અરજ ગુજારી કે "મારા બાપ (સ. અ. સ.) ગુજરી ગયા અને મારો મદદગાર (આવો) સુસ્ત (કેમ) થઇ ગયો!" અને એ સુસ્તી માટે હજારો દલગીરીઓ જાહેર કીધી જેનું પ્રખ્યાત અને લાંબું બયાન શીઆ પંથની ઘણીખરી કિતાબોમાં લખાયલું અને મરસિયાઓમાં સંપુર્ણ ગવાયલું મોજૂદ છે. તેથી કરીને કિતાબોનાં નામો અત્રે લખવાની મને જરૂર જણાઈ નહીં. હવે તપાસવાની જરૂરની વાત એ છે કે જિન્નો જરાપણ કંઈ ફર્યાદ હઝરતે મૌલા અલી (રદી)ની જનાબમાં લાવે કે તરત તેઓ સાથે સાતમી જમીનને નીચે પાતાળમાં જવાને માટે ઝુલફેકાર લઇ આપ તૈયાર થઇ જાય, ફિરિસ્તાઓમાં તકરાર એવી ભારે ઉઠે કે પોતે અલ્લાહ મીયાં તેનો ચુકાદો નહીં આપી શકે અને લાચાર થઇ અર્શ કુર્સી અને બાપડાની ખોદાઇ જતી રેહવાની બીકથી એવી પૉલિસી વાપરે કે તેઓને જનાબે શેરે ખોદાની જનાબમાં મોકલે. તરત આપ ફેસલો કરવા તેઓની સાથે આકાશો પર ઉડી જાય અને આપના ફેસલાને માન નહીં આપવાથી લાખો ફિરિસ્તાઓનું ઝુલફુકારની ડબલ ધાર અને દુલદુલની ટાપો વડે કચ્ચડઘાણ કાઢી નાંખે, આખા કિલ્લાએને જડમુન્યાદથી ઉખેડી પોતાના એકજ હાથપર ઉઠાવી ઘણે આઘે ફેંકી દીએ, જેનું બયાન આગળ જતાં ઇ. અ. તઆલા વાંચક વર્ગ વાંચશે, તેવા ફર્યાદે પોહોંચનારા અને જુલમ ગુજરાયલાની, દુન્યા પેદા થઇ ત્યારથી કેયામત સુધી મદદ કરનારા જનાબ મુશકિલકુશા અલીયે મુર્તઝા(રદી.)એ શીઆપંથનાજ બયાન મુજબ શી ફર્યાદ સાંભળી, શી મદદ કીધી, શી સંભાળ લીધી, આપના મોટા દરજ્જાને લાયક જે શરમ હયા રાખવાની અને આબરૂ બચાવવાની જરૂર છે અને જેટલી બહાદુરી દેખાડવાની હાજત છે તે હઝરત જનાબે અમીરે (અલ) કેટલી વાપરી? અને કેટલી વાપરવી જોઇતી હતી? તેને નીચે લખેલી એક ટુંકી પણ સંપૂર્ણ દલીલથી અત્રે દેખાડું છું:—

અલ્લામા મુલ્લા બાકિર મજલિસીએ બિહારૂલ અનવારમાં અને અલ્લામએ તબરસીએ એહતેજાજમાં મજકુર જુલમોનાં રોદણાં રડી રહયા પછી લખ્યું છે કે જનાબે ફાતેમા (રદી.) હઝરત અલી (રદી.)ની આવી બેપરવાઇ જોઇને ઘણાંજ ગુસ્સે થયાં અને આપને ઘણાજ ધિક્કાર સાથે કહેવા લાગ્યાં કે "માના પેટમાં જેમ બચ્ચું સંતાયલું હોય છે તેમ તમે પડદા નશીન થઈ બેઠા છો. અને નિરાશ થઇ જનારાઓ અને બીકણ નામરદાઓની પેઠે ઘરમાં નહસી આવ્યા છો, આખી દુન્યાના બહાદુરોને તો તમે કતલ કરી ભોંયપર ફેંકી દીધા પણ (આજે) આ હીજડાઓને તમે તમારી પુંઠ દેખાડી છે. અબુ કહહાફાના દીકરાએ (અબૂબકરે) મારાં બચ્ચાંઓની ખોરાકી પોશાકી (નાં સાધનો)ને લઇ લીધાં. પણ તમે પોતાની જગ્યાથી જરા ખસતાએ નથી."

અલ્લામએ મજલિસીની બિહારૂલ અનવારના કિતાબુલ ફિતન અધ્યાયના પાના ૧૦૧માં કિતાબુલ એખતેસામથી અબદુલ્લાહ બિન સિનાને જનાબ ઇમામ જઅફરે સાદિક (રદી.)થી એક રિવાયત એવાજ જુલ્મોની લખી છે. જેમાં લખ્યુ છે કે ચાળીશ રાતો અને ચાળીશ દહાડા સુધી હઝરત જનાબે અમીર (અલ.) હઝરત ફાતમા (રદી.)ને સવારીપર બેસાડી દરેકે દરેક મોહાજિર અને અનસાર સહાબીને ઘેર લઇ ગયા કે રખેને તેમાંનો એકાદ તો પોતાના નબી (સલ.)ની દીકરીપર દયા ખાઇ તેમનો હક અહલેબૈતના દુશમનો પાસેથી દેવાડવાની કંઇ કોશિશ કરે. પણ તે કઠિણ દિલવાલાઓનાં દિલોપર હઝરત ફાતેમા (રદી.)નાં રડવા, કાલાવાલા અને આજિજીની જરાપણ અસર થઇ નહીં. શું એવી રિવાયતેથી અહલે બૈતનું અપમાન થયલું સાબિત થતું નથી!

મજકુર રિવાયતોને આધારે કોઇ વાદવિવાદ કરનાર આર્યો કે ખ્રિસ્તિ એવો સવાલ કરે કે જે માણસમાં એક ચોખાના દાણા જેટલો પણ ઇમાન અને ઇસલામ કે પોતાના ધર્મની લાગણી હશે તે માણસ, સર્વ તરેહની સત્તા હોવા છતાં પોતાનાં અને પોતાના નબી (અલ) કે ધર્મ આગેવાનનાં કુટુબીયોપર આટલા બધા જુલમ અને ગેર ઇનસાફીઓ તથા ઇજાઓ થતી જોઇને એક પલકવારને માટે પણ ચુપ બેસી શકતો નથી. ઇમાનતો કોરે રહ્યું એક દુષ્ટ કાફિર પણ એ વાતોને પોતાના જાનમાલને નુકશાની થવાની બીકને લીધે ખમી શકતો નથી. બીજી સઘળી ઇજાઓમાં એક ઇજા તો સૌથી (ભારે) એ જણાય છે કે જ્યારે જનાબ અલીયે મુર્તઝાની સાહેબઝાદી અને જનાબ નબી (સ. અ. સ.)ની ખાસ નવાસી હઝરત ઉમ્મે કુલસૂમને જોરજુલમથી દુશમનો લઇ જાય અને વર્ષો સુધી પોતાની પરિણેત બનાવી તેઓને રાખે, અને તેઓની ઓલાદ પણ થાય.

પણ હઝરત શેરે ખુદાએ આવા સર્વ શકિતમાન થઇને દુશમનોની રરિઆયત રાખી એ બાબતો માટે કંઇ પણ પગલાં લીધાં નહીં. એવી બેપરવાઇની આપની હાલત જોઇ તે બહાદુર દીકરીએ શરમ અને હયાને લીધે ઉશકેરાઇ પોતાના આવા મહાન બાપની બેઅદબી પણ કીધી જેવી રીતે કે શીઆપંથની કિતાબોમાં છે છતાં આપની શરમ અને ધર્મની લાગણી જરાએ ઉશકેરાઇ નહીં. એનાથી તો સાફ જણાય છે હઝરત જનાબે અમીર (રદી) ફકત જાહેરમાંજ "દુશ.ની દુશમની"ના પોકારો કરતા હતા પણ અંદરખાને, સઘળા દુશમનોની સાથે, તેઓ પૂરેપૂરા હળીમળી ગયા હતા. શું કોઇ પણ ઇમાનદાર અને ધર્મિષ્ટ માણસથી કદી પણ એવું કામ થઇ શકે છે? એવું કામ તો તેજ માણસ કરશે કે જેણે પોતાના દીનને દુન્યાના બદલામાં તદન વેચી નાંખેલું હશે. શું એવો સવાલ કોઇ ઉઠાવી શકતો નથી? ત્યારે એવા ભારે સવાલનો શો જવાબ અમારે તેમને આપવો?

જે કોઇ માણસ મજકુર હદીસના હુકમની તાબેદારી નહીં કરે એટલે અહલેબૈતને નબવી (અલ)ની સાથે જોઇએ તેવી મોહબત રાખવાની તેમજ બેદીનોને કુર્આનમાં ફેરફાર કરતાં અટકાવવાની, તેમાં લખેલા અકીદાઓ અને હુકમો મુજબ પોતાને ચલાવવાની સંભાળ નહીં રાખે તો તેને માટે શીઆ પંથની ઘણી માતબર હદીસોમાં શો હુકમ છે તે જોઇએ:—અલ્લામએ કલીનીના મહાન ઉસ્તાદ, શીઆ પંથની હદીસોના મોટા ઇમામ શૈખ અલી બિન ઇબ્રાહીમ કુમીએ પોતાની તફસીરમાં એક લાંબી હદીસ રિવાયત કીધી છે જેનો ટુંક સાર અત્રે લખું છું. તે એ છે કે હઝરત અબુઝર (રદી)થી રિવાયત છે કે જ્યારે "યૌમા તબયદદો વોજૂહુંવ વ તસવદદો વોજૂહ"એ આયત ઉતરી ત્યારે જનાબ રસૂલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કે મારી ઉમ્મત મારી પાસે કેયામતને દહાડે પાંચ જુદાંજુદાં ટોળાંઓમાં પાંચ ઝુંડા (ધજા)ઓની નીચે વારા ફરતી આવશે. હું એક ટોળાને પૂછીશ કે તમે મારા પછી સકલૈન (એટલે મારી અહલેબૈત અને કુરઆન)ની સાથે કેવી રીતે વરત્યા? તેઓ કેહશે કે મોટા (એટલે કુર્આન)ને તો અમે ફાડી નાંખ્યું અને પીઠ પાછળ નાંખી દીધું. (એટલે દુશમનોને તેમાં હેરફેર કરવા દીધો અને તેના હુકમો મુજબ ચાલ્યા પણ નહીં). અને નાના (એટલે અહલેબૈત અને ઇતરત)ની સાથે દુશમની રાખી અને મનમાં દ્વેષ રાખ્યો અને તેઓના ઉપર જુલમ કીધા (અથવા જુલ્મો થતાં જોઇને ચુપચાપ બેશી રહ્યા) ત્યારે (જનાબ નબી સલ. ફરમાવે છે કે) હું કહીશ કે તમારાં કાળાં મોઢાં લઇને તરસ્યાને તરસ્યા (જહંનમની) આગમાં ચાલ્યા જાઓ. બીજા ઝુંડાવાળાઓ

પણ મજકુર જવાબ આપ (સ. અ. સ.)ના સવાલનો દેશે તેઓને પણ જહંનમમાં જવાની આપ બદદોઆ કરશે. ત્રીજા ઝુંડાવાળાઓથી પણ તેવો નાલાયક જવાબ સાંભળી આપ (સ. અ. સ.) તેવીજ બદદોઆ તેઓને માટે કરશે. ચોથા ઝુંડાવાળાઓનો જવાબ પણ તેવોજ નઠારો હોવાથી તેવા નાલાયકોને પણ જહંનમની સજા ફરમાવવામાં આવશે. પાંચમો ઝુંડો સારા લોકોનો હશે અને તેઓ જનાબ નબીયે અતહર (સલ)ના જવાબમાં અરજ ગુજારશે કે મોટા ( એટલે કુર્આનની દરેક રીતે સંભાળ લઇ તે )ની તાબેદારી (દરેક વાતમાં) કીધી અને નાંહલા (એટલે આપ (સલ)ની આલ અહલેબૈત અથવા ઇતરત )ની સાથે ઘણીજ પ્રીતિ અને દોસ્તી રાખી અને તેઓની ( દરેક વાતમાં પૂરેપૂરી રીતે જાન માલથી) મદદ કીધી તે એટલે સુધી કે તેઓને માટે અમારા લોહી પણ અમે વહેવડાવ્યાં. ત્યારે (નબી (સલ) ફરમાવે છે કે ) હું કહીશ કે તરસથી તૃપ્ત (સયરાબ) થઇને જંનતમાં ચાલ્યા જાઓ. ખોદાપાક તમારા ચેહરાઓને રોશન કરે. પછી આપે (સલ) મજકુર આયત પઢી. ત્યારે શીઆપંથમાં આવેલી મજકુર બેપરવાઇની રિવાયતોને લીધે કે જેથી કુર્આન અને અહલેબૈતે નબવી ( અલ )ની જરા પણ મોહબત રાખેલી અને સંભાળ લીધેલી જનાબ અલીયે મુર્તઝા (કરમ)એ સાબેત થતી નથી, પરધર્મી, નઉઝો બિલ્લાહ, આપને મજકુર પાંચ ઝુંડાવાળાઓમાંથી કયા ઝુંડાવાળાઓમાં ગણાવવા સાબેત કરવા ઉભો થશે. તે આપ સાહેબ પોતે વિચારી એનો લાજવાબ જવાબ જરૂર પ્રગટ કરી ઇસલામની મદદ ફરમાવશો.

અહલે બૈતે રસૂલ અને ઇમામો (અલ.)નું ઇમાન એટલુંજ નહીં પણ અલ્લાહ પાકની તૌહીદ અને હુઝુરે અકરમ (સલ)ની રિસાલત અને આપના તાબેદારોના ઇમાન તેમજ ઇસલામને અકલી અને નકલી સૌથી પાકી દલીલોથી સાબેત કરનારી જે વસ્તુ અને દેખીતો મોજિઝો કુર્આન છે તે મજકુર રિવાયતો હોવાને લીધે મુસલમાનોએ ખોઇ નાંખેલો સાબિત થાય છે. હવે મજકુર ચીજો અને ખાસ કરીને હુઝુરે પુર્નૂર (સ. અ. સ.)ની રિસાલત અને અહલેબૈત તેમજ ઇમામો (અલ.)નું ઇમાન ઇસલામ અને હક્કાનીયત સાબેત કરનારી એક બીજી દલીલ લાખો સહાબીયો (રદી)નો એકત્રમત (ઇજમા) હતો તેની શી દશા શીઆપંથની રિવાયતો લાવી મૂકે છે તે વિચારવા લાયક છે.

આખી દુન્યા એ વાતથી વાકેફગાર છે કે ઇસલામ સાચો ધર્મ હતો. તેથીજ તેની સાચી અસરથી ખેંચાઇ લાખો ગુમરાહો અને બુતપરસ્તો, તેપણ આખી દુન્યામાં પ્રખ્યાત અર્બો જેવા જક્કી અને દૃઢ મનના લોકો, પોતાના બાપદાદાના દીનોને એકદમ છોડી દઈ, તેવીસ વર્ષની ટુંક મુદતમાં મુસલમાન થયા એટલુંજ નહીં પણ બીજા વીસ વર્ષની ટુંક મુદતમાં યૂરોપ આફ્રિકા અને એશિયા જેવા વિશાળ ખંડોમાં પોતાના જયજયકારના પોકાર કરી ત્રણે, ખંડોને ગજાવી મૂકી હજારો શેહરોપર મોહમદી દીનનાં ઝુંડાઓ ઉડાવી, કુફ્રને નહસાડી, ઇસલામ અને ઇમાનને, ત્યાંના રહેવાશીઓનાં દિલોની ગાદીએ તેજ અર્બોએ બેસાડયાં. જો ઇસલામી દીન સાચું નહોત તો આટલી થોડી મુદતમાં આટલા બધા માણુસો એક જૂઠી બનાવટી વસ્તુપર કદી પણ એકમત થતે નહીં, ખોદાપાકની આવી ખુલ્લી મદદ કે તેના જેવી મદદ દુન્યા પેદા થઇ ત્યારથી કોઇ પણ દીનને કદી મળી હતી નહીં આ દીનના તાબેદારોને કદી મળતે નહીં, અને આ દીન આખી દુન્યામાં આટલો જલદી કદી ફેલાતે નહીં.

એટલા બધા માણુસોનું એક જૂઠી વાતપર એકમત થઈ જવું, પોતાના બાપદાદાના ધર્મને છોડી દેવો, તેવી જૂઠી વસ્તુને માટે લાખો

ઇજાઓ ઉઠાવવી અને ખમવી, પોતાના સગાં વહાલાં દોસ્તો વિગેરે કે જેઓને માટે અરબ જેવા સામી લાગણી ધરાવનારા લોકો પોતાનો જીવ અર્પણ કરવાને નજીવું ગણતા તેવા કુટુંબીઓ અને દોસ્તોની સાથે દરેક તરેહનો સંબંધ તોડી નાંખવો, એટલુંજ નહીં પણ ઘણી લડાઇયોમાં તેઓને પોતાની તરવારોથી કતલ કરી નાંખવા, અથવા તેઓના હથિયારોથી પોતે કતલ થઇ જવું, મરી ગયા ત્યાં સુધી તે જૂઠી વસ્તુની તાબેદારી કરવામાં આ આખા જગતમાં ફેલાવવાની કોશિશમાં રહી તેજ દીનપર મરણ પામવુ, તે જૂઠી ચીજને એવે વખતે કબૂલ કરી લેવી કે જે વખતે આગળ જતાં દુન્યાનો કંઈ લાભ થશે તેની જરાએ આશા નહોતી પણ ઉલટું દરેક તરેહના અપમાન અને દુન્યાના નુકસાન સિવાય બીજુ કંઇ પણ હાસલ થવાની જરાએ ઉમેદ નહોતી. પોતાની જે કંઇ માલમિલકત હોય તેને છોડી. સગાં વહાલાં બાલબચ્ચાંઓને દુશમનોના હાથમાં મૂકી મુસાફરીની ઇજાઓ અને ભૂખમરાના દુઃખો વેઠવા વગર બીજુ કંઇ પણ પ્રાપ્ત નહીં થવું.

તેજ જૂઠી વસ્તુને માટે દુન્યાનાં માન આબરૂને ખોઇ લાચારી અને અપમાનને કબૂલ રાખવુ. ખરી અમીરાત ધરાવવા છતાં દુશમનોનાં દિલ ભેદી નાંખનારાં મ્હેણાં સાંભળવાં અને કાફિરો તેમજ મોનાફિકોની ગાળો ખાવી, પોતે દુન્યાના માલેક બની ગયા પછી પણ તેજ ફકીરી (સંન્યાસ) અને પરહેજગારી તથા તવક્કુલ (ખોદાપર ભરોસો) કરી પોતાની આખી જીંદગી ગાળી નાંખવી, દુન્યાની લ્હેજતો અને સુખ ચેન એશ આરામ માટે મનની ઇચ્છાઓ તરફ કદી ભુલીને પણ જોવું નહી કોઇ પણ નાના મોટા, અમીર ફકીર, કુટુંબીકે પારકાનો ભેદ રાખ્યા વગર અપક્ષપાતપણે સૌને માટે ખોદા પાક અને તેના રસૂલ (સ. અ. સ.)ના હુકમો સરખી રીતે અમલમાં મુકવા, ખિલાફત, અમારત, સલતનત બલ્કે આખી દુન્યાની બાદશાહત અને અપ અખત્યારી હુકુમત હાસલ થયા પછી પણ તેજ જૂઠી વસ્તુને મજબૂત પકડી રાખવી, મતલબ એ કે તેવી જૂઠી વસ્તુને માટે દરેક હાલતમાં એવી કોશિશમાં રહેવું કે બસ તેજ ખોટા દીનની ઉન્નતી (તરક્કી) થાય અને તેને માટે દુન્યાના પોતાના દરેકે દરેક ફાયદાને પીઠ પાછળ ફેંકી દેવો એ કલ્પના અને એવો વિચાર અકલી કે નકલી કોઇ પણ દલીલથી દુન્યાનું કોઇ પણ માણસ સાબેત કરી શકતું નથી, અને એવા ખરા તાબેદારોને જો કોઈ ખોટા ઠેરવવા બેસશે તો દુન્યામાં હસ્તિ ધરાવનારી, સત્યને સાબેત કરનારી અને સચ્ચાઇથી જૂઠને તદન જુદો પાડી પરખાવનારી એક પણ દલીલ એવી બાકી રહી જતી નથી કે જેથી એક સત્ય શોધકને જૂઠા અને સાચાનો ભેદ જણાઇ આવે.

જનાબ નબીયે અકરમ (સલ)ની વફાત શરીફ પછી, શીઆપંથના મહાન આગેવાનોની રિવાયતો મુજબ લાખો સહાબીયો મૌજૂદ હતા. શીઆપંથમાં એકમતે માનેલી માતબર કિતાબ રિબ.જુસ સાજિદીન જે સહીફએ સજ્જાદીઆ આકાશી કિતાબની શર્હ છે તેના રચનાર સાહેબ સદરૂદ્દીન હુસનીયુલ હોસૈની, રૌઝએ ચહારમમાં લખે છે કે ખોદાના પેગમ્બર (સ.અ.સ.) ની (વફાત પછી અથવા) વફાત વખતે એક લાખ ચૌદ હજાર સહાબા (રદી) મૌજૂદ હતા. સુન્નત જમાતના મહાન ઇમામ, મુસલમ શરીફની પ્રખ્યાત શહ લખનાર હઝરત ઇમામ નવવી (રહ) પોતાની કિતાબ તકરીબમાં મજકુર ગણત્રીનેજ સહાબા (રદી)ની ખરી ગણત્રી લખે છે. પછી શીઆ પંથના રઇસુલ મોહદદિસીન કિતાબુલ ખસાલ...થી હઝરત ઇમામે જઅફરે સાદિક (રદી)ની હદીસ રિવાયત કરે છે કે

આપ (સલ)ના સહાબાઓમાં બાર હજાર સહાબા (રદી) જ એવા હતા કે જેઓમાં નહીં કોઈ "કદરી" હતો નહીં, "ખારજી" નહીં "મોઅતઝેલી" નહીં "સાહેબુર રાય" અને તેઓ ઉપ્રાંત અર્બોના ઘણુજ મોટા અને માનીતા ઓસ, ખઝરજ, બનુ હનીફ, હમદાન, મુઝહજ રબીઆ, મોદર, કુઝઅ, વાયલ, બજીલા અને લખ કબીલાઓ (વંશો), સઘળા હઝરત મોલા અલી (રદી.)ના ખાસ શીઆઓ હતા.

અલ્લામા મુલ્લા બાકિર મજલિસી પોતા પ્રખ્યાત કિતાબ મજાલિસુલ મોમિનીનની બીજી મજલિસના "તે કેટલાંક ટોળાંઓનું બયાન કે જેઓ (હઝરત અલી (રદી)ના) શીઆ (એટલે હઝરત અલી (રદી)ને ખાસ માનનારા અને તેઓની સાથે ગાઢી દોસ્તી રાખી તેઓની તાબેદારી કરનારા) પ્રખ્યાત અને મોમિન બંદાઓ હોવામાં ગણાયલાં છે." વાળા મથાળા હેઠલ લખે છે કે મજકુર ટોળાંઓમાં પણ ખાસ ઓસ અને ખઝરજ જેવાં મોટાં ટોળાંઓ એવાં મશહુર શીઆ હતા કે તેઓની શીઆ પણાની તારીફો લખી પ્રગટ કરવાની હવે જરૂર નથી. હઝરત જનાબે અમીર (રદી) તેઓની તારીફમાં ફરમાવે છે કેઃ—

અલ ઓસો વલ ખઝરજુલ કૌમુલ્લઝીના લુમ
આવવ ફ અબનૂ ફીકા મા વહ બૂ

એટલે ઓસ અને ખઝરજ એવી કોમના લોકો છે કે જે લોકોને તેઓ પોતાના આશ્રા હેઠળ લઇ લે છે તેઓની સાથે પોતાની ગજા ઉપ્રાંત સલુક અને ભલાઇઓ કરે છે. હવે બીજાં ટોળાંઓની તારીફમાં આપે (રદી) જે શેઅરો અર્બી ભાષામાં કહયા છે તેનો તરજુમો ફારસી ભાષામાં મજલિસી સાહેબે નીચે મુજબ કર્યો છે:—

યારાને મનંદ એહલે શમશીર હમા,
બાએશ બખુદા અઝ જહાં સેર હમા
મઆનીએ ઓરે બતન નદાનંદ કે ચીસ્ત
બાશંદ બરોઝે હર્બ ચું શેર હમા

મજકુર અલ્લામા મજલિસી સાહેબ પોતાની બીજી માતબર કિતાબ તઝકેરતુલ અઇમ્મામાં લખે છે કે જનાબ પયગંબરે ખોદા (સલ) પછી ચાર લાખ સહાબા (રદી) મૌજૂદ હતા. એ બધી તારીફો, મોટી સંખ્યાઓ અને સદગુણોના પીતોપર પાણી કેવી રીતે ફરી વળ્યું હવે તે વિચારવા લાયક વિષય છે. શીઆ પંથના તેજ મહાન આગેવાન અલ્લામા મજલિસી સાહેબ જેવણુની ખાસ કોશીશથી અહલેબૈત અને ઇમામો (અલ)ના એટલા બધા શીઆ સહાબીયો સાબિત કરવામાં આવ્યા હતા એક પલકવારમાં, તે સઘળાઓનું ઇમાન અને ઇસ્લામ શીઆ પંથની ઘણીજ માતબર હદીસો લાવીને કેવી રીતે છીનવી લે છે તે જોવા લાયક છે. મજકુર મજલિસી સાહેબે પોતાની ખલાસતુલ અનવારમાં રિજાલુલ કશી નામની હદીસોની કિતાબથી એક લાંબી હદીસ લખી છે જેનો ટુંક સાર એ છે કે

હદીર રાવીએ જનાબ ઇમામ બાકિર (રદી)થી રિવાયત કીધી છે. કે જનાબ નબી (સલની વફાત) પછી, હઝરાત (૧) મિકદાદ બિન અસવદ (૨) અબુઝર ગિફારી, (૩) અને સલમાને ફારિસી (રદી) સિવાય બધા આદમીયો (એટલે સહાબા, તાબેઇનો અને તબએતાબેઇનો (રદી) કાફિર મુરતદ થઈ દીનથી ફરી ગયા હતા પણ (૪) હઝરતે અમ્માર (રદી) મુર્તદ થયા પછી પાછા મુસલમાન થઇ ગયાં હતા તેમજ (૫) અબૂસાસાન અનસારી, (૬) અબુ અમસ અને (૭) શોઅરા પણ પાછા દીનમાં દાખેલ થયા હતા મતલબ એ કે આખી દુન્યામાં અહલેબૈતની સાથે બીજા માત્ર સાત માણસો મુસલમાન રહયા હતા.

બીજી રિવાયતં અબદુલ મલેક બિન અઅયુને હઝરત ઇમામ જઅફરે સાદિક (રદી)થી એવી રીતે કીધી છે કે આપે ખોદાની સોગન ખાઇને કહયુ કે પૂર્વ અને પશ્ચિમમાં મજકુર

સાત માણસો સિવાય કોઇ પણ સહાબી એવો રહયો નહતો કે જે જનાબ નબી (સલ)ની વફાત પછી મુર્તદ નહીં થઇ ગયો હોય.

ત્રીજી રિવાયતમાં તો આ ૭ સહાબીયો મજકુરના ઇમાનમાં પણ શક શુબેહ જાહેર કરી હઝરત ઇમામ બાકિરે (રદી) પોતાના સહાબી અબુઝકર હિફ્રીને ફરમાવ્યું કે જોતું સઘળા સહાબાઓમાં એવા માણસને જાણવા માંગતો હોય કે જેણે ઇમાન અને ઇસલામમાં જરાએ શક ન કીધો હોય અને તેના દિલમાં કોઈ પણ વસવસો (શંકા) ન આવ્યો હોય તો તેવા સહાબી માત્ર હઝરત મિકદાદ (રદી) છે. (**બિહારૂલ અનવાર**નો કિતાબુલ ફિતનનો અધ્યાય પાનું ૪૬, ૪૭.)

હવે મજકુર રિવાયતો જેવી શીઆ પંથની ઘણી રિવાયતો મુજબ જનાબ નબી (સલ) પછી જો માત્ર પંજતને પાક અને તેઓની સાથે સાત કે પાંચ કે ચાર કે ત્રણ અથવા એક સહાબી આખી દુન્યામાં મુસલમાન રહી ગયલાં માનવામાં આવે અને બાકીના ચાર લાખ કે એક લાખ અને ચૌદ હજાર સહાબીયો મુર્તદ અને કાફિર થઈ ગયલા ખરા દિલથી ગણવામાં આવે તો પરધર્મીયોના જે અગણિત સવાલો ઇસલામી ધર્મને માટે ઉઠશે, તેઓને હાલ છોડી દેતાં શીઆ પંથવાળાઓપર તેઓને જવાબ આપવાની મોટી મુશ્કેલી એ આવી પડવાની કે કુર્આનને માટે ઉપર લખાયલી શીઆ પંથની રિવાયતોને લીધે કુર્આન તો ભરોસા વગરનો ઠર્યોજ હતો હવે ફકત અહલે બૈત અને ઇમામો (રદી)નું ઇમાન અને ઇસલામ સાબેત કરવાને મજકુર લાખો અને હજારો મુસલમાનોનો એકત્ર મત બાકી રહી ગયો હતો તેનો મજકુર રિવાયતોએ જડ બુન્યાદથી નાશ કરી નાંખ્યો. "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઉન". ઓ ઇસલામના હાઇ સાહેબ! દરેક મુસલમાનને માટે શીઆ પંથની રિવાયતોની આવી નાજુક હાલત કેવો કંપારો ઉપજાવનારી છે કે જે અહલેબૈત અને ઇમામો (રદી)ને તેઓ ઇમાનના ત્રીજા રૂકન દિલથી માને છે તેઓનુંજ ઇમાન અને ઇસલામ સાબેત કરનારી જે સૌથી મોટી દલીલો શીઆ પંથ અને સુન્ની પંથ બંનેના હાથમાં હતી તે માતબર દલીલો અને હથીયારોને પરધર્મીઓના હુમલાઓ રદ કરવામાં વાપરવાને ઠેકાણે પોતે શીઆ પંથેજ નાબુદ કરી નાખી.

મજકુર હજારો અને લાખો માણસોના એકત્રમત (ઇજમાઅ)ની જરૂર એ છે કે ફકત ૭ સાત માણસોના એક મતને આખી દુન્યામાં કોઇ પણ માણસ ધર્મ જેવી અગત્યની વસ્તુને માટે ભરોસા લાયક ગણી શકતોજ નથી તેથીજ ઇસલામી ધર્મનો દુશમન એમ કહી શકે છે કે એટલા માણસો તો બેશક એક જૂઠી વાતપર એકમત થઈ શકે છે. કેમકે એ વાત બની શકે છે. (૧) સલમાને ફારિસી (૨) અબુઝર (૩) મિકદાદ (૪) ઝુબૈર વિગેરે વિગેરે પાંચ સાત જણાઓએ એકઠા થઇ મશવેરો કરી અર્બસ્તાનમાં એક નવા દીનનું ધતિંગ ઉભું કરી દીધું હશે જે નવા ધર્મનું નામ તેઓએ દીને ઇસલામ રાખી તેને માટે એક કલ્પિત (વહેમી) ખોદા એક મહાન રસૂલ અને પોતાના વિચારે ઘડી કાઢેલા અહલેબૈત ઠેરવી પોતાની આ ગોઠવણીને અને નવા ધર્મને ઉતેજન આપનાર અને એ કામમાં તેઓના ખાસ મદદગાર એક મહાપુરૂષને પણ બનાવટથી જાહેર કીધા હોય કે જે મહાત્માનું મોબારક નામ હઝરત અલીયે મુર્તઝા, શેરે ખુદા, મુશકિલકુશા, હૈદરે કર્રાર, સાહેબે ઝુલફકાર, અસદુલ્લાહુલ ગાલબ, મઝહરૂલ અજાએબે વલ ગરાએબ રાખી પાડેલું હોય.

નહીં તો ખરૂં જોતાં દુન્યામાં ઇસલામી દીન નહીં કોઇ ધર્મ થઇ ગયો છે, અને નહીં ખોદાએ વાહિદ લાશરીક કોઇ એક વાજિબુલ

વાજૂદ હસ્તિ છે, કે જેને પાળનારો, પેદા કરનારો, ઇબાદતને લાયક પૂજ્ય માનવામાં આવે, અને નહીં કુર્આન કોઈ આકાશી કિતાબ અથવા ખોદાપાક તરફથી ઉતારવામાં આવેલો કોઈ સહીફા અથવા કલામે ઇલાહી છે, નહીં હઝરત મોહંમદ નામના કોઇ પેગંબર થયા છે અને નહીં અલી ઇબ્ને અબીતાલિબ અથવા અહલેબૈત અતહાર ઇસલામી દીનના માનવંતા, પ્રમાણિક અને દુન્યાના કોઇ પણ દીન ધર્મના ભાવિક અનુયાયીઓ થઇ ગયા છે ત્યારે તેવા ભારે મુનકિરનો ઇસલામીઓ તરફથી શો જવાબ આપી શકાય?

પરધર્મીઓને જવાબ આપવામાં અને તેઓનો ખુલ્સો રદ્દ કરવામાં જે સૌથી મોટી મુશકેલી ઇસલામીઓ આગળ આવી ઉભી રહે છે તે એજ છે કે જ્યાંસુધી ઉપર જણાવેલી અને તેઓના જેવી બીજી ઘણી રિવાયતો મુજબ પાંચ સાતને છોડીને સઘળા સહાબા (રદી)ને જનાબ નબી (સલ)ની વફાત પછી શીઆપંથના માનવા મુજબ દીનથી ફરી ગયલા નહીં માનવામાં આવે ત્યાંસુધી શીઆપંથના માનીતા અને પ્રખ્યાત અકીદા મુજબ જનાબ અલીયે મુર્તઝા (કરમ)નું જનાબ રસુલુલ્લાહ (સલ)ની પછી ખલીફા બિલા ફસ્લ હોવું અને વસી હોવું કદી પણ સાબેત થઇ શકતું નથી. એટલાજ માટે ઉપર લખેલી રિવાયતોને રિવાયતની સનદો સાથે પોતાની હદીસોની કિતાબોમાં લખવાની અને બંને વાતોને પોતાનો ખરો અકીદો બનાવવની અને તે બંને વાતોને ખોટી ગણનારને કાફિર ગણવાની શીઆપંથને જરૂર જણાઇ. જો પાંચ સાત સિવાય સઘળા સહાબા (રદી.)ને તેઓની વફાત થાય ત્યાં સુધી પાકા ઇમાનવાળા, ખોદા પાક અને તેના રસૂલ (સ. અ. સ.)ના માનીતા, અહલેબૈત (અલ) ના ખરેખરા દોસ્તો, અને પોતાના જાન અને માલ કુરબાન કરનારા મિત્રો તથા ઇસલામી દીનના આગેવાન, દીનના રક્ષકો અને દીનના ફેલાવનારા માનવામાં આવે તો પછી હઝરત જનાબે અમીર (અલ)નું રસુલુલ્લાહ (સ. અ. સ.)ના ખલીફા બિલાફસ્લ અને વસી હોવું ખોટું ઠરે છે.

કારણ કે શીઆ પંથમાં કુર્આન અને હદીસોથી જનાબે અમીર (અલ)નું વસીયે રસુલુલ્લાહ અને ખલીફતુર રસૂલ બિલા ફસ્લ હોવું કતઇ અને મોતવાતર છે. કતઇ અને મોતવાતર એટલાજ માટે કે જનાબ રસુલુલ્લાહે (સલ) સેંકડો વખતે સહાબાઓ (રદી)ની હાજરીમાં જનાબે અમીર (અલ) ને પોતાના વસી અને ખલીફા બિલા ફસ્લ પોકાર્યા અને નીમ્યા છે. તેમજ હવે પછી આગળ રિવાયત કીધેલી હદીસો અને રિવાયતો મુજબ આદમ (અલે) થી લઇને હઝરત નબીયે આખેરઝ ઝમાન (સ. અ. સ.) ના ઝમાના સુધી જેટલા નબીઓ અને રસૂલો (અલ) થયા તેઓ હઝરત જનાબે અમીર (અલ) ના વસીયે રસૂલુલ્લાહ (સલ) અને આપ (સલ) ના ખલીફા બિલાફસ્લ હોવાપર ઇમાન લાવનારા અને પોતપોતાની ઉમ્મતને એ બંને વાતો પર ઇમાન લાવવાને સૂચવનારા હતા. એટલી બધી ખુલ્લી અને કતઇ દલીલો જાણવા, સમજવા અને સાભળવા છતાં પાંચ સાત સિવાય જે સઘળા સહાબાઓએ એ બંને વાતોને નહીં માની તેવા મુનકિરોના કુફ્રમાં, ઇર્તેદાદમાં, બેદીનીમાં અને દીનથી ફરી જવામાં શીઆપંથના કોઈ પણ માણસને શક શુબેહની ગુંજાશ રહી શકતીજ નથી. નહીંતો શીઆપંથના સઘળા તાબેદારોને માનવું પડશે કે અમારા પંથની હદીસોની મજકુર કિતાબોની તે રિવાયતો કે જેમાં કુર્આન અને સહાબા (રદી) ને વાસ્તે આવી બે અદબી ભરી વાતો આવેલી છે તે ખોટી છે. ત્યારે મુશકેલીપર મુશકેલી એ આવી પડે છે કે જે હદીસોને અને રિવાયતોને અને તે રિવાયતોના રાવિયોને તેઓ

પોતે એકમતે સાચાં અને ખરાં ગણે તેઓનેજ પાછા ખોટાં ગણવા તૈયાર થવાથી બાકાની બધી રિવાયતો અને રાવિયોપરથી ભરોસો ઉડી જઈ આખા શીઆપંથને દુન્યામાં કેથે પલ વાર ચોભવાની પણ ફુરસદ મળશે નહીં.

જે કુર્આને મજીદ હાલ બંને પંથોના હાથમાં છે તેને ભરોસા વગરનો માનવાની જે રિવાયતો આવેલી છે તેઓથી આંખ મિચામણી કરી તેને અસલી કુર્આન માન્ય રાખવા છતાં શીઆ પંથની રૂએ અહલેબૈતે કિરામ (અલ) નું અને જનાબે અમીર (રદી) નું ઇમાન પરધર્મી સામે સાબેત કરવું ધોળે દહાડે મધરાત સાબેત કરવાની હિંમત કરવા સરખું છે. કેમકે આ કુર્આનમાં કોઇ ખાસ સહાબીનું અથવા અહલેબૈતના કોઇ ખાસ માણસનું નામ દઇને તો એમ લખેલું નથી કે જનાબ મોહંમદ (સલ) ના ફલાણા ફલાણા સહાબા હતા, ફલાણા સહાબીયો મોનાફિક હતા, ફલાણા દીનથી ફરી જનાર હતા ને માત્ર પાંચ કે સાત ફલાણા ફલાણા સહાબી અને અહલેબૈત અને પંજતને પાક અને હઝરત અલી બિન અબીતાલિબ (રદી) માત્ર સાચા અને પાકા મોમિન બંદા હતા.

જેટલી આયતો સહાબા (રદી) ની તારીફોમાં આવેલી છે તે સઘળી આયતોમાં તો સઘળા સહાબીયોને માટેજ આવેલું છે કે "રદીયલ્લાહો અનહુમ વ રદૂ અન્હો" અથવા એવાજ બીજા શબ્દો છે કે જેથી ખોદાપાક અને તેના રસૂલ (સલ) તેઓમાંથી એકને પણ જુદા પાડયા વગર સઘળા સહાબીયોથી રાજી હતા એજ ખુલ્લી રીતે સાબેત થાય છે. નમૂના દાખલ એક આયત શરીફાને તેની શીઆી તફસીર સાથે અત્રે નકલ કરૂં છું:—

શીઆ પંથના ઇમામુલ મોહકકેકીન, સૈયદુત તાએફા અલ્લામા તૂસી સાહેબ પોતાની પ્રખ્યાત તફસીરમાં લખે છે કે "પછી ખોદા પાક મોહાજિરીન અને અનસારના બયાનને શરૂ કરે છે, અને તેમની તારીફો કરે છે કે (જે લોકો ઇમાન લાવ્યા અને તેઓએ હિજરત કીધી અને ખોદાના રસ્તામાં જિહાદ કીધો) એટલે જે લોકોએ ખોદા અને રસૂલને જીભ અને દિલ વડે સાચવ્યા અને પોતાના ઘરો અને વતનોથી હિજરત કીધી એટલે મક્કાને છોડી મદીનામાં આવી ગયા અને માત્ર એટલીજ ઇજાઓ ખમી બેસી ન રેહતાં દીનને પ્રસારવાને માટે અલ્લાહની રાહમાં જહાદ પણ કીધા. (અને જે લોકોએ) એટલે અનસારીઓએ (તે લોકોને) એટલે હિજરત કરીને આવનારાઓને પોતાને ત્યાં (આશ્રો આપ્યો) અને જનાબ નબી (સલ.)ની (મદદ કીધી એજ લોકો સાચા મોમિન બંદાઓ છે). (પારો ૧૦મો રૂકુઅ ૬ઠો). એટલે એજ લોકો એવા સાચા મોમિન બંદાઓ છે કે હિજરત, જિહાદ ફી સબીલલ્લાહ અને (જનાબ નબીયે અકરમ (સલ)ની મદદ કરીને જેઓએ પોતાનું ઇમાન સાબેત કરી દેખાડયુ પણ જે લોકો મુશરિકોના મુલકમાં (તેઓની સાથે) રહી ગયા તેઓએ એમાંનું કંઇજ કીધું નહીં (એટલે તેઓ મજકૂર લોકોમાં ગણાયા પણ નહી.)"

મજકૂર આયત અને તફસીરથી એ વાત સૂર્ય કરતાં વધારે રોશન થઇ ગઇ કે સઘળા સહાબીયો પછી તેઓ મોહાજિરીનમાંથી હોય અથવા અનસારીયોમાંથી હોય દરેકે દરેક જણનું ઇમાન અને ઇસલામ દુન્યા અને આખેરતની છેલ્લી ઘડી સુધી પૂરેપૂરૂં અને સંપુર્ણ રહ્યું અને તેઓનો ખાતેમો બૈરની સાથે થયો. તેનું ખુલ્લું કારણ એ છે કે શીઆ અને સુન્ની પંથો એક મને એ વાતને માને છે કે ખોદા પાક પોતાના પાક કલામમાં જ્યારે કોઈ વાતની "ખબર" પોતાના બંદાઓને આપે છે પછી તે ખબર કોઇના સારા હોવા બાબત હોય કે નઠારા હોવા બાબત હોય, તે ખબરમાં દુન્યા કે આખેરતમાં

ચેન, આરામ, ઉન્નતી (તરક્કી) અને ફતેહ આબાદીનો વાયદો હોય; અથવા ભુંડા કૃત્યોને લીધે દુન્યા કે આખેરતમાં સજા આપવાની ધમકી હોય તેમાં "નસખ" એટલે પછીથી ફેરફાર કે રદ બાતિલ કરવું કદી કદી થતું નથી.

બને ઇસલામી ટોળાંઓના ઉસલમાં એવી રીતે અપાયલી ખબરમાં પછીથી ફેરફાર કરવામાં આવે તો તેની નુકશાની એ જણાવવામાં આવેલી છે કે તેથી કરીને અલ્લાહ સુબહાનહુ વ તઆલાને માટે આવના વખત એટલે ભવિષ્યનું અજાણ્યું હોવું; જાહલ હોવું, અને બેઇલમ હોવું લાગુ પડે છે. અને ખોદા પાકને માટે ગાઝલથી અબદ સુધીમાં થનારી દરેકે દરેક, નાની અને મોટી, સંબંધ ધરાવનારી અથવા કોઇ પણ સંબંધ નહીં ધરાવનારી વાતને માટે એવો અકીદો રાખવો કે તે ફલાણી વાત જાણતો નહતો, અથવા જાણતો તો હતો પણ તે વખતે તેને ગફલત થઈ ગઇ અથવા તે થોડી વારને માટે ભુલી ગયો અથવા હમેશને માટે તેને યાદ નહી રહ્યું એ ચોકખું કુફર છે.

જે કાયદો સઘળા સહાબા (રદી)ની તારીફો માટે આવેલી કુઅાંને શરીફની સઘળી આયતોને પણ લાગુ પડશે. સઘળા સહાબા (રદી)ની શાનમાં ખોદાપાક ફરમાવે છે કે "તમો સૌ ઉમ્મતો કરતાં સારી ઉમ્મત છો કે જેઓ (એટલાજ માટે આખી દુન્યાના લોકોમાંથી) ચુંટાયલા છો કે તમો (પોતપોતામાં એક બીજાને તેમજ પારકા લોકોને અને પરધર્મીયોને ઇસલામની અને ઇમાનની દરેકે દરેક) સારી વાતનો (શરીરથી તેમજ ખરા દિલથી) કરવાને અથવા બજાવી લાવવાને હોકમ કરો છો, અને (દીને ઇસલામે ખુલ્લે ખુલ્લી રીતે જણાવેલા નાના તથા મોટા ગુનાઓથી અને બુરાં બિદઅતવાળાં કામોથી અને કુફર, શિરક કરવાથી તથા ઇસલામના ખુલ્લે ખુલ્લા સાચા અકીદાઓ વિરૂદ્ધ ખોટા અકીદાઓ રાખવાની દરેકે દરેક) નઠારી વાતો થકી (લોકોને) અટકાવો છો અને ખોદાપાકપર ઇમાન લાવો છો." (પાગ ૪થાનો રૂકૂઅ ૩જો.)

ઈરાન દેશના રાજધાની તેહરાનમાં હિજરી સન ૧૨૭૫માં છપાયલી, શીઆ પંથમાં સૌથી ઉત્તમ જે તફસીરો મનાય છે તેમાંની એક તફસીર, શીઆ પંથના નામાંકિત આગેવાન અલ્લામા તબરસીની **તફસીરે મજમઉલ બયાન**ના પાના ૨૦૮માં મજકુર આયતની તફસીરમાં છે કે 'પેહલાં તો ખોદાપાકે સારાં કામોની આજ્ઞા અને નઠારાં કામોથી રોકાણ તથા અટકાવ કરવાનું બયાન કરી પછી તે લોકોનું વર્ણન કીધું કે જેઓ સારાં કામોજ કરવાનો હોકમ કરે છે અને નઠારાં કામો કરવાની (સખત) મનાઈ કરે છે. અને તેથી કરીને ઉમ્મતના બીજા લોકો હંમેશ તેઓની તાબેદારી કરે એટલાજ માટે (ખોદાપાક અને રસૂલ (સ. અ. સ.)ની જનાબમાં તેઓ કેવી પ્રસંશા (તારીફો)ને લાયક છે તે) જાહેર કરવા આખી ઉમ્મત આગળ તેઓને ઉદ્દેશીને (મોખાતબ કરીને ફરમાવ્યું કે "કુનતુમ ખૈરા ઉમ્મતિન." જેમાં મહાન મોફસ્સિર સાહેબે પોતે કબુલ રાખ્યું અને પોતાના શીઆ પંથવાળાઓને ખુલ્લી રીતે જણાવી દીધું કે એ આયતમાં તેજ લોકોની તારીફ છે કે જે લોકોને, ખોદા અને રસૂલે (સલ) આગલી અને પાછલી ઉમ્મતોમાં ઇમાન અને ઇસલામમાં સૌ કરતાં ઉંચા દરજ્જાના ગણ્યા છે, ગણે છે અને ગણશે. હવે તે કયા લોકો છે તેને માટે અલ્લામા સાહેબ પોતે કબૂલ રાખી સઘળા શીઆ સાહેબોને કબૂલ રાખવા ફરમાવે છે કે "એ આયતમાં કયા લોકોને મોખાતબ કીધા છે તેમાં (શીઆ પંથના આલિમોનો) મતફેર છે. (૧) કેટલાક આલિમોનો મત એ છે કે એ આયત ખાસ કરીને હિજરત કરનારા (મોહાજિરીન) જેટલા (સહાબીયો) છે તે સઘળાઓને માટે છે. (૨) અને કેટલાક

આલિમો ફરમાવે છે કે એ આયતમાં (પાંચ સાત સહાબીયો અને પંજતન પાક તથા અહલેબૈતે નબી (સલ) અને તેઓ પછીના બીજા ઈમામો (અલ) એકલા નથી પણ જનાબ નબી (સલ)ના) સઘળા સહાબા (રદી) તરફ આ ખિતાબ કરવામાં આવ્યો છે (સુબહાનલ્લાહ!)(પછી મુફસ્સિર સાહેબ ત્રીજા કૌલમે મંજૂર રાખી ભાર દઇને ફરમાવે છે કે) (૩) પણ (એ ખિતાબમાં તો મોહાજિ-રીન તેમજ સઘળા સહાબાઓ જેમ દાખેલ છે તેમજ જનાબ નબી (સલ)ની) સઘળી ઉમ્મત પણ શામેલ છે." જેને માટે આખી દુન્યાના સુંનત જમાત મુસલમાનો તરફથી હું મોફસ્સિર સાહેબનો ઉપકાર માની શુકરીયો અદા કરૂં છું કે તેઓએ પોતાની દાનાઇથી સુન્ની શીઆનો ભેદ કાઢી નાંખી સઘળી મોહંમદી ઉમ્મતને એક ગણી કુસંપનો નાશ કરવાની શીઆ અને સુન્ની બંને પંથોને અહીં ખાસ સૂચના ફરમાવી છે. તેમજ બારીકીથી જોતાં ખુલ્લે ચોક તેઓએ કબૂલ રાખ્યું છે કે ત્રણે મહાન ખલીફા (રદી) તેમજ બીજા સહાબીઓએ "ખિલાફત, ફદક વિગેરે" માટે જે કંઇ કીધું છે તેમાં એક પણ ડગલું તેઓએ પોતાના અથવા પારકાના અથવા અહલે-બૈતના હકો માટે એવું ભર્યું નથી કે જેથી એક લેશ માત્ર પણ ખોદા અને રસૂલ (સ. અ. સ.) તેઓથી એક પલકવારને માટે પણ નાખુશ થાય.

પછી મજકુર અલ્લામા લખે છે કે "(કુન-તુમ ખૈરા ઉમ્મતિન)" ફરમાવી ખોદા પાકે સખત તાકીદ કરી દીધી કે બેશક ભવિષ્ય એટલે આવતા વખતમાં (એટલે જ્યાં સુધી તેઓ દુન્યામાં જીવતા રેહશે ત્યાં સુધી) તેઓ એમજ રેહશે અને હંમેશ માટે તેવાજ સૌથી શ્રેષ્ઠ રેહવામાં કંઇ પણ ફેરફાર તેઓમાં આવશે અથવા કરવામાં આવશે નહીં. અને તેને માટે દાખલા તરીખે એક આયત એ છે કે ખોદાપાક (પોતાને માટે) ફરમાવે છે કે " વ કાનલ્લાહો ગફુરર્રહીમા" એટલે ખોદાપાક ગુનાઓનો માફ કરનાર અને માયાળુ હતો. પણ અહીં વર્તમાન, ભુત અને ભવિષ્ય (હાલ, માઝી અને મુસતકબિલ)ને માટે તાકીદ કરવાની અને જરાપણ શકશુબેહ વગર ત્રણે કાળ અથવા જમાનામાં તેવોજ માફ કરનાર અને માયાળુ હોવાની તે પોતાની તારીફ કરે છે. તેવીજ રીતે ઉપલો ખિતાબ " કુનતુમ " અગર જો માઝી (ભુતકાળ)માં છે, પણ તેને ત્રણે કાળ (જમાના) લાગુ પડે છે. " સઘળા સહાબાના ઇમાન અને ઇસલામ માટે જે શંકા શીઆપંથ તરફથી હંમેશ ઉભી કરવામાં આવતી હતી કે તેઓ સઘળાઓના ઇમાન અને ઇસલામ તથા મોટાઇઓ માટે જેટલી આયતો કુર્આનમાં છે તે સઘળી આયતો ઉતરવાને વખતે સઘળા સહાબા (રદી,) તેવાજ સારા હતા પણ જનાબ નબી (સ. અ. સ.)ની વફાત પછી તેઓ બલ્લાઇ જઇ શીઆપંથના માનવા પ્રમાણે દીનથી ફરી જઈ (મુર્તદ) થઇ શકે છે, તેનો સંપુર્ણ રદ મજકુર તફસીરે સારી રીતે જાહેર કરી દીધો કે જેવી રીતે ખોદાપાકને માટે "કાના ગફુરર રહીમા" (એટલે ખોદાપાક માફી આપનાર માયાળુ હતો) શબ્દો હોવા છતાં તેના અર્થ ખોદા-પાક માફી આપનાર, માયાળુ હતો, છે અને રેહશે, લેવા જોઇએ તેવીજ રીતે સઘળા સહાબાની મોટાઇઓ માટે આવેલી સઘળી આયતોના પણ એજ અર્થો લેવા જોઇએ કે તેઓ સઘળા ઇમાન ઇસલામ અને સઘળા સદ-ગુણો તેમજ ખોદા અને રસૂલ (સલ),ના માનીતા હોવામાં મોહંમદી ઉમ્મતમાં સૌથી ચઢીઆતા હતા, છે અને રેહશે, અને એજ સુન્નત જમા-તનો અકીદો છે.

મતલબ એ કે સહાબા (રદિ)ની શાન અને તારીફમાં નાઝિલ થયલી આયતોને જો "મનસૂખ" માનવામાં આવે તો ખોદા આલિ-

મુલગૈબ વશ્શહાદહને માટે માનવું પડશે કે જે લોકોની તારીફો નબી (સલ)ની હયાતીમાં, તે પોતે પોતાના કલામ અને પોતાના રસૂલ (સલ) ના કલામ મારફતે લોકોમાં ફેલાવતો હતો તેને (નઉઝો બિલ્લાહ) ખબર નહીં હતી કે થોડાજ દહાડા પછી, અહલેબૈત અને તે લોકોમાંના પાંચ સાત સિવાય સઘળા દીનથી ફરી જનાર છે, જે અકીદો બંને ટોળાંના એકેમતે કુફર છે. અને જો મઝકુર આયતો અને તેના જેવી બીજી આયતોને સઘળા સહાબા (રદી) ની મોટાઇઓ જાહેર કરનારી અને ઇસલામ લાવ્યા ત્યારથી આ દુન્યાથી વફાત પામી જંનતમાં દાખેલ થાય ત્યાં સુધી તેઓને કામેલ ઇમાન અને ઇસલામવાળા સાબેત કરનારી કબૂલ રાખવામાં આવે તોજ આ કુર્આન વડે કે જે શીઆ અને સુન્ની પંથોના હાથમાં છે, દરેક ટોળુ, કોઇ પરધર્મીના મોકાબલામાં, જનાબ નબી (સ. અ. સ.) ના અહલેબૈત અને તેઓના માનીતા પાંચ કે સાત સહાબીયોનું સંપુર્ણ ઇમાન, ઇસલામ, સહાબીયત અને જંનતી હોવું સાબેત કરી શકે છે.

અને ખોદા ન કરે જો ઉપર જણાવેલી શીઆ પંથની રિવાયતો અને શીઆ પંથના આગલા અને પાછલા મહાન આગેવાનોના અકીદાઓને અનુસરી, આ કુર્આનને કે જે શીઆ અને સુંની પંથોના હાથોમાં છે ફેરફાર કરાયલો અને તેની આયતોને બનાવટી, ફેરફારવાળી કે મનસૂખ, માનવા જઇએ છીએ, તો જેમ મજકુર આયતો બલ્કે આખા કુર્આનથી બીજા સઘળા સહાબા (રદી) નું રાઇના દાણા બરાબર ઇમાન કે ઇસલામ, પરધર્મીઓ આગળ સુન્ની કે શીઆ કોઈ પણ ઇસલામી પંથવાળો સાબેત કરી શકતો નથી, તેમજ (નઉઝો બિલ્લાહ) હઝરાતે પંજતને પાક, હઝરાતે અહલેબૈતે રસૂલ (સલ) અને શીઆ પંથના માનીતા પેલા પાંચ કે સાત સહાબા (રદી)નું લેશ બરાબર પણ ઇમાન, ઇસલામ કે કોઈ પણ તરેહની મોટાઈ અથવા જંનતી હોવું, એક આર્યા પંડિત કે ખ્રિસ્તિ પાદરી આગળ, મારા નજીવા વિચાર પ્રમાણે તો આખા જગતમાં કોઇ સાબેત કરી શકતો નથી. પણ જનાબ દાઈ સાહેબની ઝાતે તાહિર અને મોતહહરથી પાકી આશા રાખું છું કે તેઓ મહા વિદ્વાન, જનાબે ઇમામે ગાયબ (અલ) ની જનાબમાં એ સઘળી અટળ શંકાઓને રજુ કરી તેઓના જે લાજવાબ જવાબો આપ (અલ) પ્રગટ કરવાને ફરમાવે તેને પ્રસિદ્ધ કરવાની કૃપા કરશે.

વાંચકોને ઉપર જણાવેલી શીઆ પંથની હદીસો વાંચીને એ વિચાર જરૂર આવ્યો હશે કે અલ્લાહો અકબર ! જે હદીસોને લીધે કુર્આને મજીદ જેવી આખી દુન્યામાં એકેમતે માનીતી મોતવાતર અને માતબર કિતાબ જેની "બિસમિલ્લાહ"ના બેથી "વન્નાસ"ની **સીન** સુધી દરેક દરેક અક્ષર, નુકતો, ઝબર, ઝેર અને પેશ પણ તેજ છે કે જે જનાબ નબી (સ. અ. સ.) પર જનાબે જિબ્રીલે અમી. (અલ.)એ પડેલા, તે ફેરફાર થયલી અને ભરોસા વગરની ગણાય ત્યારે તે હદીસો કેટલી બધી સાચી અને તેના ગવાઓ કેવા કામેલ ભરોસાવાળા હોવા જોઇએ ! જેને માટે ખોલાસા સાથે કંઇ લખવાને મોટા દફતરોની જરૂર છે. આવી નાની કિતાબમાં તેનો સમાવેશ કદી થઇ શકતોજ નથી. પણ ઘણીજ ટુંકાણમાં અત્રે કેટલીએક રિવાયતો જનાબ દાઈ સાહેબ અને વિદ્વાન વાંચકો આગળ રજુ કરું છું કે એ બાબત પેદા થતી શંકાઓનો ખરો બંદોબસ્ત કરવો કેટલો જરૂરી છે. તેનાપર વિચાર ચલાવવાની તેઓ તસદી લીએ.

શીઆ પંથના "આયતુલાહે ફિલઆલમીન, રઇસુલ મુજતહેદીન જનાબ મૌલવી સૈયદ દિલદાર અલી સાહેબ લખનવી પોતાની કિતાબ અસાસુલ ઓસુલ જે ઓસુલે હદીસમાં શીઆ

પંથમાં એકમતે એક અનુપમ (બેનઝીર) કિતાબ ગણાય છે, તેના પાના ૭૧માં ફરમાવે છે કે "જેટલી હદીસો (શીઆ પંથમાં) ઇમામો (અલ)થી રિવાયત કરવામાં આવી છે, તે એક બીજાથી ('મતલબની રૂએ) ઘણીજ વિરૂધ્ધ છે. એક પણ હદીસ એવી નથી કે જેના મોકાબલામાં તે હદીસના ભાવાર્થ અને મતલબને રદ કરનારી બીજી હદીસ નહીં હોય, કોઈ ખબર એવી નથી કે તેનાથી વિરૂદ્ધ બીજી ખબર દેવામાં નહીં આવી હોય તે એટલે સુધી કે (શીઆ પંથની હદીસોની એવી હાલત જોઈને) કેટલાક કાચા (શીઆ)ઓએ એ પંથનેજ તજી દીધો. જેવી રીતે કે શેખુત તાએફા સાહેબે "તહ્ઝીબ" અને "ઇસતબસાર" (નામની પોતાની કિતાબો)ની શરૂમાં એનો હેવાલ ખોલીને લખેલો છે. એવી રીતે વિરૂદ્ધતા થવાનાં કારણો પણ ઘણાં છે જેવી રીતે કે તકીય્યો, જૂઠો આરોપ મુકવો, સાંભળવામાં શક પેદા થવો, પાછલા હોકમથી આગલો હુકમ રદ થઇ જવો, કોઇને માટે ખાસ કોઇ હોકમનું હોવું, માત્ર કોઇથી સાંભળી તેની તાબેદારી કરવી (તકલીદ) અને એ સઘળાં ઉપ્રાંત પણ બીજાં કારણો છે, જેવી રીતે કે ઘણી ખરી હદીસોમાં તેનો ખોલાસો મોજૂદ છે, અને કેટલાક કારણોને કેટલાક કારણોથી ઓળખીને જુદા પાડવાં (દાખલા તરીખે આ બે હદીસોમાં તકીય્યાને લીધે વિરૂદ્ધતા દેખાય છે અને પેલી બે હદીસોમાં આગળ પાછળ હોવાને લીધે આગલી હદીસ રદ થઇ જવાને લીધે વિરૂધ્ધતા (ઇખ્તિલાફ) છે) એ બાબતોને એવી રીતે જાણી લેવું કે જેથી તેજ હદીસને માટે પૂરી જાણ થઇ જાય અને પાકું આકીન આવી જાય એ ઘણુંજ મુશકેલ એટલુંજ નહીં પણ માણસ શકિત (ઇનસાની તાકાત) થી પણ બહાર છે કે જે છુપું નથી." જેમાં મહા વિદ્વાન સાહેબ કબૂલ રાખે છે કે શીઆ પંથની હદીસોમાં જેવી રીતે વિરૂદ્ધતા હદથી વધારે છે તેવીજ રીતે વિરૂધ્ધતાનાં કારણો પારખવાં એ માણસની શકિતથી પછી તે ગમે તેવો પૂરો મોમિન બંદો, દાઅી કે મુજતહેદ હોય બહાર છે. હવે જ્યારે કારણોજ નહીં જણાઈ શકે ત્યારે તે હદીસ કેટલી સાચી અને ભરોસા લાયક છે તેને જાણવું તદન નામુમકિન (અસંભવિત) અને મહાલ (અશકય) છે.

પછી ઇમામુલ ઓસૂલીઇન સાહેબ પાના ૧૧૮ માં ફરમાવે છે કે "જનાબ નબી (સ. અ. સ.)ના અને ઇમામો (અલ.)ના જમાનામાં જૂઠી હદીસો ઘણી ઘડી કાઢવામાં આવી...... અને તમે આગળ વાંચી આવ્યા કે હદીસોમાં વિરૂધ્ધતાનાં કારણો જેવી રીતે ઘણાં છે તેવીજ રીતે તેઓમાં (જૂઠી કઇ છે અને સાચી કઇ છે એની) ઓળખાણ કરવી બહૂજ મુશકેલ છે. અને તેવાં કારણોમાંનું એક કારણ એ છે કે જૂઠી હદીસો બનાવી કાઢવામાં આવેલી છે તેથી કરીને અક્કલવાળા જાણીતા માણસને એટલાપરથીજ સમજાઈ જશે કે જે જુદી જુદી વિરૂધ્ધતાવાળી હદીસો કિતાબોમાં, આજુબાજુ દૂર દૂરના મુલકોમાં ફેલાયલી છે તે સઘળી રિવાયતો કેમ કરીને કતઇ (એટલે જેનો નકાર કરવાથી માણસ કાફિર થઇ જાય તેવી) થઇ શકે. **તેઓ કતઇ છે કે નહીં એ પારખવું તો ત્રણે ઇમામો ના અખત્યારમાં પણ ન હતું ત્યારે આપણી શી વિસાત!** હવે અત્રે એવી કેટલીક હદીસો બયાન કરીએ છીએ કે જેથી બનાવટી હદીસો ઘડાઇને તેઓનું ફેલાઈ જવું સાબેત થાય છે......યુનુસ બિન અબદુરરેહમાનથી પૂછવામાં આવ્યું કે તમે હદીસ કબૂલ રાખવામાં ઘણી સખતાઇ વાપરો છો અને અમારા (શીઆ પંથવાળા) સાહેબોની રિવાયતોનો સખત નકાર કરો છો. હદીસો નહીં કબૂલ રાખવાને તમને કઇ ચીજ ઉત્તેજન આપે છે?

તેઓએ જવાબ દીધો કે મને હેશામ બિન હકમે કહ્યું અને તેઓએ હઝરત ઇમામ

જઅફરે સાદિક (રદી) થી સાંભળ્યું કે આપે ફરમાવ્યું કે કુર્આન અને સુંનત પ્રમાણે જે હદીસ હોય તેનેજ અમારાથી રિવાયત થયલી હદીસ માનશો અથવા તેને સાચવનારી અગાઉના અમારી બીજી હદીસો હોય. મોગીરા બિન સઇદે મારા વાલિદ (પિતા, બાપ)ની કિતાબોમાં ઘણી હદીસો એવી વધારી દીધી કે જે મારા વાલિદ સાહેબે બયાન કીધી ન હતી "ખોદા તેનાપર લઅનત કરે." તેના શાગિર્દો મારા વાલિદ સાહેબ સાથે રાત દિવસ ઉઠતા બેસતા હતા અને તે શાગિર્દો મારા વાલિદ સાહેબની કિતાબો તેઓના સાથીઓ પાસેથી વાંચવા વાસ્તે લઇ જતા અને ત્યાંથી લાવી મોગીરાને દઇ દેતા. પછી મોગીરા તે કિતાબોમાં કુફર અને બેદીનીની વાતો વધારીને મારા વાલિદ સાહેબને નામે દાખલ કરી દેતો. અને પોતાના શાગિર્દોને કહેતો કે એ કિતાબોને હવે શીઆ પંથમાં ફેલાવો. ત્યારે મારા બાપની કિતાબોમાં જેટલી વાતો ગોલુ (હદથી વધી જવા)-ની તમને નજરે પડે તે મોગીરા બિન સઇદની વધારેલી વાતો છે. અલ્લાહથી બીઓ અને આપણા રબના કલામથી અને આપણા નબી મોહંમદ (સ. અ. સ.) ની સુંનતથી જે વાત વિરૂધ્ધ જણાય તે અમારી (એટલે અહલે-બૈતના ઇમામોની) છે એમ કદી કબૂલ રાખશો નહીં. વળી હઝરત ઈમામ જઅફરે સાદિકે (અલ) ફરમાવ્યું કે અમો (ઇમામોમાં) દરેકની સાથે એવા લોકો રહે છે કે જે તે ઇમામને નામે જૂઠી વાતો (હદીસો) બનાવી કાઢે છે. એ હદીસને મોઅતબર (નામની કિતાબ)માં અલ્લામા મોહક્કિકે બયાન કીધી છે. તેમજ બીજાઓએ પણ નકલ કીધી છે ત્યારે ઓ અક્લવાળા લોકો! શીખામણ લો!! એવી હદીસો હોવા છતાં પણ શું કોઈ દાવો કરી શકે છે કે એ કિતાબની હદીસો એકબીજાથી એવી વિરૂધ્ધ હોવા છતાં ઇમામો અલૈહિમસ સલામથી કતઇ રીતે રિવાયત થયલી છે?

યૂનુસ રાવી કહે છે કે પછી હું ઈરાક ગયો અને હઝરત ઈમામ બાકિર અને ઈમામ જઅફરે સાદિકની કિતાબો તેઓના સાથીઓ પાસેથી લઈ હઝરત ઈમામ રિઝાને દેખાડી. ત્યારે ઇમામ સાહેબે ઘણી ખરી હદીસોને કબૂલ રાખી નહીં અને કહ્યું કે એ હદીસો ઈમામ જઅફરની નથી અને ફરમાવ્યું કે અબુલ ખત્તાબે ઈમામ જઅફરને નામે ઘણી જૂઠી હદીસો બનાવી કાઢી છે. "ખોદા અબુલ ખત્તાબપર લઅનત કરે." એ લોકો હજી સુધી ઇમામ જઅફર સાદિકના સાથીઓની કિતાબોમાં જૂઠી હદીસો મેળવી દે છે તેથી કરીને અમારા (એટલે ઇમામોના) નામથી જે હદીસો રિવાયત થયલી હોય (તેને કુર્આનની સાથે સરખામણી કરી જુઓ) જો કુર્આન વિરૂધ્ધ તેની મુતલબ હોય તો તેને કદી (પણ અહલે બૈતના ઇમામોએ રિવાયત કીધેલી હદીસ) ગણશો નહીં. કારણકે અમે જ્યારે હદીસ બયાન કરીએ છીએ ત્યારે કુર્આન અને (રસૂલ સલની) હદીસ મૂજબ રિવાયત કરીએ છીએ. અમો ખોદા પાકનું કલામ અને રસૂલ (સ. અ. સ.)નાં વચનોને માત્ર નકલ કરનારા છીએ. ફલાણાએ એમ કહ્યું અને ફલાણાએ એવી રીતે કહ્યું એવી રીતે (ખોદા અને રસૂલ (સલ)ને છોડી) બીજા કોઇના વચનની રિવાયત કરતા નથી કે જેથી અમારા બયાનમાં એકબીજા કોલની સાથે વિરૂધ્ધતા પેદા થાય અમો ઇમામોમાં જે પાછળ (નો ઇમામ) હોય છે તેનું વચન પોતાના આગલા (ઇમામો)ના વચનો જેવુંજ હોય છે. (તેમાં જરાએ વિરૂધ્ધતા (તનાકુસ) હોતી નથી.) જ્યારે તમારામાંથી કોઇની આગળ કોઈ માણસ ઉપલા કાયદાઓ વિરૂધ્ધ કોઇ હદીસ અમારા નામથી બયાન કરે ત્યારે તમારે તેને કહી દેવું કે એ તને મોબારક, તું જાણે અને તારી બયાન કીધેલી હદીસ જાણે, (અમારે એની સાથે કશોએ સંબંધ નથી), કારણકે બેશક

અમારી દરેક હદીસની સાથે (સત્યની) હકીકત અને તેનાપર (હિદાયતનું) નૂર હોય છે. જે હદીસની સાથે હકીકત અને તેનાપર નૂર નહીં હોય તે(વી હદીસ સાચા ઇસલામી મોહંમદી દીનથી ભટકાવી કુફ્રમાં લઇ જઈ જહંન-મમાં દાખેલ કરનારા શેતાનોમાંથી એક) શેતાનનો કૌલ (વચન) છે."

ઉપલા ફરમાનોમાં નીચે મુજબની વાતો શીઆ પંથની સઘળી હદીસો માટે જણાઇ આવી:—૧ જેટલી હદીસો ઇમામો (અલ) એ રિવાયત કીધી હોય તેમાં "ખોદા પાકે એવી રીતે ફરમાવ્યું અથવા રસુલુલ્લાહે (સ. અ. સ.) એવી રીતે ફરમાવ્યું એ શબ્દો હોવાજ જોઇએ નહીં તો તે હદીસો ઇમામો (અલ)ની નથી પણ કોઇ બીજાનો કૌલ છે અને તેણે ઘડી કાઢી ઇમામો (અલ)ને નામે લોકોમાં ફેલાવી શેતાનની પેઠે લોકોને ગુમરાહ કરવાનો પાકો પાયો રચ્યો છે. હવે દર સેંકડે એવી પાંચ હદીસો પણ શીઆ પંથની હદીસોની કિતાબોમાં મળી આવવી મુશકેલ છે કે જે કલામે ઇલાહી હોય. અથવા તેની સનંદ રસુલુલ્લાહ (સલ) સુધી પોંહચાડ-વામાં આવી હોય, બાકીની બધી હદીસો ઇમામો (અલ)ને નામેજ રિવાયત કરવામાં આવી છે. જનાબ મહાન દાઈ સાહેબ? શું એ વાંધો એવો ભારે નથી કે જેનો બંદોબસ્ત હમણાથી કરવામાં આવે?

૨ ઇમામોના ખાસ સાથિઓ કે જેઓ શીઆ પંથને લાગતી વળગતી સઘળી વાતો રાતદિવસ ઇમામોની સેવામાં રહી હાસલ કરતા અને તે સઘળી વાતોને પોતપોતાની કિતાબોમાં લખી લઇને શીઆ પંથમાં ફેલાવતા તેઓ ઇસલામી દીન અને પોતાના પંથને માટે શું એવા બેદરકાર હતા કે મોગીરા બિન સઇદ અને અબુલ ખત્તાબે, જે હજારો હદીસો ઇમામો (અલ)ને નામે ઘડી કાઢી ત્યાંસુધી, અને એક બે વખત નહીં પણ સેંકડો વખતે પોતાના સાથિઓ પાસે ઇમામો (અલ)ની સાચી હદીસોની લખા-યલી કિતાબો મંગાવી તેમાં જેવી તેવી નહીં પણ ખાસ કુફ્ર અને બેદીનીની હદીસો વધારી શીઆ પંથમાં પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધી ફેલાવી દીધી ત્યાંસુધી, એવી ગુમ-રાહી અને એવી બારેમાં બારે બેદીનીને અટકા-વવાને ઇમામો (અલ)ના સાથિઓએ એક પણ પગલું ભર્યું નહીં? યુનુસ જેવા ખરા સવીએ પણ, હઝરત ઇમામ રિઝા (અલ)ને તે બધી કિતાબો દેખાડી જનાબે ઇમામ (અલ)ના મોબારક મોઢે મોગીરા અને અબુલખત્તાબને માટે "લઅ-નત"ના શબ્દો સાંભળ્યા છતાં, અને હદીસોની દેખાડેલી દરેકે દરેક કિતાબનો ઘણો મોટો ભાગ જૂઠી અને બેદીનીની હદીસોથી ખીચોખીચ ભરાયલો છે એવો ખુલ્લો એકરાર જનાબે ઇમામ (અલ)ના કલામે મોબારકથી સાંભળ્યા છતાં, નહીં તે કિતાબોમાંની એક પણ કિતાબમાંથી એક પણ હદીસ કાઢી નાંખવામાં આવી, અને નહીં તેવી એક પણ કિતાબને માટે એક પણ એવી "**તખરીજ**" લખવામાં આવી કે જેથી શીઆ પંથવાળા, તે કિતાબોમાં કઇ કઇ હદીસ નવી બનાવટી જૂઠી, અને કઇકઇ અસલી સાચી છે તે જાણી શકે? આખી દુન્યામાં દરેક માણુસ એ વાતને તો સમજી શકશે કે શીઆ પંથની હદીસોની એવી કિતાબોમાં, બની શકે છે કે તે પંથનો તાબેદાર એક હદીસપર ચાલવા ઇચ્છે, પણ તે જૂઠી અને બેદીનીની હદીસ રખેને હશે એવા વિચારથી તે હદીસને છોડી દે, અગર જો તે હદીસ ઇમામો (અલ)ની ખરી હદીસ હોય, અને તેથી તેને જંનત મળતી રહી જાય. અને બીજી હદીસપર ચાલવાને ઇચ્છે અને તે હદીસ જૂઠી બેદીનીની હોય પણ તે માણુસ તો તેને સાચી ગણી તેનાપર ચાલી અને બીજાઓને ચલાવી પોતેપોતાને અને પોતાની સાથે બીજા-ઓને પણ જહંનમાં લઇ જાય. કેમકે અમલ

કરનારને તો બિચારાને ખબરજ નથી કે આ કિતાબોમાં કઈ હદીસ ખરી સાચી અને ઇમામો (અલ)ની ફરમાવેલી હકીકતવાળી અને નૂરાની છે, અને કઇ હદીસ ગુમરાહ કરનારી જૂઠી અને શેતાની છે.

ઉપર લખ્યા મુજબ પોતે ત્રણે ઇમામો, મહાન મુજતહેદો અને દાઈઓ એવી કિતાબોની હદીસોને ખરી કઇ છે અને ખોટી કઈ છે પારખી શકયા નહીં, શકતા નથી અને શકશે નહીં, અગ્યારસો કે બારસો વર્ષના સઘળા શીઆઓમાં માત્ર બિચારા યૂનુસ રાવીને તે હદીસોની ખબર હતી, પણ તેણે પોતે તે હદીસોને ચુંટી કાઢી જુદી પાડવાનો, અથવા ઇમામોના સહાબીયોને એ વાતની ખબર આપી પોતે તેઓનાજ હાથે તેઓની કિતાબો સુધારાવવાનો બંદોબસ્ત કીધો હોય એવી એક પણ રિવાયત આખા શીઆપંથમાં મળી આવતી નથી. જો એટલુંજ કીધું હોત તો મનને એટલી તો ખાત્રી થતે કે ચાલો જૂઠી હદીસો જેમ કાઢી નાંખવામાં આવી તેમજ આયંદાને માટે તે કિતાબોમાં દાખલ થતી બંધ પણ કરવામાં આવી હતી. પણ એવો બંદોબસ્ત આજ સુધી કોઈ પણ વખતે શીઆપંથના આગેવાનોમાંથી એકે પણ કીધો નહીં, તેથીજ જનાબ ઇમામુલ મુજતહેદીન સૈયદ દિલદાર અલી સાહેબ લખનવીને, હું ઉપર લખી આવ્યો તે લખાણમાં પોતાના પંથની આવી ભારે બેદરકારી કબૂલ રાખવી પડી, જેને વાંચી આખી શીઆી દુન્યામાં કોઇ પણ તેનો નકાર કરી શકયો નહીં, છતાં શીઆ પંથના ઘણાજ પ્રખ્યાત અને માતબર તેમજ જૂના વખતના એક બીજા મોહદદિસ સાહેબ મજકુર વાતને કેવી ખુલ્લી રીતે કબૂલ રાખે છે. તે રજુ કરૂં છું:—

**તોઝીહુલ મકાલ** જેવી જગત પ્રસિધ્ધ અને માતબર કિતાબમાં તેના રચનાર સાહેબ લખે છે કે "ત્યારે અમે કહીએ છીએ કે જે હદીસો(ની કિતાબો) અમારા હાથમાં છે તેમાંથી જૂઠી (બનાવટી, ઘડી કાઢેલી અને મોઝૂઅ) હદીસો (કોઇ પણ વખતે ચુંટી કાઢવામાં કે જુદી પાડવામાં અથવા સાચી હદીસોને રહેવા દઈ જૂઠી)ને કાઢી નાંખવામાં આવી હોય એમ કદી જણાયું નહીં. અને હવે પછી જણાવવામાં આવેલા એવા દાવાઓ જે લોકોએ કીધા છે તે સઘળા દાવાઓ સાંભળવાને જરાએ લાયક નથી (એવા ભરોસા વગરના છે)." પછી બીજે ઠેકાણે ઘણોજ ભાર દઇને એ વાતને પ્રગટ કરે છે કે "(શીઆ પંથની) ઘણી ખરી તો શું પણ સઘળી હદીસોમાં જૂઠી હોવાનો એહતેમાલ (સંભવ) બેશક કાયમ છે. અગર જો એવો એહતેમાલ માત્ર થોડી હદીસોમાં બહારનાં (કેટલાક) કારણોને લીધે કમજોર થઇ ગયો છે."

અલ્લામા શેખ મુર્તઝા જેવા જાણીતા શીઆ મોહદદિસ ઓસૂલે હદીસની પોતાની કિતાબ **ફરાએદુલ ઓસૂલ** ઇરાન દેશમાં છપાયલીના પાના ૮૯માં ફરમાવે છે કે "પછી (શીઆ પંથના) તે (આલિમે) જે લખ્યું છે કે (અહલે બૈતના) "ઇમામો (અલ)ના સહાબીયોએ અકીદાઓના અને અમલ કરવાના (સઘળા) મસઅલાઓને (ઇમામો (અલ)થી એવી રીતે હાસલ કીધા છે કે જેથી પાકું યકીન આવી જાય છે," એ દાવો એવો તો ખોટો છે કે તેનું ખોટાપણું તદન જાહેર છે અને ઓછામાં ઓછી તેને માટે સાક્ષિઓ તે છે જે નજરે જોયલી છે અને (ઇમામો (અલ)ના સહાબીયોની રિવાયતોના) અસરથીજ જણાયલી છે." પછી તેના કેટલાએક નમૂના શેખ સાહેબે લખેલા છે તેમાંનો એક ઘણોજ ઉપયોગી નમૂનો અહીં લખું છું "હઝરત ઇમામ (જઅફરે સાદિક) અલૈહિસ સલામે ફરમાવ્યું કે "....લોકો (શીઆ પંથ-

ની હદીસોના ઘણાજ માતબર રાવીઓ એટલે ઇમામો (અલ)ના સહાબાઓએ અમારે નામે ઘણી ઘણી જૂઠી હદીસો બનાવી કાઢી છે. જાણે અલ્લાહ પાકે એમ કરવું (અમારે નામે હજારો હદીસો બનાવી કાઢી શીઆ પંથમાં ફેલાવવું) તેઓપર ફરજ કરી દીધું છે અને જાણે એ કામ સિવાય બીજું કોઈ પણ કામ તેઓની પાસે કરાવવું અલ્લાહ પાક ચાહતોજ નથી. એ વાત એટલે દરજ્જે પોંહચી ગઇ છે કે હું તેઓની આગળ હદીસ બયાન કરૂં છું એટલીજ વારમાં, મારી પાસેથી તેઓ ઉઠીને બહાર જાય તે પેહલાં, તે હદીસમાં અને તેના અર્થોમાં તેઓ ફેરફાર કરવો શરૂ કરી દે છે. એ લોકો અમારી (એટલે અહલે બૈતે નબવી) ની હદીસો અને અમારી મોહબ્બત (શીઓયત)થી ખોદા પાકની ખુશનૂદી (પ્રસન્નતા) મેળવવી ઇચ્છતા નથી, પણ તેઓમાંનો દરેક જણ ઇરાદો રાખે છે કે (શીઆ પંથનો) હુંજ ઉપરી અને આગેવાન બની જાઉં."......અને **કિતાબુર રિજાલ**માં ઇબ્ન **અબિલ ઔજાઅ** (કે જે શીઆ પંથની હદીસોના ઘણાજ પ્રખ્યાત રાવી છે તેઓ) ને માટે લખ્યું છે કે કતલ થતી વખતે તેણે પોતે કહયું કે (એકલા) મેં ચાર હજાર જૂઠી હદીસો (ઇમામો (અલ) ને નામે) તમારી (એટલે શીઆ પંથ) ની કિતાબોમાં દાખલ કરી દીધી છે. (ત્યારે બીજા હજારો રાવીયોએ કોણ જાણે કેટલી જૂઠી હદીસો શીઆ પંથની કિતાબોમાં દાખલ કરી દીધી હશે)."

શીઆ પંથની હદીસોની સઘળી માતબર અને સાચી મનાતી હદીસોની આવી ખુલ્લી અને ખરેખરી છબીઓ દેખાડયા પછી, વાંચક વર્ગ આગળ તે સઘળી હદીસોના રાવિયોમાં જે સૌથી વધારે સાચા અને માતબર અને સૌથી વધારે પ્રખ્યાત અને ગણત્રીમાં સૌથી વધારે હદીસો રિવાયત કરનારા છે, તે સાહેબોની હાલતનો ચિતાર, સત્ય શોધનારા અને હકવાતની તહકીક કરનારા વાંચકો આગળ મૂકું છું:—

અલ્લામા સૈયદ દિલદાર અલી સાહેબ તેજ **અસાસુલ ઓસૂલ**ના પાના ૮૮માં લખે છે કે "અમે જાણીયે છીએ કે એ (સઘળી હદીસો)-ના રાવી ઘણા ખરા તે લોકો છે કે તેઓએ જેવી રીતે (શીઆ પંથના અકીદાઓની, કરવાના કામોની, કુઆંનમાં ફેરફાર થવાની, અને અહલે-બૈત ઉપરાંત બીજા પાંચ સાત સહાબીયો સિવાય, બધા સહાબા અને તાબેઇનોના મુર્તદ થવાની, હઝરત અલી (કર)ના વસીયે રસૂલુલ્લાહ અને ખલીફએ રસૂલુલ્લાહ બિલા ફસ્લ હોવાની) આ હદીસો રિવાયત કીધી છે તેવીજ રીતે (હઝરત અલી અને બીજા ઇમામો (અલ)ને નામે **જબ્ર** અને **તશબીહ** તથા **તનાસુખ** વિગેરેની હદીસો પણ રિવાયત કીધી છે. ત્યારે એવા (બેદીન રાવિયોની) આવી નહીં કબૂલ રાખવા લાયક રિવાયતો (મનાકીર)પર કેમ કરીને ભરોસો કરવો જાયઝ થાય?" "**જબ્ર**" એટલે ખોદાપાકને માટે એવો અકીદો રાખવો કે પોતાના બંદાઓ પાસે જોર જુલમથી કુફ્ર, શિર્ક તથા બીજા મોટા અને નાના ગુનાઓ તે પોતેજ કરાવે છે, એમાં બંદાઓનો કંઇ પણ વાંક કે કસૂર નથી. એવો અકીદો રાખનાર ટોળાને **જબરીયા** કહે છે. "**તશબીહ**" એટલે ખોદાપાકને માટે એવો અકીદો રાખવો કે તેનું શરીર, હાથ, પગ, હાડકાં, લોહી તથા માંસના લોચાં વિગેરેથી બનેલાં છે, એ ફિર્કાને **મોશબ્બહ** અથવા **મોજસ્સમા** કહે છે. એવો અકીદો રાખનારાઓને કે ખોદાપાક દુન્યામાં હઝરત અલી (રદી)ના અથવા હઝરત નબી (સલ)ના અથવા કોઈ બીજા મહાન પુરૂ-ષના અથવા જનાવરના રૂપમાં જાહેર થયો, થાય છે અથવા થશે **તનાસુખિયા** અને એવા રૂપ કે અવતાર લેવાને "**તનાસુખ**" કહે છે મજ-કુર ત્રણે ફિર્કાઓ શીઆ પંથમાં એવીજ રિવા-યતોને આધારે હાલ પણ હસ્તિ ધરાવે છે.

જેઓનો સૌથી મોટો આગેવાન હસન બિન સબ્બાહ જેવો પ્રખ્યાત રાજા થઈ ગયો છે. ભોગજોગે એજ ત્રણે ખોટા અકીદાઓને ગાયકવાડી રાજ્યના કેટલાક ઇસલામી આગેવાનોએ પણ ફેલાવવાની કોશિશ કીધેલી. ખોદાપાક તે સાહેબોને અને ત્યાંના ઈસલામીયોને એવા અકીદાઓથી કે જેને શીઆ અને સુન્ની બંને પંથો ખોટા ગણે છે બચાવે આમીન.

હવે એવી રિવયતોના રિવાયત કરનાર કે જેઓ શીઆ પંથની ઘણી ખરી માનીતી હદીસોનાં રાવીયો છે, તેઓને માટે જનાબ ઇમામ મૂસી રિઝા (અલ) શો ફતવો આપે છે તે વાંચશો:—હદીસોની પ્રખ્યાત કિતાબ ઓયુનુલ અખબાર કે જેને શીઆ પંથ બહુજ માનની નજરે જુએ છે તેમાં રાવી કહે છે કે "મેં જનાબ ઇમામ (રિઝા અલ)ને અરજ ગુજારી કે ઓ રસૂલુલ્લાહના ફરઝંદ! લોકો અમને તશબીહ અને જબ્રને માનનારા ગણે છે કારણકે આપના બાપ દાદાઓ (અલ)થી (તશબીહ જબ્ર અને તનાસુખને માનવુંજ પડે) એવી (હદીસોની) રિવાયતો (ઘણી) આવેલી છે. જનાબ ઇમામ (અલ) એ ફરમાવ્યું કે ઓ ઇબ્ને ખાલિદ! એ તો બતલાવો કે મારા બાપ દાદાઓ (અલ)થી જે રિવાયતો જબ્ર તશબીહને માટે બયાન થયલી છે તે વધારે છે કે જે હદીસો જનાબ નબી (સલ)થી (જબ્ર તશબીહને રદ કરનારી) રિવાયત થયલી તે વધારે છે? મારા બાપ દાદાઓ (અલ)ની બાબત (જબ્ર શીઆ પંથને ચોકકસ) કહી દેવું જોઇએ કે તે સાહેબો (રદી)એ એ બાબત એક શબ્દ પણ ફરમાવેલો નથી (એવી બધી હદીસો) બેસારૂ (જૂઠી ઘડાઇને) તેઓને નામે બયાન કરવામાં (અને ફેલાવી દેવામાં) આવી જે કોઇ જબ્ર અને તશબીહની હદીસો રિવાયત કરે તે કાફિર મુશીરિક છે અને અમો અહલે બૈતે રસૂલ દુન્યા અને આખેરતમાં તેનાથી બેઝાર છીએ."

સુન્ની પંથમાં જેવી રીતે સેંકડો અને હજારો હદીસો રિવાયત કરવામાં હઝરત ઉમ્મુલ મોમિનીન આયશા સિદ્દીકા (રદી) અને હઝરત અબૂ હોરૈરા (રદી) વિગેરેનાં નામો બીજા સહાબીયો (રદી) કરતાં વધારે આગળ પડતાં છે તેવીજ રીતે શીઆ પંથની હદીસોના રાવિયોમાં સૌ કરતાં આગેવાની ધરાવનારા અને શીઆ પંથની હદીસોનો જેઓના ઉપર મૂળ આધાર છે તેવા સાહેબોને માટે નામ દઇને કેવી અણગમતી રિવાયતો શીઆ પંથના ઘણાજ માતબર અને મશહૂર મોહદ્દિસો ખુલ્લા શબ્દોમાં લખે છે તેના કેટલાક નવાઈ પમાડી જોખમ ભરેલી હાલત દેખાડનારા અને ગફલતથી ચોંકાવનારા નમૂનાઓ અત્રે દેખાડું છું:—

મોગીરા અને અબુલખત્તાબ જેવા મહાન અને આગેવાન રાવિયો માટે હઝરત ઇમામ રિઝા (અલ)એ વાપરેલા શબ્દો વાંચક વર્ગે હમણાજ વાંચ્યા છે હવે સુન્ની પંથમાં સિહાહે સિત્તા જેવીરીતે આખા સુન્ની પંથ અને તેની બધી શાખાઓમાં હદીસોની બીજી કિતાબો કરતાં વધારે માતબર ગણાય છે તેવીજ રીતે શીઆ પંથ અને તેની બીજી શાખાઓમાં (૧) કાફી (૨) તહઝીબ (૩) મન લા યહઝરૂ અને (૪) ઇસ્તબસાર મળીને કોતોબે અર્બઅ અથવા ઓસૂલે અર્બઅ (એટલે હદીસોની ચાર કિતાબો) હદીસોની બીજી સઘળી કિતાબો કરતાં વધારે પ્રખ્યાત અને માતબર એટલુંજ નહીં પણ જનાબ રઇસુલ મોહદ્દિસીન સૈયદ દિલદાર અલી સાહેબની અસાસુલ ઓસૂલના પાના ૧૩૦માં લખ્યા પ્રમાણે "મોતવાતર" છે. તેમાં લખાયલી સેંકડો હદીસોના રાવી, તેમજ શીઆ પંથ જેઓને અહલેબૈતના ઇમામોના ઘણાજ માનીતા શીઆ સહાબી માને છે એટલુંજ નહીં પણ હદીસ બયાન કરવામાં તેઓની સત્યતા આખા જગતમાં જાહેર કરવાને તેઓને "અસદકુસ સાદેકીન" (સૌ સાચાઓ કરતાં વધારે

સાચા)ને એલકાબ અર્પણ કરે છે તે કોણ? જનાબ ઝોરારા બિન અઅયુન સાહેબ આપને માટે **રિજાલે કશી** જેવી શીઆ પંથની ઓસલે હદીસ અને અસમાઉર રિજાલની માતબર કિતાબમાં છે કે ઝિયાદ બિન હલ્લાલથી રિવાયત છે કે મેં જનાબ (ઇમામ જઅફરે સાદિક) અબૂ અબદુલ્લાહ (અલ)થી "લિલ્લાહે અલન્નાસે હિજ્જુલ બૈતે"ની તફસીર માટે તહકીક કીધી જે ઝોરારાએ ઇમામને નામે બયાન કીધી હતી. ત્યારે જનાબ ઇમામે (અલ) ફરમાવ્યું કે તેણે મારે નામે જૂઠી રિવાયત કીધી છે ખોદાના સોગન તેણે મારે નામે જૂઠી રિવાયત ઘડી કાઢી છે "અલ્લાહ ઝોરારાપર લઅનત કરે" પછી ઝિયાદે હઝરત ઇમામની પરવાનગી મેળવી કુફામાં આવી ઝોરારાને એ વાતની ખબર દીધી પણ "લઅનત" કરવા બાબત કંઇ કહ્યું નહીં ત્યારે તોબાતોબા, નઉઝો બિલ્લાહ, અહલેબૈતના પાકા શીઆ સહાબી અને શીઆઓના ઇમામુલ મોહદ્દિસીન થઇને કેવા તબર્રાના શબ્દ કોણ જાણે કેમ કરીને તેઓને મોબારક મોઢે નીકળ્યા કે "મને તેઓએ (એટલે હઝરત ઇમામ જઅફરે સાદિકે) પોતે ઇસ્તેતાઅતનો ફતવો દીધો અને તેઓને પોતાને ખબર નથી. **તમારા આ ઇમામને માણસોની વાતચીતનો જરાએ સમજ શકિત નથી"** ઇમામોની ઇમામત, તેઓના શીઆ સહાબીયોની મોહબ્બત અને સદાકતનો મહિમા પ્રગટ કરનારી આ કેવી રિવાયતો છે! સુબહાનલ્લાહ!! એ તો ઠીક થયું કે ઝિયાદે, ઝોરારા સાહેબને ખબર નહીં દીધી કે ઇમામ સાહેબે તેઓનાપર લઅનત કીધી છે નહીં તો કોણ જાણે ઝોરારા જેવા જોરાવર સાહેબ ઇમામ સાહેબને કયો એલકાબ આપત.

જો ઝિયાદ ખબર કરતે તો કયા શબ્દો જનાબ ઝોરારા કાઢતે તે રિવાયત પણ વિચારવા લાયક છે. મજકુર **રિજાલે કશી**માં છે કે "મોહમ્મદ બિન ઇસાએ યુનુસથી તેણે અબદુર રહમાનથી તેણે ઇબ્ને મકાનથી રિવાયત કીધી છે, તેણે કહ્યું કે મેં ઝોરારાને કહેતાં સંભળ્યું કે અલ્લાહ અબા જઅફર (હઝરત ઇમામ બાકિર)પર તો રહમ કરે પણ (ઇમામ) જઅફર (સાદિક)ને માટે તો બેશક મારા દિલમાં તેનાપર લઅનત (કરવાનું થઇ આવે) છે. મેં તેઓને કહ્યું કે ઝોરારાને એવી સખત વાત કહેવાપર કઈ ચીજે ઉશકેર્યા? ત્યારે તેણે જવાબ દીધો કે એવી વાત કહેવાપર ઉશકેરનાર કારણ એ હતું કે અબા અબદુલ્લાહે (હઝરત ઇમામ જઅફરે સાદિકે) તેની (ધણી) એબો બયાન કીધી હતી." જે દિલમાં, શીઆપંથના માનનારા હોવાને લીધે, ઇમામોપર ઇમાન અને તેઓની મોહબ્બતનું ધ્યાન હોવાં ફરઝ છે, તેજ દિલમાં ઇમામો માટે લઅનત ભરેલી હોવી પોતે જે માણસ કબુલ રાખે, તેવા રાવીને અસદકુસ સાદિકીન ગણી તેની રિવાયતોપર આખા પંથનું બંધારણ બાંધવું, શીઆ પંથની હદીસોને કેટલું હાનીકારક છે તે વાંચક વર્ગ પોતે સમજી શકે છે. પરધર્મી જો આ ઠેકાણે સવાલ કરે કે જે કારણથી શીઆપંથ લાખો સહાબાને મુર્તદ કેહવા ઉભો થાય છે, તેજ કારણ અહીં આ રાવીને કેમ લાગુ પાડવામાં નહીં આવ્યું? ત્યારે મુસલમાનોના બંને પંથોએ તેનો શો જવાબ વાળવો?

શેખ સોદુક સાહેબ, શીઆ પંથની હદીસોની રિવાયત કરનારાઓમાં બીજા નંબરના સાચા અને માતબર રાવી વધુમતે મનાયલા છે. એઓ સાહેબને પોતાના મનમાં આવે તેવો ફેરફાર હદીસોમાં કરવાની જે ટેવ હતી તેને ઇમામુલ મોહકકેકીન જનાબ મુલ્લા બાકિર મજલિસી **બિહારૂલ અનવારમાં** કેવી ખુલ્લી રીતે કબુલ રાખે છે તેનો નમૂનો જોશો:—" આ હદીસ (કૂલીનીની) કાફી (જેવી હદીસોની માતબર કિતાબ)થી લેવામાં આવી છે, પણ તેમાં ઘણોજ

નવાઇ પમાડનારા ફેરફાર (કરવામાં આવેલા નજરે પડે ) છે અને તેથી કરીને સોદૂકને માટે ખોટા વિચારો પેદા થાય છે. સોદૂકે એ (ફેરફાર) માત્ર એટલાજ માટે કીધા છે કે એ હદીસ અહલે અદલ (શીઆઓ)ના મઝહબ ( પંથ )ની સાથે બંધબેસ્તી (મોવાફિક ) થઇ જાય". એટલે જે હદીસને મયકુર રાવી સાહેબ જોતા કે એ હદીસ શીઆપંથના અકીદા કે મસઅલાનું ખંડન કરનારી છે, તો આપ તેવી દરેક હદીસમાં એવી રીતે શબ્દોનો ફેરફાર કરી નાંખતા કે જેથી તે હદીસને આધારે કોઈ વાંધો ઉઠાવનાર, શીઆપંથને માટે કંઇ વાંધો ઉઠાવી શકે નહીં. જયારે એવાં સોદૂકે સાદિક રાવીમાં હદીસને બદલી કાઢવાની આવી નઠારી ટેવ હોય તો બીજા રાવીયોએ શું બાકી રાખ્યું હશે, હું ધારૂં છું કે હદીસોની સનદોના રાવીયોની આવી ટેવો જોઇનેજ ઓસૂલે હદીસની કિતાબો રચનારો પ્રખ્યાત શીઆ વિદ્વાનોએ ઉપર લખેલા રોદણાં પોતાના પંથની હદીસોને માટે રડયાં છે.

શીઆ પંથની હદીસોના ઇમામોના ઇમામ મોહંમદ બિન યાકૂબ કોલીનીના ઉસ્તાદ અલી બિન ઈબ્રાહીમ કુમી સાહેબે કુર્આને મજીદની એક તફસીર લખી છે અને તેમાં ખૂબી એ વાપરી છે કે દરેક આયતની તફસીર અહલેબૈતના ઇમામો (અલ)ની હદીસોથી કીધી છે, તે કેટલી માતબર છે તેને માટે જનાબ મુલ્લા બાકિર મજલિસી જેવા શીઆ પંથના માનીતા પ્રખ્યાત આગેવાન સાહેબનાં વચનો તેઓની બિહારૂલ અનવાર થી લખવાં બસ છે. મજલિસી સાહેબ લખે છે "તે એક (ઘણીજ) સહીહ તફસીર છે. શરીઅતની ( દરેક વાતને માટે) તેનાપર ભરોસો કરવો એટલાજ માટે જાયઝ છે કે બેશક તે (તફસીર)ની ઘણી રિવાયતો મઅસૂમ ઇમામો અલયહિમુસ્સલામથી ખાસ કરીને હાસલ કરવામાં આવી છે." ઉપર હું લખી આવ્યો છું કે એજ તફસીરની ઘણી રિવાયતોને લીધે શીઆ પંથના આગલા અને પાછલા મહાન વિદ્વાનોને, કુર્આનમાં દરેક તરેહનો ફેરફાર થયલો છે, એ અકીદો પોતાના પંથમાં દાખેલ કરવો પડયો. અને હદીસોને માટે જેમ સૌ દીની કિતાબો કરતાં કાફી ચઢિઆતી ગણાય છે તેમ તફસીરોમાં મજકુર તફસીર ઘણીજ શ્રેષ્ટ મનાય છે. બલ્કે કાફી કરતાં તેનો રૂતબો એટલા માટે ઉચો છે કે હઝરત ઈમામે ગાયબ હસન અસકરી (અલ)ના મહાન ચેલાઓમાં એના રચનાર સાહેબ ગણાયા છે, અને કાફીના રચનાર સાહેબને એ મોટાઇ હાસલ નથી. હવે તે તફસીરની ઘણી ખરી રિવાયતોના મહાન રાવી સાહેબોને માટે શીઆ મોહદદિસીનોએ શો ઢંઢેરો ફેરવ્યો છે તે વાંચશોઃ—

રિજાલે કશીમાં છે કે "અબુ અબદુલ્લાહ (ઇમામ જઅફરે સાદિક) અલૈહિસ્સલામે ફરમાવ્યું કે કસીરુન્નવા, અને સાલિમ બિન અબી હફસા અને અબુલજારૂદ ( નામના હદીસોના રાવિયો) કઝઝાબો (જૂઠા), મોકઝઝિબો (જુઠાડનારા) કાફિરો છે "તેઓપર અલ્લાહની લઅનત થાય." રાવી કહે છે કે મેં કહયું હું આપપર ફિદા થઇ જાઉં "કઝઝાબ " (શબ્દ)ના અર્થ તો હું સમજી ગયો પણ "મોકઝઝિબ" (શબ્દ)ના અર્થ (હું સમજ્યો નથી) તેના શા અર્થ થાય છે? હઝરત ઇમામે (અલ) ફરમાવ્યું કે તેઓ કઝઝાબો એટલા માટે છે કે તેઓ અમારી પાસે આવે છે અને અરજ ગુજારે છે કે અમે આપને સાચા ઈમામ માનીએ છીએ પણ ખરૂં જોતાં તેમ નથી. ( તેઓ અમને અહલેબૈતે નબીના ઇમામો માનતાજ નથી) અને (મોકઝઝિબોના અર્થ એ છે કે) તેઓ અમારી હદીસોને સાંભળે છે, પછી તેજ (ખરી, સહીહ) હદીસોને જુઠાડે છે." (અને પોતાની ઘડી કાઢેલી હદીસો અમારે નામે પંથમાં ચાલુ કરે છે.) મહાન શીઆ પંથની હદીસોની ખુશનુમા છાપી-

પર મજકુર રિવાયતોને લીધે, નહીં મટાડી શકાય તેવા કેયા કયા ડાઘા બતલાવવાની પરધર્મીઓને તક મળી આવશે, તે ડાઘાઓને લખીને બતલાવવું, તેના કરતાં આપ જેવા દાઐી અને મહા વિદ્વાન સાહેબના ઉંચ વિચારપર છોડવું અને તેના જવાબોથી બંને પંથોવાળાઓને મુસ્તરીદ કરવાની ઉમેદ રાખવી, મને વધારે યોગ્ય લાગે છે.

મહાન રાવિયોની આવી હાલતો દેખાડયા પછી જો શીઆ મોહદદિસો ચુપ બેશી રેહતે તો કંઇક ઠીક થાત પણુ તેઓએ તો રાવીયોના મઝહબોની પણુ ઉલટ તપાસ કરી તેઓને માટે પોતાના એવા નઠારા વિચારો દર્શાવ્યા છે કે એવા રાવિયોથી હદીસોની રિવાયત લેવી અને કાફિરો ફાસિકોની રિવાયતોપર ભરોસો કરવો બંને સરખુંજ છે. એટલે શીઆ હદીસોના ઈમામો પોતાના પંથની હદીસોની, સઘળી રિવાયતોના રાવિયોને પોતાના પંથના ખરા અકીદાઓ અને ખરા મસઅલાંઓને નહીં માનનારા, બદમઝહબ ગણુતા હતા. મોહદદિસોના આગેવાન જનાબ સૈયદ **દિલદાર અલી સાહેબ** લખનવી પોતાની **અસાસુલ ઓસૂલ**માં ફરમાવે છે કે "જો કોઈ માણુસ એવો વાંધો ઉઠાવે કે તમે હદીસોની આ રિવાયતોપર કેવી રીતે ભરોસો કરી શકો છો અગરજો તેઓના ઘણા ખરા રાવિયો **મોજબ્બરહ, મોશબ્બહ, મોકલ્લદહ**, ગુલ્લાત, **વાકેફિય્યા**, ફતીહા વિગેરે શીઆપંથમાંના ખરા અકીદાને વિરૂધ્ધ એઅતેકાદવાળા (મઝહબોપર ચાલનારાઓ) છે. અને એથી તો સાબેત થાય છે કે કાફિરો ફાસિકોની રિવાયતોપર પણુ ચાલવું જાયઝ થાય." પછી બીજી જગ્યાએ લખે છે કે "**મઆલિમ** (નામની કિતાબ)ના રચનાર સાહેબનું એ કેહવું કે અહાદ હદીસોપર ચાલવું એ તરીકો આગલા મોતકદ્દિમાનના તરીકાથી દૂર છે, તો જો તેની મતલબ તેણે એ લીધી હોય કે ઓસૂલે અકાયદમાં અહાદ અખબારોપર ચાલવું. તેઓના તરીકાથી આવે છે તો એ વાત ઇસ્મામો (અલ)ના ઘણાજ ખાસ સહાબિયોનેજ માટે ઠીક છે. સઘળાઓને માટે નથી. કેમજે ઇમામોના ઘણા ખરા સહાબિયો અને તેઓનાં જમાનાના (શીઆ પંથના) આગેવાન લોકો (શીઆ પંથની) બદ મઝહબ (શાખાઓના તાબેદારો) હતા." એ બયાનથી એક વાત એ પણુ ઘણીજ જરૂરની જણાઈ આવી કે સુન્ની પંથની હદીસોમાં દરેક હદીસ જનાબ નબી (સલ)ના એકાદ સહાબીથી રિવાયત થયલી હોય છે તેથી સહાબીયોના જમાના સુધી તો તે હદીસ સાચીજ ગણાય છે પણુ તેઓ પછીના કોઈ રાવીની એબને લીધે તે હદીસ ઝઈફ, મૌઝુઅ, મુનકર, મુનકતઅ વિગેરે ગણાઈ સાચી ગણાવાને લાયક રેહતી નથી તેમ શીઆ પંથમાં નથી. પણુ તે પંથમાં તો પેહલે ડગલેજ ઘણા ખરા રાવિયો એવા બેદીન છે કે જેઓને લિધે તેઓમાંના કોઇએ રિવાયત કીધેલી હદીસ ખોટી ગણાયા વગર રહી શકતીજ નથી. ઘણીજ ભયભરેલી હાલત શીઆ પંથની હદીસોની હોવાને લીધે એનો બંદોબસ્ત સૌથી પેહલાં કરવો શું દાઐી સાહેબોપર જરૂરી નથી ?

વાંચક સાહેબોએ આગલી રિવાયતો વાંચી પોતાની ખાત્રી કરી લીધી હશે કે મજકુર શીઆી હદીસોને લીધેજ કુર્આનથી હઝરત જનાબ અલીએ મુર્તઝા (રદી)નું તથા અહલે બૈતના ઇમામોનું ઇમાન તો સાબેત થઈ શકતું નહતું, પણુ નવાઈ જેવી વાત એ છે, કે શીઆ પંથનીજ હદીસોની ઘણી રિવાયતોમાંથી માત્ર એકજ રિવાયત. અત્રે એવી નકલ કરૂં છું કે જેથી શીઆ મઝહબની રૂએ જે લોકોનું મુસલમાન અને મોમિન હેવું એકમતે મનાતું નથી, તેજ લોકો એટલે જનાબ નબીયે અતહર (સલ)ના સહાબાઓમાં દરેકે દરેક સહાબીનું, તેમજ ખાસ કરીને હુઝુરે પુરનૂર (સલ)ના ત્રણે ખલીફા જનાબ અબુબકર સિદ્દિક, જનાબે ઉમરલ ફારૂક અને

જનાબે ઉસમાન ઝિનનૂરૈન (રદી)નું પોતાની આખી જિંદગીમાં દરેક રીતે પાકા ઇમાનવાળા હોવું અને ઇમાન સાથેજ દુન્યાથી ઉઠી જવું સાબેત થાય છે. અને વળી તેની દલીલ એવી કિતાબથી નકલ કરૂં છું કે જે કિતાબ શિઆ પંથના માનવા પ્રમાણે મૌજૂદા કુર્આનથી દરેક બાબતમાં ચઢીઆતી છે. એટલુંજ નહીં પણુ જેવી રીતે (પિત્તળ) અને સો ટચના સોનામાં ખરા ખોટા હોવાનો ફરક છે. તેવીજ રીતે શિઆ પંથના અકીદા મુજબ હાલના કુર્આન અને તેઓની એકમતે માનેલી કિતાબ કાફીમાં ફરક છે. કારણુકે કુર્આન તો ઉપલી રિવાયતોથી જાહેર રીતે ખોટા ઠરેલો છે, પણ મજકુર કિતાબની રિવાયતો તો અહલે બૈતના ઇમામો (રદી)ના ખાસ શીઆ સહાબીઓએ એકઠી કીધેલી અને તેના ખરા પણા બાબત તેપર અહલેબૈતના ઇમામોની મોહરો કરાવેલી હદીસોપરથી લેવાયલી હોવાથી, એના ખરાપણામાં એક પણુ શીઆને શક કરવું કુફર છે.

મજકુર કિતાબમાં એક આખો બાબ (અધ્યાય) છે જેનું ઉનવાન (મથાળું) એવી રીતે છે કે "જેહાદ કરવો કયા લોકોપર વાજિબ છે અને કયા લોકોપર નથી." તે બાબની એક હદીસમાં રિવાયત કરનાર અબૂ ઉમૈર ઝુબૈરી કહે છે કે મેં જનાબ ઇમામ (જઅફરે સાદિક (રદી)થી પૂછયું કે ખોદા (ના સાચા દીન) તરફ (ગુમરાહોને) બોલાવવું અને તેને માટે જિહાદ કરવો કાંઈ ખાસ કૌમને માટેજ જરૂરી છે કે અલ્લાહને એક જાણુનાર અને ઇમાનવાળા દરેક મોમિનને જાયઝ છે ? આપે જવાબ દીધો કે નહીં તે એક ખાસ ટોળાનીજ સાથે સંબંધ રાખે છે. તેને કોઇ બીજું કરી શકતું નથી. મેં સવાલ કીધો કે તે કયા લોકો છે ? આપે ઉત્તર વાળ્યો કે તેઓ તે લોકો છે, કે જેઓમાં તેને લાગતી શર્તો મૌજૂદ હોય, અને જે શર્તોને જેહાદ કરનારા અને અલ્લાહપાકના (દીન) તરફ બોલાવનારા (દાઈઓ)ને માટે મુકર્રર કરવામાં આવી છે. જે લોકોમાં તે શર્તો નહીં હોય તેઓને ખોદા પાકના (દીન) તરફ કોઇને બોલાવવાની તેમજ ખોદાને માટે જિહાદ કરવાની પરવાનગી નથી, ત્યારે મેં અરજ ગુજારી કે તે શર્તોનું આપ બયાન ફરમાવો. ત્યારે આપે ફરમાવ્યું કે ખોદા પાકે તેના દરજજા નીમ્યા છે, સૌથી પેહલાં તો ખોદા પાકે એ બોલાવવાના કામનો સંબંધ પોતાની સાથે રાખ્યો છે. "અલ્લાહ (લોકોને) જંનત તરફ બોલાવે છે અને જેને ચાહે છે તેને સીધો રસ્તો દેખાડે છે." (પારા ૧૧નો ૮ મો રૂકૂઅ) તે પછી દીનની તરફ બોલાવવાને જનાબ નબી (સલ)ને હુકમ એવી રીતે દીધો કે "યુક્તિ અને સારા બોધ થકી (લોકોને) આપના રબ તરફ આપ બોલાવો અને જે સારી હોય તેવી પદ્ધતિ વડે તેઓ સાથે વાદવિવાદ કરો." (પારા ૧૪નો ૨૨મો રૂકૂઅ.)

તે પછી એવી કૌમને બોલાવવાની પરવાનગી દીધી કે જેઓ સદગુણી હોય અને સારા કામોનો હુકમ કરનારા અને નઠારા કામોથી મનાઇ કરનારા હોય, "તમારામાંથી એવા લોકો હોવા જોઇએ કે જેઓ સારા કામો તરફ બોલાવતા હોય અને નઠારા કામોથી રોકતા હોય, અને એવાજ લોકો ભલાઇ પામશે." (પારા ૪નો ૨જો રૂકૂઅ). તે પછી આ (મોહંમદી) ઉમ્મતમાંથી તે લોકોને નોતરવાની પરવાનગી આપી છે કે જેઓ હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસમાઇલ (અલ)ની ઓલાદમાં હોય અને હરમ (મક્કા મદીના)ના રહેનાર હોય. પણુ એવા હોય કે જેઓએ ખોદા પાક સિવાય બીજા કોઇની પૂજા કદી કીધી નહોય, અને જેઓને માટે ફરમાવ્યું છે કે તેઓથી (કુફર શિર્ક અને ગુનાહોની) નાપાકીને દૂર કરવામાં આવી અને તેઓને સારી પેઠે પાક કરી દીધા. તે પછી ખોદાના રસૂલ

(સલ)ની તાબેદારી કરનારાઓને, બોલાવવાની પરવાનગી દેવામાં આવી, અને તેઓ તે લોકો છે જેઓને માટે ખોદા પાકે કહ્યું છે "મોહંમદ અલ્લાહના રસુલ છે અને જે લોકો આપની સાથે છે તેઓ કાફિરોપર સખતાઇ કરનારા અને પોતપોતામાં (એક બીજા સાથે) ઘણાજ દયાળુ છે, આપ તેઓને રૂકુઅ અને સિજદામાં જુઓ છો (કે જે વડે)તેઓ અલ્લાહ પાકથી (તેની) મેહેરબાની અને (તેની) ખુશી ચાહે છે, સિજદાની અસરથી તેઓનાં કપાળોપર નિશાની છે, તૌરૈત અને ઇંનજીલમાં તેઓનાં આ ગુણ માટે (બયાન અને) દ્રષ્ટાંત (મસલ) છે. (પા૦ ૨૬નો ૧૨મો રૂકુઅ.)*

પછી તેવા મોમિન બંદાઓનું ગુણ (ટેવ, સદાચર્ણ) પણ વર્ણવ્યું, કે જેથી જે લોકો તે ગુણો ધરાવનારા નહીં હોય, તેઓ તે લોકોમાં શામેલ થવાની આશા કરે નહીં. અને તે ગુણો એ છે "તે લોકો જેઓ પોતાની નમાઝોમાં (ખોદાપાકની) બીક રાખે છે, અને જે લોકો નકામી વાતોથી મ્હોં ફેરવે છે, અને જે લોકો ખોદાપાકની (એકાઇ, પૂજા અને તેનાં બીજાં ગુણો) સાથે બીજા કોઇને પણ શામેલ કરતા નથી." (પારા ૧૮નો ૧લો અને પારા ૧૯નો ૪થો રૂકુઅ). પછી તે લોકોને તેઓમાં ગણ્યા કે જેઓ મજકુર મોમિન બંદાઓ જેવાં ગુણો રાખે છે." જંનતના બદલામાં મોમિન બંદાઓની જાનો અને તેઓના માલોને અલ્લાહ પાકે મોમિન બંદાઓથી ખરીદી લીધાં છે, કે તેઓ અલ્લાહ પાકને માટે જિહાદ કરે, પછી (તે જિહાદમાં કાફિરોને) કતલ કરે અને (તેઓના હાથે પોતે) કતલ થાય. અલ્લાહ પાકપર એ વાયદો સાચો છે જે તૌરૈત અને ઇંનજીલ અને કુર્આનમાં (બયાન થયલો) છે. અને અલ્લાહ પાક કરતાં પોતાના વાયદાનો પૂરો કરનાર બીજો કોણ છે? ત્યારે તમે તે [illegible]ણથી જે વડે તમે તેની સાથે સોદો કીધો છે, ખુશ ખબર હાસલ કરો. અને સૌથી મોટી આશા પૂરી થવી તે એજ છે." (પારા ૧૧ નો ૩જો રૂકુઅ). જ્યારે મજકુર આયત ઉતારવામાં આવી ત્યારે એક માણસે ઉભા થઇને જનાબ નબી (સલ.)થી પૂછ્યું કે જો કોઇ માણસ તરવાર લઇને જિહાદમાં લડવા લાગે, તે એટલે સુધી કે તે માર્યો જાય પણ (પોતાની જીંદગીમાં) તે હરામ કામો કર્યાં કરતો હોય તો શું તે પણ શહીદોમાં ગણાશે?

તે વખતે ખોદાએ એ આયત ઉતારી "(ગુનાહોથી) પસ્તાવો કરનારા, ઇબાદત ગુજારનારા, તારીફ કરનારા, રોઝો રાખનારા, રૂકુઅ કરનારા, સિજદો કરનારા, સારાં કામોનો હુકમ કરનારા, મના કીધેલાં કામોથી રોકાણ કરનારા અને અલ્લાહ (પાકના હરામ હલાલ)ની હદોનું રક્ષણ કરનારા, અને મોમિનોને આપ ખુશખબર આપો." (પારા ૧૧ નો ૩જો રૂકુઅ). પછી આપે (સલ) તેની તફસીર એવી રીતે ફરમાવી કે શહાદત અને જંનત મેળવવાને લાયક, ગુનાહોથી તોબા કરનારાઓ અને ખોદાપાક સિવાય બીજા કોઇની પૂજાને માટે (પોતાનું) માથું નહીં નમાવનારા અને ગરીબાઇ અને અમીરાઇમાં ખોદાનો પાડ માનનારા, અને રોઝો રાખનારા, અને પાંચે વખતની નમાઝ પઢનારા અને જોઇએ તેવી સારી રીતે સારા કામોનો હોકમ

---

* પછીની આયતમાં તે દ્રષ્ટાંત કે મસલ એવી રીતે છે કે "જેવી રીતે ખેતર (પેહલાં તો) પોતાનાં (ઝીણા) છોડવાં [જમીનમાંથી) બહાર કાઢે છે પછી તેને મજબુત કરે છે, પછી તે જાડાં થાય છે, અને પછી પોતાના થડપર તે ઉભાં થાય છે જે ખેડુતને ઘણો આનંદ પમાડે છે. (એવીજ રીતે ઇસલામની ધીમે ધીમે ચઢતી અને ઉન્નતી કરી છે) કે જેથી કાફેરોના દૂધવાલને તે (સહાબા)ઓ તરફ વધારે ઉશકેરે" તોરૈત અને ઇનજીલમાં એ બયાન કેવી સફાઇથી સઘળા સહાબાની તારીફમાં છે તે આગળ આવે છે.

અને નઠારાં કામોની મનાઈ કરવાની ફરજ બજાવી લાવનારા એજ એવા લોકો છે કે જેઓને શહાદત અને જંનતની ખુશખબર આપવામાં આવેલી છે.

પછી ખોદા પાકે ખબર દીધી કે જિહાદનો હોકમ માત્ર તેજ લોકોને દેવામાં આવ્યો કે જેઓમાં મજકૂર શર્તો મળી આવતી હોય. "જેઓની સાથે લોકો કતલ ચલાવે છે. (અને) એ કારણથી કે તેઓપર જુલમ ગુજારવામાં આવ્યો તેઓને (જિહાદની) પરવાનગી દેવામાં આવી. અને ખરેખર અલ્લાહ (પાક) તેઓને મદદ આપવાપર શક્તિવાન છે. (અને) તેઓ તે લોકો છે કે જેઓને કંઇ પણ દોષ વગર તેઓના શેહેરોમાંથી કાઢી મુકવામાં આવ્યા ફક્ત એટલાજ માટે કે તેઓ કેહતા હતા કે અમારો પાલણ પોષણ કરનાર (રબ્બ) અલ્લાહ છે." (પારા ૧૭ નો ૧૩ મો રૂકૂઅ). એ એટલા માટે છે કે જે કંઇ આકાશો અને જમીનોમાં છે તે ખોદા-પાક, રસૂલ (સલ) અને રસૂલ (સલ)ના તાબે-દારો માટે છે. અને દુન્યામાં મુશરિકો, કાફિરો, જુલમીઓ અને દુરાચર્ણીઓ (ફાજિરો)ના હાથમાં જે છે તે સઘળું મોમિન બંદાઓને માટે છે. અને જે મોમિન બંદાઓમાં મજકુર શર્તો મળી નહીં આવતી હોય તેઓને જિહાદની પરવાનગી પણ નથી, પણ તેઓનેજ એ પરવાનગી) છે કે જેઓપર જુલમ ગુજારવામાં આવેલો હોય અને જુલમ તો મોમિન બંદાઓપરજ કરવામાં આવે છે, અને મોમિન (કોઇ) થઇ શકતો નથી પણ તેજ થઈ શકે છે કે જેમાં એ મજકૂર શર્તો પૂરેપૂરી સમાવેલી હોય કે જે શર્તો જિહાદ કર-નારાઓને વાસ્તે મુકરર કરવામાં આવી છે. અને જ્યારે મજકૂર આયત ઉતરી ત્યારેજ તે લોકોને જિહાદનો હુકમ દેવામાં આવ્યો.

મજકુર રિવાયત કરનાર રાવી કહે છે કે મેં જનાબ ઈમામ (રદી૦)થી પૂછ્યું કે મોહા-જેરીન (રદી૦)ને લડાઇ ચલાવવાની રજા એટ-લાજ માટે મળી કે તેઓનાપર જુલમ ગુજાર-વામાં આવ્યો હતો. પણ કિસરા (ઈરાન દેશના રાજા) અને કૈસર (રોમન બાદશાહતનો રાજા) અને બીજા મુશરિકોની સાથે જિહાદ કરવાનું વલણ તેઓને કેમ કરીને થયું ? હઝરત ઇમામે (રદી.) જવાબ દીધો કે જો માત્ર (અર્બસ્તાનના કાફિરો સાથેજ લડવું) એટલીજ પરવાનગી તેઓને મળતે તો તેઓ કિસરા અને કૈસર સાથે કદી જિહાદ કરતે નહીં, કેમકે તેઓએ મોહાજિરીન (રદી.) પર કંઇ પણ જુલમ કીધો હતો નહીં, પણ (તેઓપર) જુલમ ગુજારનારા તો મક્કાના રહેવાશિઓ હતા. અને એ લોકોથી મતલબ જો માત્ર મોહાજિરીન (રદી.) હોત તો મોતઅખ્ખેરીન (પાછલાઓ)ને એ હુકમ લાગુ પડતે નહીં. કેમકે પાછલા લોકોના જમાનામાં નહીં મક્કાના જુલમીઓમાંથી કોઇ બાકી રહ્યું હતું અને નહીં તે લોકોમાંથી કોઇ રહ્યું હતું કે જેઓપર જુલમ ગુજારવામાં આવેલો. તમે સમજ્યા છો તેમ એ વાત નથી, પણ ખરૂં જોતાં મોહાજિરીન (રદી) પર બે તરફથી જુલ-મ ગુજારવામાં આવેલો એક (તરફથી) તો મ-ક્કાના (કાફિર) રેહવાશીઓનો અને બીજી (તર-ફથી) કિસરા અને કૈસરનો કેમકે હોકુમત તો મોહાજિરીનનો હક હતો. તેથી મોહાજિરીને (રદી.) જે જિહાદ કિસરા અને કૈસરની સાથે કીધો તે ખોદાના હુકમથીજ (કીધેલો) હતો, અને એજ દલીલથી દરેક જમાનાના મોમિન બંદાઓ જિહાદ કરી શકે છે. પણ જિહાદની પરવાનગી તેઓનેજ માટે છે કે જેઓમાં મજ-કૂર સઘળી શરતો એકઠી મળી આવતી હોય, જેથી કરીને તેઓનું ઇમાનવાળા હોવું જુલમ ગુજારવામાં આવેલા હોવું અને પરવાનગી અપાયલા હોવું સાબિત થાય. અને જેમાં એ શર્તો મળી નહીં આવતી હોય તે નહીં જુલમ ગુજારનાર છે, અને નહીં જુલમ ગુજારવામાં

આવેલો છે, નહીં દાઅી (એટલે ખોદાના દીન તરફ બોલાવનાર) છે, અને નહીં જિહાદ કરનાર છે; એટલુંજ નહીં પણ (જેમાં મજકુર શર્તો મળી નહીં આવતી હોય તે જો જિહાદ કરવા તૈયાર થાય તો) મોમિન બંદાઓને એ વાતનો હોકમ દેવામાં આવેલો છે કે તેની સાથે કતલ ચલાવે. ”

મજકુર હદીસમાં કેટલીક વાતો એવી જાહેર છે કે જેનો નકાર કોઇ પણ કરી શકતો નથી. ૧ જેહાદની જેટલી શર્તો છે તેટલી શરતો જે લોકોમાં હોય તેઓજ જેહાદ કરી શકે છે. અને તે શરતો ખાસ ખાસ લોકોને માટેજ મુકરર કરવામાં આવી છે અને તેજ લોકોને ખોદાના દીન તરફ લોકોને બોલાવવાની પરવાનગી મળેલી છે. ૨ જેવી રીતે ખોદાપાક પોતાના ખરા માર્ગ તરફ અને જંનતમાં જવા માટે બંદાઓને પોતાનું કલામ નબીયોપર ઉતારી બોલાવે છે, તેવીજ રીતે તે લોકો, નબી (સલ)થી તે ઇલાહી કલામને મેળવી, લોકોને ઇસલામના સાચા રસ્તા તરફ અને જંનત તરફ બોલાવવામાં પોતાની આખી જીંદગી ગાળે છે, જેવી રીતે નરમાસવાળા બોધ અને નિષ્પક્ષપાત વાદવિવાદથી જનાબ રસુલુલ્લાહે (સલ,) લોકોને ઇસલામ તરફ નોતર્યા તેવીજ રીતે તેઓ નોતરે છે. પછી સારા કામો તરફ બોલાવનારા અને નઠારા કામોથી રોકનારા હોવાની શરત જાહેર કીધી અને બેશંક સહાબાઓએ પોતાની આખી ઉમર તેજ શરતને વળગી રહેવામાંજ ગુજારી એમાં પરધર્મી ખ્રિસ્તિઓને પણ જયારે કંઇ શંકા નથી ત્યારે શીઆ સુન્નીઓને તો હોય કયાંથી. ૪ અરબ મોહાજેરીન સઘળા હઝરત જનાબે ઇબ્રાહીમ અને ઇસમાઇલ (અલ)ની ઔલાદમાં હતા એમાં પણ આખી દુન્યામાં કોઇને શક શુબેહની ગુંજાશ નથી.

૫ મી શરતમાં તો મોહાજિરીન અને અનસારની* સાથે દરેકે દરેક સહાબીને “ વલઝીના મઅહો ”ના વિશાળ શબ્દો વાપરી અલ્લાહ તઆલાએ બધા સહાબીયોના મકબૂલ હોવાની, જાહેરમાં કે છુપી રીતે એક બીજાની સાથે અરસપરસ ઘણીજ મોહબ્બત રાખવાની, અને ઇબાદતમાં મચ્યા રહેવાની તારીફ કરી બધી શંકાઓનો નાશ કરી નાંખ્યો અને એ પણ જણાવી દીધું કે માત્ર કુર્આનમાંજ તેઓની તારીફો છે એટલુંજ સમજાશો નહીં પણ તૌરૈત અને ઇનજીલ જેવી સેંકડો વર્ષ આગળ ઉતરેલી આકાશી કિતાબોમાં પણ તેઓને માટે મિસાલો (દાખલાઓ અથવા ઉપ્માઓ) મોજૂદ હતી અને તે બંને કિતાબોમાં એટલો બધો ફેરફાર થવા છતાં આજ સુધી મોજૂદ છે,

તૌરૈતની કિતાબે ઇસતિસના (પુનર્નિયમ) ના ૧૩મા અધ્યાયની ૬ ઠી વર્સમાં છે “ જો તારો ભાઈ, તારી માનો દીકરો, અથવા તારો દીકરો, અથવા તારી દીકરી અથવા તારી દિલોજાન સ્ત્રી, અથવા તારો પ્રાણસમાન મિત્ર તને છાની રીતે લલચાવતો એમ કહે કે, ચાલો, જે અન્ય દેવદેવીઓને તું જાણતો નથી તેમ તારા પિતૃઓ પણ જાણતા ન હતા તેઓની આપણે સેવા કરીએ ; ... ... ... તો તારે તેને હા પાડવી નહીં. ને તેનું સાંભળવું નહીં, ને તારી આંખ તેનાપર દયા ન આણે ને તારે તેને જવા દેવો નહી. ને તારે તેને સંતાડવો પણ નહીં; પણ તારે તેને જરૂર મારી નાંખવો, તેને મારી નાંખવા સારૂ પહેલો તારો હાથ તેનાપર પડે ને ત્યાર પછી (બીજા) બધા લોકોના હાથ ” (વર્સ ૯ સુધી). (જૂનો કરાર, ધી આઇરિશ બિસબાઇબલ ...)

* “ મોહાજિરીન ” તે સઘળા સહાબીયો છે કે જેઓએ દીનને માટે પોતાનું શહેર છોડી હબસા અને મદીનાં શરીફ તરફ હિજરત કરીને જઈ રહયા “અનસાર અથવા અનસારીયો ” તે સઘળા સહાબા છે કે જેઓએ મદીના શરીફમાં રહી, નબી (સલ).ને ત્યાં બોલાવી, આપ (સલ)ની, મોહાજિરીનની અને દીને ઈસલામની મદદ પોતાના જાન માલથી કીધી.

મિશન પ્રેસ સુરતમાં છપાવશે). એ વર્સ ઉતારવામાં આવી ત્યારથી તેપર ચાલવાની સૌથી પેહલી મિસાલ જનાબે નબી (સલ)ના ખલીફાએ (રદી)એજ કાયમ કીધી. એટલે હઝરત અબુબકર સિદદીક પહેલા ખલીફા (રદી) ઓહદની લડાઇને દહાડે પોતાના બાપને કતલ કરવા તૈયાર થયા હતા કેમકે તેઓએ હજી ઇસલામ સ્વીકાર્યો ન હતો, પણ જનાબ નબી (સલ.)એ આપને રોકયા. જે બયાનને શીઆ પંથના ઇમામે આઝમ શેખ મુફિલ્લી સાહેબે પોતાની કિતાબ તઝકેરતુલ ફુકહાની ૬ઠી ફસલમાં વિસ્તાર સાથે લખ્યું છે. તેમજ બદરની લડાઇમાં કેદ પકડાયલા કેદીઓમાં ઘણાખરા સહાબાના ઘણાજ પાસેના સગા વહાલાઓજ હતા જેઓને માટે બીજા ખલીફા જનાબે ઓમરે (રદી) માંગણી કીધેલી કે દરેક સહાબી પોતાના સગાને પોતાને હાથે કતલ કરે અને નોફલને હું મારે હાથે કતલ કરૂં કે જેની સાથે મને ઘણી પાસેનું સગપણ છે. જે બયાનને શીઆ પંથની માનીતી તફસીરો મજમઉલ બયાન, મનહજુસ સાદેકીન અને ખોલાસએ તફસીરે જરજાનીમાં તેઓના રચનાર મહાન મોફસ્સેરોએ લંબાણથી લખેલું છે. શું હજી પણ કોઇને શક રહી જશે કે કોણ જાણે એ સાહેબો ખરાદિલથી ઇમાન લાવનારા હતા કે નહીં હતા ? " અશિદદાઓ અલલ કુફફાર " અને "મસલોહુમ ફિતતૌરાતે "—કુર્આનના શબ્દોનો એજ ખોલાસો અને તેવા દાવાની એજ સાબેતી છે,

હવે કુર્આનના બીજા શબ્દો " કઝરઇન અખરજા શતઅહુ "નો ખોલાસો સાંભળો. મજકુર બાઇબલના નવા કરારના માત્થીની કિતાબના ૧૩મા અધ્યાયની ૩૧-૩૨ વર્સોમાં એવી રીતે છે કે " તેણે (જનાબે ઇસા અલ. એ) તેઓની આગળ બીજો દ્રષ્ટાંત (દાખલો) પ્રગટ કરતાં કહયું કે આકાશનું રાજ્ય રાઇના બી જેવું છે જેને એક જણે લઇને પોતાના ખેતરમાં વાવ્યું, તે સઘળાં બી કરતાં નાનું છે પણ વધ્યા પછી છોડવા કરતાં તે મોટું થાય છે. ને એવું ઝાડ પણ થાય છે કે આકાશનાં પક્ષિ આવીને તેની ડાળીઓપર વાસો કરે છે. " કુર્આનનો જે દાવો છે કે " મસલોહુમ ફિલ ઇનજીલ " તેના સાબેત થવામાં હવે કંઈ શક બાકી રહી ગયો કે ? ખરેખાત આકાશનું રાજ્ય જ્યારે દુન્યામાં ચાલુ કરવામાં આવ્યું એટલે જનાબ સુલતાનુલ મુર્સલીન વન્નબીઇન (સલ)ની નોબુવવત દુન્યામાં ચાલુ થઇ તે વખતે ઇસલામની હાલત રાઇના દાણા જેવીજ હતી. એટલે આપના ઘણા થોડા સહાબાઓ હતા. પછી ધીમે ધીમે તેઓની ગણત્રી જેમ ઝાડ વધે છે તેમ વધતી ગઇ અને છેવટે એક વિશાળ ફેલાયલા ઝાડની પેઠે એટલી મોટી સંખ્યાવાળું તેઓનું લશકર થઇ ગયું કે જે મોટી સંખ્યા અને વધારાને જોઈ કાફિરોને નવાઇ લાગતી અને તેઓની ઉન્નતી અને વધતી જતી સત્તાને જોઇ દ્વેષભાવથી તેઓ પોતેજ બળતા. કુર્આન તેમજ ઇનજીલની આ બશારત અને મિસાલ (દ્દષ્ટાંત) સહાબાઓને ઠીક લાગુ પડે છે. અલહમ્દોલિલ્લાહ, કે તૌરૈત ઇનજીલમાં સહાબાઓને માટે મિસાલ મોજૂદ છે, એવો જે કુર્આનનો દાવો હતો અને તે દાવાથી સઘળા સહાબીયો (રદી.)ની દરેક તરેહની જે મોટાઇ, ઈમાન, ઇસલામ ઇબાદત એક બીજા સાથે મોહબ્બત અને મકબૂલીયત ખુલ્લી રીતે જાહેર થતી હતી તે સઘળી મોટાઇઓ જોઇએ તે કરતાં વધારે સારી રીતે સાબેત થઇ ગઇ. જે માણસને ખોદાપાકે ઇનસાફ અને સારી સમજ બુદ્ધિ આપી હશે તે તો જરૂર કેહશે કે આટલું બધું સાબેત થયા પછી પણ જો કોઇ સઘળા સહાબાની મોટાઇને કબુલ ન રાખે તે ખરૂં જોતાં

કુર્આન અને સઘળી આકાશી કિતાબોનો મુનકિર છે. અલ્લાહ પાક તેવા માણુસને સારી બુદ્ધિ આપી પોતાના સાચા માર્ગપર દોરવે. આમીન.

૬ જ્યારે "વલ્લઝીના મઅહો" એટલે જનાબ રસુલુલ્લાહ (સલ)ની સાથે જે સઘળા સહાબા છે એ ઘેરાવામાં સઘળા સહાબાને ઘેરી લીધાં અને જેહાદને લાયક મોમિન બંદા સૌ કરતાં પેહલા તેઓને ચુંટી લીધા, ત્યારે તેઓનાં સદગુણો, સારી સીફતો પણ ખુલ્લી ગણાવી દીધી કે નમાઝોમાં તેઓને એવો તો ખોશુઅ થાય છે અને તેની મોટાઇમાં તેઓ એવા ગરકાબ થઈ જાય છે કે પગમાં પેસી ગયલા તીરો કદાચ પણ તેની તેઓને ખબર રેહતી નથી જે રિવાયત હઝરત જનાબે અમીર (અલ.)ને માટે બંને પંથોની કિતાબોમાં છે. તેમજ પક્ષિઓ તેઓના માથાંઓપર એટલાજ માટે આવીને બેસતા કે નમાઝમાં તેઓ જીવ વગરના પુતળાં તેઓને જણાતા તેઓનુંજ નકામી વાતોથી મ્હોં ફેરવવું વાંચીને આજે દુન્યામાં પોતાને સૌથી વધારે સુધરેલા હોવાનો દાવો કરનાર લોકો Time is money બોલતાં અને કરતાં શીખ્યા છે. અને શિર્ક અને કુફ્રને જઝીરએ અરબમાંથી હંમેશને માટે કાઢનાર સહાબા સિવાય બીજા કોઇ નથી એને તો દરેક કાફિર પણ માને છે પછી મુસલમાનો કેમ કરીને તેનો નકાર કરી શકશે.

૭ ચારે ખલીફાઓ અને બાકીના બધા સહાબીયોનાજ વખતમાં મક્કાથી લઇને આખી દુન્યામાં જેહાદ ફેલાયો, તેજ સહાબાઓએ અલ્લાહની રાહમાં દીનના દુશમનોને કતલ કરી દીન ફેલાવવાને માટે પોતે કતલ થઈ ખોદાપાકથી જંનત ખરીદી લીધી એ વાતનો નકાર દુન્યામાં કોઇ કરી શકતું નથી.

૮ સુબહાનલ્લાહ! ઇનસાફી માણુસને માટે સમજવાને કેવી સારી તક હાથ આવી છે કે જનાબ રસુલુલ્લાહ (સલ)થી એક સહાબી પૂછે છે કે હરામ કામો કરનારા પણ જેહાદમાં શામેલ થઈ માર્યાં જાય તો શું શહીદોમાં ગણાશે? એટલે શીઆ પંથ તરફથી જેટલા આરોપો ત્રણે ખલીફા પર અને પાંચ સાત સહાબીયો સિવાય બીજા સઘળા સહાબીયોપર મુકાય છે કે તેઓએ અહલેબૈતે નબવીના સઘળા હકો છીનવી લીધા, અને તેઓની સાથે કાફિરો નહીં રાખે તેવી દુશમની રાખી અને કુર્આનમાં ફેરફાર કરી આખા ઇસલામને કેયામત સુધી બગાડી કાઢયો. એ બધાં હરામ કામો કરવાં છતાં શું તેઓ શહીદો ગણાશે તેનો રદ, અલહમ્દો લિલ્લાહ! તે ખોટા આરોપો મુકાય તે પેહલાં ખોદા પાકે આયત નાઝિલ કરીને અને જનાબ ઇમામ જઅફરે સાદિકે (અલ.) તે હદીસની રિવાયત અને આયતના શાને નોઝૂલને બયાન ફરમાવીને, અને શીઆ પંથના સઘળા આલિમોએ તેને સાચી હદીસ ગણીને કરી દીધો કે તે સઘળી તદન બેબુન્યાદ વાતો છે તેઓ સઘળા તો એવા એવા સદગુણી હતા અને તેથીજ તે સઘળા સહાબાને જંનતની ખુશખબર આપવામાં આવી. અને ઉપર હું સાબેત કરી આવ્યો છું કે શીઆ અને સુન્ની બંને પંથો એકમતે એ વાતને માનનારા છે કે ખોદા અને રસૂલ (સલ)ની આપેલી ખબરમાં "નસખ" હોતો નથી (વાંચો પાનું ૨૨-૨૩) અને તેથીજ સૂર્ય કરતાં વધારે રોશનરીતે સાબેત થઇ ગયું કે જનાબ નબી (સલ)ના દરેક દરેક સહાબી ખિલાફત કે ફદક અથવા પોતપોતામાં કોઇ પણ ઝઘડાને લીધે તેઓની આખી જિંદગીમાં એક પલકવારને માટે પણ, ઇસ્લામમાં દાખલ થયા પછી, મુર્તદ કે કાફિર થયા નથી અને ઈમાનપર તેઓનો ખાતેમો થઇ બેશક જંનતી બની ગયા.

૯ પછી જનાબ ઇમામ સાહેબે કેવા ખુલ્લા શબ્દોમાં ફરમાવી દીધું કે આકાશી અને જમી-

તેમાં જે કંઇ છે એટલે જમીનમાં ખિલાફત, ઈમામત અને આકાશોમાં જંનત, સહાબાઓ વાસ્તેજ છે, કે જેઓ ખોદા રસૂલના સૌથી પેહલા તાબેદારો છે. તેઓજ પાકા મોમિનો છે, તેઓમાંજ મજકુર સઘળી શર્તો મળી આવે છે, તેઓનાંજ ઉપર કાફિરો અને મુશરિકોએ અગણિત જુલ્મો ગુજાર્યાં છે, અને તેથીજ તેઓને કલામે ઇલાહી ઉતરવાથી, જનાબ રસૂલ્લાહ (સ. અ. સ.)ના હોકમથી અને જનાબે અમીરે (રદી) મશવેરો આપવાથી, મતલબ એ કે દરેકે દરેક રીતે જેહાદ કરવાને લાયક ગણાઇ જેહાદની પરવાનગી મળી, અને તેઓએ એ ત્રણે પરવાનગીઓ મેળવીનેજ ઇરાન, રોમન એમપાયર અને ઇજિપ્ટ વિગેરેના કાફિરો સાથે જિહાદો કીધા, અને જાહેર છે કે તેમાં સઘળા સહાબા શામેલ હતા. જો તેઓ મુર્તદ કે કાફિરો હોત તો તેઓને જિહાદની પરવાનગી અને જંનતની બશારત કદી મળતે નહીં. વળી જેહાદ કરવાનું કારણ બયાન ફરમાવી જનાબ ઇમામ સાહેબે ત્રણે ખલીફાઓની ખિલાફત બેશક ખરી હતી તેને ખુલ્લે ચોક બયાન ફરમાવી દીધી કે હોકૂમત એ મોહાજિરીનનોજ હક છે. અને એ વાત તો આખી દુન્યા જાણે છે અને માને છે કે ઉપર જણાવેલા જેહાદો ત્રણ ખલીફાઓનાજ જમાનામાં થયા છે અને તેઓ ત્રણે એકમતે મોહાજિરીનો છે. પણ અફસોસ એ વાતનો છે કે બંને પંથોમાં એક પણ રિવાયત એવી મળી આવી નહીં કે જનાબ અલીયે મુર્તઝા (કરમ) ચોથા ખલીફાની ખીલાફતના જમાનામાં શીઆને અહલે બૈતે એક પણ કાફરના ઉપર જિહાદ કરી દીનને ફેલાવવાની કોશિશ કીધી હોય. પણ ઉલટા તેઓએ રસુલે અકરમ (સલ)ના સહાબાનેજ કાફિર મુર્તદ ઠેરવી તેઓમાંજ ખિલાફતે બિલા ફસ્લ અને વસીએ રસલુલ્લાહ (સલ)નો ઝઘડો ઉભો કરી ઇસલામ અને ઇસલામીઓનોજ ઘાણ કાઢી નાંખી કેયામત સુધીના કુસંપનું બી રોપ્યું. એ પછી જનાબ ઇમામ સાહેબે એજ શર્તો **દાઆીયોમાં** હોવી ફરઝ છે જાહેર કીધી. તે શર્તો હાલના દાઆીયોમાં છે કે કેમ એ તો પોતે દાઆીઓ જાણતા હશે અથવા તેઓના તાબેદારોને ખબર હશે એમાં અમને પડવાની જરૂર નથી.

પણ એટલું જરૂર અરજ કરવામાં આવશે કે આખી દુન્યાના જુદા જુદા ધર્મોવાળાઓ તરફથી પોતાના દીન તરફ બીજા લોકોને દરેક રીતે નોતરવાની કોશિશ કરવામાં આવે છે. જેને માટે દરેક ધર્મવાળા પાસે અમુક ફંડો અને નોતરનારા ધર્મ આગેવાનો દરેક શેહેરમાં હામેશા હોય છે, અને એક શેહેરથી બીજે શેહેર દેશ પરદેશ મોકલવામાં આવે છે, અને તેઓ વાદવિવાદથી પોતાના ધર્મને પ્રગટ કરવાની અને તેને સાચો ઠેરવવાની બનતી કોશીશો કરે છે. પણ આજ સુધી શીઆ પંથના મુજતહેદ સાહેબો અને માનવંતા દાઆીઓ તરફથી એમાંનું કંઈ પણ કીધેલું કેયે જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી પણ ઉલટું પોતાના પંથની વાતો પોતાના પંથનાજ લોકોથી સતાડવાની કોશીશ કરવામાં આવેલી, અને કરવામાં આવતી જોવામાં અને સાંભળવામાં આવી અને આવે છે. શું એ બાબત કોઇ પરધર્મી, મુસલમાનોની પોકળતા જાહેર કરવાને અને સાબેત કરવાને વાંધો ઉઠાવી શકતો નથી કે પોતાના દીનધર્મને અને તેના અકીદાઓને ઇસલામના એક આવો મોટો પંથ કેમ હંમેશ સંતાડી રાખે છે? બીજાઓની પેઠે તેઓ કેમ બહાર પડતા નથી?

ઇસ બાત કો હમ પેહચાન ગએ
કુચ્છ દાલમેં કાલા કાલા હય.

ત્યારે મોસલમાનોએ તેઓનું કેવી રીતે ખંડન કરવું? હું ઉમેદ રાખું છું કે જેવી રીતે ગામે ગામ અને ઠામે ઠામ જનાબ વડા મુલ્લાજી

સાહેબ તરફથી નાએબો અને આમિલો મુકરર કરવામાં આવેલા છે તેવીજ રીતે શીઆ પંથ તરફ નોતરનારા અને તે પંથની હક્કાનીયત જાહેર કરી પરધર્મીઓના ખંડન કરનારા શીઆ પંથના આલિમો પણ પબ્લિકમાં વઅઝ કેહવાને હવે બહુજ જલદીથી નીમવામાં આવશે, કેમકે ઇસલામી ધર્મના દાઅીયો હોવાનો દાવો કરનારાઓની તો એ પેહલી ફરજ છે.

જનાબ નબીએ અકરમ (સલ)ના વખતમાં એક મોટો બનાવ બનેલો છે તે અત્રે વિગતવાર લખવું યોગ્ય જણાય છે. હુઝુર પુરનૂરે (સલ) ઉમરો કરવાનો ઇરાદો કીધો અને મક્કાના કાફિરો રબેને લડવા તૈયાર થઇ જશે અને રબેને મક્કામાં દાખલ થવા દેશે નહીં એવો સંભવ હોવાને લીધે, આપે સહાબીઓ (રદી) ઉપરાંત બીજા ગામડિયા લોકોને એ સફરમાં આપ (સલ)ની સાથે ચાલવા નોતર્યા. પણ ગામડાઓમાં રેહનારા ઘણાખરાઓએ આપ (સલ)ના હુકમ તરફ બેદરકારી દેખાડી અને આપ (સલ)ની સાથે થયા નહીં. માત્ર તેજ સાહેબો આપ (સલ)ની સાથે થયા કે જેઓ ઇમાનથી અને આપની મોહબ્બતથી ભરપૂર હતા. જ્યારે મક્કાની પાસે પોંહચ્યા ત્યારે કુરૈશના કાફિરો આડે આવ્યા. ત્યારે આપે (સલ) ખર્રાશ (રદી)ને મક્કાના આગેવાનો પાસે મોકલ્યા કે તેઓને આવવાનું કારણ કહે. પણ મક્કાવાળા જ્યારે તેઓને કતલ કરવા તૈયાર થયા ત્યારે તેઓ પાછા આવ્યા. પછી આપે (સલ) હઝરત ઉસમાન (રદી. ત્રીજા ખલીફા)ને તેઓને સમજાવવા મોકલ્યા, જેઓને મક્કાના કાફિરોએ તરત કેદ કરી લીધા પણ લોકોમાં એવી અફવાહ ફેલાઇ ગઇ કે તેઓને કતલ કરવામાં આવ્યા. એ ખબર સાંભળતાંજ હુઝુરે (સલ) સઘળા સહાબિયો (રદી) કે જેઓની ગણત્રી રિવાયતોના મતફેર પ્રમાણે ચારસોથી લઇને ૨૩૦૦ સુધીની હતી બોલાવ્યા અને એક ઝાડની નીચે બેસીને એક પછી એક તેઓ સઘળા પાસે એ બાબતનો એકરાર, કોલકરાર અથવા બૈઅત* લીધી કે મરી જઇએ ત્યાં સુધી કુરૈશની સાથે કતલ ચલાવશું, હઝરત ઉસમાનનો વેર લેશું, અને ગમે તે થઈ જાય પૂઠ ફેરવશું નહીં. પછી તેઓએ દરેકે ઘણીજ રાજી ખુશીથી બૈઅત કીધી માત્ર કૈદ બિન કૈસે જે કે મોનાફિક હતો, બૈઅત કીધી નહીં. આ સફર અને બૈઅતથી મોનાફિકો અને સાચા મોમિનો કોણ છે તે જાહેર થઈ ગયું, અને સાચાઓથી જૂદા સાફ પરખાઇ ગયા તેથીજ એ બૈઅતનું નામ **બૈઅતુર રિદવાન** પાડવામાં આવ્યું.

મજકૂર બૈઅત કરનારાઓમાંજ સુંનત જમાઅત જે દસ સહાબીઓને અશરતુલ મોબશશરા કહે છે એટલે જેઓને માટે જંનતી હોવાની જનાબ રસૂલુલ્લાહે (સ. અ. સ.) પોતે ખુશખબરી આપી છે* તેઓ પણ હતા. અને જાહેર છે કે તેઓમાં આપ (સલ)ના ચારે ખલીફાઓ (રદી) પણ આવી જાય છે એજ સઘળા સાહેબોને માટે અલ્લાહ પાકે એ આયતો નાઝિલ કીધી કે "ખોદા પાક રાઝી થઇ ગયો તે મોમિનોથી કે જેઓએ ઝાડની નીચે આપની બૈઅત કીધી તેઓના દિલોની સાચી મોહબ્બત એથી જાહેર થઈ ગઇ કે જો તેઓ મોનાફિક હોત તો કદી પણ એવા ભયભરેલાં વખતે બૈઅત કરતે નહીં. જેવી રીતે કે મોનાફિકોએ કીધી નહીં. તેઓના દિલોને શાન્તિ આપવામાં આવી કે જેથી જરા

*તે દસ સહાબિયોનાં નામ:—

૧—હઝરત અબૂબકર, ૨—હઝરત ઓમર, ૩—હઝરત ઓસમાન, ૪—હઝરત અલી, ૫—હઝરત તલહા, ૬—હઝરત ઝોબૈર, ૭—હઝરત સઅદ બીન અબી વક્કાસ, ૮—હઝરત સઈદ બિન ઝેદ, ૯—હઝરત અબદુર્રહમાન બિન ઔફ ૧૦—હઝરત અબૂઓબૈદા (રદીયલ્લાહો અનહુમ અજમઇન.)

પણ બીક કે ભય વગર તેઓ લડવા તૈયાર થઇ ગયા અને મરવા મારવાપર તમારા હાથપર બૈઅત કીધી." (પારા ૨૬ નો ૧૧ મો રૂકુઅ તફસીર સાથે.)

હવે મોટા સવાલ એ ઉભો થાય છે કે એ આયત કુર્આનની છે કે નહીં? જો છે તો જે લોકોએ ઝાડની નીચે આપ (સલ)ના હાથપર બૈઅત કીધા તેઓનેજ માટે છે કે નહીં? જો તેઓ માટેજ છે તો તેમાં હઝરત અબૂબક્ર (રદી), હઝરત ઉમર (રદી) અને હઝરત ઉસમાન (રદી) વિગેરે મહાન સહાબીયો દાખલ હતા કે નહીં? જો હતા તો ખોદાપાકે તે સઘળાઓને માટે જે કહયું છે કે "ખોદાપાક તે મોમિનોથી રાજી થઇ ગયો" તેઓમાં તે સાહેબો પણ દાખલ ગણાશે કે નહીં? જો નહીં તો તેઓને કમી કરવાની કુર્આનની કઈ મજબૂત દલીલ છે? અને જો તેઓ પણ તે બૈઅત કરનારાઓમાં ગણાઇ ગયા તો જાહેર છે કે તેઓથી દુશમનાઇ રાખવી કે જેઓથી ખોદા રાઝી થયલો તે પોતે ફરમાવે, એ કુર્આનથી ઇનકાર કરવો છે કે નહીં? હવે શિઆ પંથની જે હદીસોમાં આવેલું છે કે હઝરત જનાબે અલી (રદી), અહલેબૈત અને બાકીના ઇમામો, ત્રણ કે ચાર સહાબીયો સિવાય બધાઓને કાફિર મુર્તદ ગણતા હતા, એ દાવો કેવી રીતે સાબેત થશે? જો હદીસોને ખરી માનવા જઇએ છીએ તો કુર્આનનો ઇનકાર લાગુ પડે છે અને કુર્આનને માનવા જઇએ તો શીઆ પંથની હદીસોથી હાથ ઉઠાવવો પડે છે.

જો એવી શંકા ઉભી કરવામાં આવે કે તેઓએ જાહેરમાં બૈઅત કીધી પણ તેઓનું દિલ સાફ નહીં હતું અને દિલની ખબર કેવી રીતે જાણી શકીએ? તો પોતે એજ મજકુર આયતમાં તેનો પણ જવાબ છે કે "તેઓના દિલોમાં શું હતું તે જાણી લીધું" અને તેથીજ તેઓનાં દિલોને શાન્તિથી ભરપૂર કરી દીધાં. જો તેઓ મોનાફિક હોત તો કદી પણ તેઓનાં દિલોપર ખોદાપાક શાન્તિ ઉતારતે નહીં. કોઈ સાહેબના મનમાં એવી શંકા ઉભી થાય કે જ્યારે આવી ખુલ્લી આયતો અને હદીસો મૌજૂદ છે છતાં શીઆ પંથના આલિમો તેઓની મોટાઇ તો કોરે રહી તેઓના ઇમાનથીજ ઇનકાર કેમ કરે છે. કોઈ પણ કારણ હોવુંજ જોઇએ. નહિ તો એમ તો થઇ શકતુંજ નથી કે શીઆ પંથના સઘળા આલિમો, મૌલવીઓ, મુજતહિદો અને દાઈઓ એટલા બધા અણસમજુ હોય? એનો જવાબ પોતે એ ચોપડીના લખાણોજ તેઓને ખાત્રીપૂર્વક આપશે કે તેઓ બધા અણસમજુ હતા કે અક્કલના ભંડાર હતા, ઇનસાફી અને નિષ્પક્ષપાત હતા કે પક્ષપાત (તઅસ્સુબ)વાળા હતા, જેનો દરેક ઇન્સાફી સમજુ માણસ પોતેજ ફેસલો કરી શકશે.

હવે મજકૂર આયતની તફસીર કરતાં શિઆ પંથના જાણીતા અને ઘણાજ માનીતા આગેવાન અલ્લામએ કાશાની પોતાની તફસીરમાં શું ફરમાવે છે તે ખાસ ધ્યાન દેવા લાયક વાત છે કે "આપે (સલ) ફરમાવ્યું કે જે મોમિનોએ ઝાડની નીચે (મારી) બૈઅત કીધા તેઓમાંથી એક પણ માણસ જહંનમમાં જશે નહીં." અને આ બૈઅતનું નામ એટલાજ માટે **બૈઅતે રિદ્દવાન** પાડવામાં આવ્યું કે અલ્લાહ પાકેજ તેઓને માટે ફરમાવી દીધું કે "લકદ રદેયલ્લાહો અનિલ મોમિનીન ઇ." એવી ખુલ્લી આયત અને તેની તફસીર કરનાર એવી ખુલ્લી હદીસ અને તેને રિવાયત કરનાર શીઆ પંથના આવા મહાન આગેવાન મૌજુદ હોવા છતાં મજકુર સઘળા સહાબીયોને જો કોઇ જહંનમી ગણે, અગરજો તેઓમાંના એકને પણ જહંનમી માનવાની મનાઈ હદીસ મજકુરના ખુલા શબ્દોમાં છે, તો તેનું કારણ શીઆ પંથના આગેવાનોને પ્રગટ

કરવોજ જોઇએ. જો એમ કહેવામાં આવે કે એ આયત બધાઓને લાગુ પડતી નથી તો પાછો સવાલ એ ઉઠશે કે આયતમાંતો બધા સહાબીયોથી રાજી થવાનું બયાન છે. જો શીઆ પંથના માનવા પ્રમાણેજ હોય તો જેટલાઓથી ખુદા પાક નારાઝ હતો તેટલાઓનાં નામ પ્રગટ કરી દેવાં હતાં, અથવા તો આયત એવી રીતે હોવી જોઇતી હતી કે ઝાડના નીચે બૈઅત કરનાર સઘળા મોમિનોથી ખુદા રાજી નથી પણ કેટલા એકથી બલ્કે માત્ર પાંચ સાતથીજ રાજી છે. કેમકે જેવી રીતે બધા મોમિનોથી રાજી થવાનું જાહેર કરવું અલ્લાહ પાકને ઠીક જણાયું તેના કરતાં ખરા મોમિનો અને જૂઠા મોનાફિકોને જાહેર કરવા એ ઇસલામને માટે ઘણુંજ અગત્યનું અને ઘણુંજ ફાયદા કારક હતું વળી જો એમ કહેવામાં આવે કે અહલે બૈતના મજકુર કુર્આનમાં કે જેનું બયાન હું ઉપર લખી આવ્યો છું, અને જે કુર્આન હઝરત ઈમામે ગાયબની પાસેજ સંતાડી રાખવામાં આવેલો છે, મજકુર તમામ સહાબીયોનાં નામ છે કે જેઓ મોનાફિક હતા અને જે સઘળા મુર્તદ થઇ જવાના હતા, ત્યારે વાંધો ઉઠાવનાર તો કહેશે કે મહોંનો દાવો સાબિતી વગર નકામો છે. જ્યાં સુધી તે કુર્આનને અમે અમારી આંખે જોઇએ નહીં અને હઝરત ઇમામે ગાયબ અલૈહિસ્સલામ એ વાતને સાચવે નહીં કે બેશક આ કુર્આન તેજ ગાયબ કુર્આન છે અને બેશક તેમાં લખેલા સઘળા સહાબા (નઉઝો બિલ્લાહ) મોનફિક અને મુર્તદ હતા, ત્યાં સુધી અમે કબુલ રાખી શકતા નથી. ત્યારે શો જવાબ આપવો ? અફસોસ તો એ છે કે ઈમામ ગાયબ સાહેબ અલૈહિસ્સલામ પોતાના દાઓી જનાબ મુલ્લાજી સાહેબ વગર બીજા કોઇથી મોલાકાત કરતા નથી. રાહ જોતાં જોતાં હજાર વર્ષ ગુજરી ગયા અને હજી ખબર નથી કે તેવણનું દર્શન કયારે થશેઃ—

સદ શબે હિજ્ર ગુઝશ્તો મહે મન પૈદા નીસ્ત
ઉમ્રે ઉમરે કે બસદ સાલ ન દીદમ યક માહ

હઝરત ઇમામ અસકરી અલૈહિસ્સલામે, કે જેઓને શીઆ પંથનો મોટો ભાગ ઈમામે ગાયબ માને છે* એક કામ ઠીક કીધેલું જણાય છે તે એ કે અસલી કુર્આન તો પોતે લઇ ગયા પણ હાલમાં જે મોજૂદ કુર્આન છે તેની એક તફસીર શીઆ પંથ માટે તેઓમાં છોડી ગયા છે. નવાઇ જેવી વાત છે કે જે કુર્આનને એવો ખોટો પોતે ઇમામો માને તેનીજ તફસીર કરવામાં અને લખવામાં ખોદા પાકની ઇબાદત છોડી તેઓ પોતાનો કીમતી વખત નકામો ખુએ ! એથી તો સાબિત થાય છે કે જે કુર્આન મોજૂદ છે એજ અસલી કુર્આન છે, નહીં તો તે સાહેબો એની તફસીર લખવામાં પોતાનો વખત ગાળવાને ઇબાદત ગણુતે નહીં. કેમકે એ વાતને તો બંને ટોળાં શીઆ અને સુન્ની એકમતે માને છે કે તેઓ પોતના વખતની એક સેકંડ પણ ખોદા પાકના કામ વગર બીજા કોઇ કામમાં ગાળનારા હતા નહી. હવે તેજ તફસીરમાં કેટલી બધી નવાઇની વાત છે કે હઝરત ઈમામે ગાયબ સાહેબ લખે

---

* મુલ્લા બાકિર મજલિસી સાહેબ પોતાની કિતાબ "રિસાલએ રજઈઅત"ની ૬ઠી હદીસમાં લખે છે જેની ટુંક મતલબ એ છે કે મહાન મોહદદિસ શેખ સોદૂક મોહમદ બિન બાબુયા કુમીએ સઅદ બિન અબદુલ્લાહ કુમીથી રિવાયત કીધી છે કે દીન અથવા દુન્યાની કંઇ મુશકેલી આવી પડતી તો હું તેની અર્જી લખીને "સરમન રાય"ના ગારમાં જનાબ ઈમામે ગાયબ (અલ)ની પાસે પોતે લઇ જતો. અથવા જનાબ ઇમામે ગાયબ હસન અસકરી (અલ)ને આપના વકીલ મારફતે મોકલાવતો. અને તે વખતે શીઆ પંથના એ વિકાલતના કામપર નીમાયલા વકીલ "અહમદ બિન ઇસહાક" હતા જનાબ દાઓી સાહેબથી ઉમેદ છે કે હાલના જમાનાના સંદેશા પોંહચાડનાર અને લાવનાર વકીલ સાહેબનું નામ પ્રગટ કરી મુસલમાનોને આભારી કરશે.

છે કે "જો કોઇ માણુસ (હઝરત) મોહંમદ (સ. અ. સ.)ની આલ સાથે અને (હઝરત) મોહંમદ (સલ)ના સહાબાની સાથે અથવા **તેઓમાંના એકની સાથે પણ** દુશમની રાખશે તો તે (એકલા)ના ઉપર ખોદા પાક એવો સખત અઝાબ કરશે કે જો તે (અઝાબ)ને સઘળી મખ-લુકપર વહેંચવામાં આવે તો તેઓ સઘળા નાબૂદ થઇ જાય." જેના ખુલ્લા શબ્દોપરથી એ વાત જાહેર થાય છે કે જેવી રીતે આલે રસૂલ (સ. અ. સ.)માંથી એકની પણ દુશમની દિલમાં રાખવી હરામ છે તેવીજ રીતે જનાબ રસૂલુલ્લાહ (સ. અ. સ,)ના એક પણ સહાબીની દુશમની રાખવી હરામ છે.

શીઆ પંથમાં ઘણીજ માનીતી કિતાબ **જામેએ અખબાર**માં હદીસ છે કે "જનાબ નબી (સ. અ. સ.)એ ફરમાવ્યું કે જે કોઇ મને ભુડું બોલે (ગાળો દીએ) તેને કતલ કરો અને જે કોઇ મારા સહાબીઓને માટે ભુડું બોલે (ગાળો દીએ) તેને દુરરા (ચાબખા)નો માર મારો". વળી શીઆ પંથની જગત જાણીતી કિતાબો **મિફતાહુશ શરીઅત** અને **મિફતાહુલ હકીકત**માં છે કે જે રિવાયતને **મુલ્લા બાકિર મજલિસી** સાહેબે **બિહારુલ અનવારમાં** અને **કાઝી નુરલ્લાહ શોસ્ત્રી** સાહેબે હઝરત ઇમામ **જઅફરે સાદિક** (રદી)થી રિવાયત કીધી છે કે "નિંદા ગીબત કરવી બહુજ બુરી ટેવ છે અને તોહમત મુકવી તેના કરતાં વધારે નઠારું દુરાચર્ણ છે." જ્યારે સાધારણ લોકોને માટે નિંદા કરવી અને તોહમત મુકવી કબીરો ગુન્હો હોય તો હઝરત પેગંબર સાહેબ (સલ)ના સહા-બીઓની નિંદા કરવી અને તેઓને માથે જૂઠી તોહમતો મૂકવી, કે તેઓ અહલેબૈતની દુશમની પોતાનાં દિલોમાં રાખતા હતા, જાણી જોઇને ખોદા અને રસૂલ (સ. અ. સ.)ની નાફરમાની કરી તેઓએ બિલાફત હઝરત અલી (રદી)થી છીનવી લીધી હતી, તેઓએ કુર્આનને તદન બદલી કાઢયો, તેઓ સઘળા, ચાર કે પાંચ જણુ સિવાય કાફિર મુર્તદ થઇ ગયા હતા (નઉઝો બિલ્લાહ) વિગેરે વિગેરે), કેટલો મોટો ગુન્હો થશે તેથી કરીને તેઓ (સઘળા)ને માટે સારો અકીદો રાખવો ઘણોજ જરૂરી છે. તેઓની તારીફો કર-વામાં જીભને મીઠી રાખવી જોઇએ, અને તેઓના દુશમનોની સોબત થકી મનમાં અણગમો લાવવો જોઇએ. નહિતો દિલમાં છુપો નિફાક પેદા થાય છે, ઇ૦" સુબહાનલ્લાહ! ઇમામોનાં કેવાં ફરમાનો છે અને શીઆ પંથવાળા કેવી રીતે વરતી રહેલા છે! જ્યારે આવી આવી ઘણી રિવાયતો પોતે શીઆ પંથમાં તેઓની માતબર કિતાબોમાં મોજૂદ હોય અને અલ્લાહના રસૂલ (સલ) અને ઇમામો (રદી)ની સઘળા સહાબીયો માટે સારી દોઆઓ તેજ કિતાબોમાં સાબિત હોય છતાં તેજ લોકો સહાબા (રદી)ની દુશમની પોતાના મનમાં રાખવાને સૌથી મોટી ઇબાદત કેમ કરીને ગણતા હશે? અને તેજ પંથવાળા સહાબા (રદી)-પર લઅનત કરવાને સૌથી સારી ખોદાની તાબે-દારી કેમ માનતા હશે? જે સહાબીયો અને તાબેઇનોપર હઝરત ઇમામ **ઝૈનુલ આબેદીન** (રદી) અને બીજા ઇમામો હંમેશ દરૂદો પઢે, તેઓના ઉપર ઉઠતાં બેસતાં, ખાતાં પીતાં, શીઆ પંથવાળા તબર્રો અને લઅનતોનો વરસાદ વરસાવ્યા વગર પોતાની જીભપર તેઓને માટે એક પણ સારો શબ્દ નહીં આવવા દે, વહાલા દાઈ સાહેબ! એનું શું કારણ હશે? સઘળા સુંનત જમાઅત તરફથી, હું અલ્લાહ પાકના લાખો શુકર બજાવી લાઉં છું કે અહલે બૈતના સઘળા ઈમામો (રદી) અને સઘળા સહાબીઓ (રદી)ની મોહબ્બત તેણે અમારા દિલોમાં આપી. અને જેમ સઘળા ઇમામો (રદી) સહાબીયોની તારીફોથી પોતાની જીભને મીઠી રાખતા તેમ અમે રાખીએ છીએ અને જેમ અહલે બૈત

રસૂલુલ્લાહ (સ. અ, સ.), સઘળા સહાબી (રદી) અને સઘળા તાબેઇનો અને તબએ તાબેઇનોપર દોઆ અને દરૂદો પઢતા તેમ અમે પઢીએ છીએ અને કોઇ પણ વખતે ગાળો કે તબર્રરા અથવા લઅનત તો શું પણ તેઓ માટે કોઇ નાનામાં નાની બેઅદબીના વિચારને કે વસવસાને અમારી પાસે આવવા દેવાને ગુન્હો સમજીએ અને ખરી દિલથી માનીએ છીએ; અને એજ અહેલ બૈતે નબવી (સ. અ. સ.)ના સઘળા ઇમામોની ખરેખરી તાબેદારી છે, વલહમ્દો લિલ્લાહે અલા ઝાલિક.

આ ચોપડીને જેમ જેમ વાંચકો વાંચશે તેમ તેમ તેઓની નવાઇ અને આશ્ચર્યતા શીઆ પંથને માટે ઇનશાઅલ્લાહો તઆલા વધતીજ જશે. જે સઘળા સહાબીયો (રદી)ના કુફર અને દીનથી ફરી જવા (ઇર્તેદાદ)ને માટે જે મઝહબ (પંથ)માં સેંકડો સિવાયતો એકેમતે મનાયલી હોય તેજ સઘળા સહાબીયો (રદી)ને માટે એટલુંજ નહીં પણ તાબેઇન (રદી) અને તબએ તાબેઇન (રદી)ને માટે, હઝરત સૈયદુસ સાજેદીન, ઈમામ ઝેનુલ આબેદીન (રદી) અલ્લાહથી કેવી તારીફો સાથે દોઆ માંગી રહેલા અને તે સઘળાઓપર દરૂદ પઢી રહેલા છે તે ધ્યાન દઇને વાંચશો "એ અલ્લાહ ! તું (પોતાની) રહમત (હઝરત) મોહંમદ સલલલ્લાહો અલૈહે વ આલિહી વ સલ્લમના સહાબીયોપર ઉતાર, અને ખાસ કરીને તે (સહાબી)ઓપર કે જેઓએ સોબતી પણાની ફરજ ઘણીજ ખુબીથી બજાવી લાવ્યા, અને આપ (સ. અ. સ.)ની મદદ કરવામાં દરેક તરેહની ઇજાઓ અને તકલીફો ખમી, અને જેઓએ એકત્ર થઇ આપ (સલ)ની મદદ કરવામાં કોઈ વાત બાકી રહેવા દીધી નહીં, અને જેઓએ આપ (સલ)ને રસૂલ માનવામાં બહુજ જલદી કીધી, અને આપ (સ. અ. સ.)ના (ધર્મ માટેના) સૂત્રોને કબુલ કરી લેવામાં સૌ કરતાં આગળ રહયા, અને જ્યારે આપે (સ. અ. સ.) પોતાની રિસાલત અને નોબુવ્વતની દલીલો સંભળાવી ત્યારે તેઓએ જરા પણ આનાકાની વગર તરતજ તેને કબુલ કરી લીધી.

અને આપે ફરમાવેલો કલેમો (લોકોમાં) પ્રગટ કરવાને પોતાના બાલબચ્ચાંઓને તજી દીધાં, અને આપ (સલ)ની નોબુવત્ત સાબેત કરવામાં પોતાના બાપ દાદાને અને દીકરાઓને કતલ કીધા, જ્યારે તેઓ આપ (સલ)ની સેવામાં દાખેલ થયા ત્યારે તેઓના કુટુંબી અને ન્યાતજાત વાળાઓએ તેઓને ન્યાત બહાર મુકયાં, અને જ્યારે તેઓએ આપ (સલ)ની સાથે સગપણ જોડયું ત્યારે તેઓના સગાઓએ તેઓની સાથે પોતાની સગાઈ તોડી કાઢી. ત્યારે એ અલ્લાહ પાક ! જે કામોને તેઓએ **તારે** માટેજ કીધાં અને જે કામોને તેઓએ **તારે** માટે પાછળ છોડયાં (કે **તુંજ** તારી પૂરી કુદરતથી તે કામોને પૂરાં કરે), **તારી** (ખાસ) પ્રસન્નતા અને ખુશીથી તેઓને **તું** રાજી કરજે. કેમકે તેઓએ **તારી** પેદા કિધેલી (ઘણીખરી) મખલૂકને **તારી** તરફ એકઠી કરી દીધી, અને **તારા** રસૂલ (સ. અ. સ.)ની સાથે (રહી) ઇસલામી ધર્મ તરફ લોકોને બોલાવવાનું કામ તેઓ પૂરેપૂરૂં બજાવી લાવ્યા.

(એ અલ્લાહ પાક !) ઉપકાર માનવાને તેઓ ખરેખર લાયક છે કેમકે તેઓએ પોતાના કુંટુંબ અને ન્યાતજાતનાં ઘરોને અને પોતાના વતનને **તારે** માટેજ છોડયાં, અને એશ આરામને તજી દઇ ભરણ પોષણ (મઇશત)ની તંગાસને **તારેજ** માટે મનજૂર રાખી, અને **તારા** દીનના બોલબાલા થાય એટલા માટે તેઓએ અગણિત જુલ્મો ખમ્યા. એ અલ્લાહ પાક ! તેઓના તાબેઇનને સારો બદલો આપ કે જેઓ કહયા કરે છે કે "એ અમારા પરવરદેગાર ! અમારા ગુનાહોને માફ કરજે અને અમારા તે ભાઇઓ કે જેઓ અમારા કરતાં આગળ ઈમા-

ન લાગ્યા (એટલે સઘળા સહાબા (રદી) તેઓને પણ માફી આપ !" કેવા (તાબેઈનો !) કે જેઓ તે (સહાબા (રદી)ને પગલે ચાલે છે અને તેઓનાં કૃત્યો અને ફરમાનોની તાબેદારી કરે છે અને સાચા માર્ગને માટે જે તેઓની નિશાનીઓ છે તેનીજ પૂઠે ચાલે છે. તે (સહાબા (રદી)ઓની દીની બારીકીઓ માટે તેઓને કોઇ શક પેદા થતો નથી અને તે (સહાબી (રદી)ઓનાં કૃત્યો અને ફરમાનોની તાબેદારી કરવામાં તેઓને કોઇ તરેહની શંકા ઉત્પન્ન થતી નથી.* કેવા (તાબેઇનો !) કે જેઓ તે (સહાબી (રદી)ઓના (દીનના કામોમાં ખાસ) મદદગાર છે. જેઓ પોતાના દીનને તે (સહાબી (રદી)ઓના દીન (ઇમાન અને ઇસલામ) મુજબ રાખે છે, અને જેઓ, તે (સહાબી (રદી)ઓની હિદાયત (શિખામણો) મુજબ સાચે માર્ગે ચાલે છે, અને જેઓ તે (સહાબી (રદી)ઓના એકત્ર મત સાથે એકમત થયા છે, અને તે (સહાબી (રદી)ઓએ જે કંઈ તેઓ (એટલે તાબેઇન)ને (ખોદા, રસૂલ (સલ)ના ફરમાનો (એટલે કુર્આન અને હદીસો) પોંહચાડયા તે માટે તે (સઘળા અથવા તેઓમાંના એક પણ સહાબી (રદી)પર તે (તાબેઇન લોકો) જૂઠી તોહમત મૂકતા નથી. અને ઓ અલ્લાહ ! આજના દિવસથી કયામતના દિવસ સુધી સહાબા (રદી)ની તાબેદારી કરનારાઓ (તાબેઇન)પર અને તેઓનાં બૈરાં છોકરાંઓપર (પોતાની) રહમતને ઉતાર."

માનવંતા વાંચકો ! આપ જાણો છો કે ઉપલો તર્જુમો કઇ મહાન દોઆનો છે ? જેને શીઆ પંથવાળા **સહીફએ કામિલાને** નામે એકમતે માની હંમેશ માથે ચઢાવે છે. જે કુર્આનની પેઠે હઝરત ઇમામ સાહેબ મજકુરપર ઉતરેલો ખોદાપાકનો કલામ મનાય છે, જેનો દરેકે દરેક શબ્દ શીઆ પંથમાં તેના ખરાપણા અને માતબર હોવાને માટે હાલના કુર્આનથી દરેક રીતે વધારે ખરો અને માતબર ગણાય છે, તેનો વઝીફો પઢવામાં ઘણોજ સવાબ મળે છે એવું આકીન રખાય છે. એ તે દોઆ છે કે જેને જનાબ ઇમામ સાહેબ (અલ) પોતાના રબની આગળ રજુ કરતા. એટલે રબેને તકીય્યા તરીકે આપે એ દોઆ પઢી હોય એ શંકા કરવાની અહીં ગુંજાશજ નથી. કેમકે તે વખતે અલ્લાહપાક સિવાય સુન્ની, શીઆ, નાસિબી કે ખાર્જી કોઈ ત્યાં હાજર રેહતો નહતો. તેમજ કુર્આનની પેઠે જનાબ નબી (સલ)ના એક પણ સહાબીને જુદો પાડયા વગર આપે સૌના ઉપર દોરૂદ અને રેહમત મોકલી છે. જો તેઓમાંના એકને અથવા ઘણાને અથવા પાંચ કે સાત સિવાય બધાઓને, શીઆ પંથના અકીદા મુજબ આપ મુર્તદ ગણતે તો જરૂર ફરમાવતે કે જનાબ નબી (સ. અ. સ.)ની વફાત પછી જેઓ મુર્તદ નહી થયા હોય, જેઓએ કુર્આનમાં ફેરફાર નહીં કીધો હોય, જેઓએ હઝરત જનાબ અલી ઇબ્ને અબી તાલિબ (કરમ)ની ખિલાફતને બિલા ફસલ અને આપને વસીયે રસુલુલ્લાહ (સલ) માન્યા હોય, જેઓ અહલેબૈતના હકો

---

* સુબહાનલ્લાહ ! કેવા ખુલ્લા શબ્દો છે ! જનાબ ઈમામ સાહેબ પોતે તાબેઈન છે તેથી કરીને બીજા તાબેઇનોને પોતાની સાથે શામેલ કરી ફરમાવી રહેલા છે કે અમો તાબેઇનોને, ખિલાફતની, ફદકની બાબતમાં અને વસીયે રસૂલુલ્લાહ કોને માનવા અને કોને નહીં એ બાબતમાં, તેમજ સઘળા સહાબાઓએ એકમત થઈ જે જે ખલીફાને ચુંટી કાઢયા એ બાબતમાં કુર્આનને હાલની તરતીબ પ્રમાણે એકઠું કરી આખી દુન્યામાં તેઓએ ફેલાવ્યું એ બાબતમાં, તે સાહેબો પાસે કઇ કઇ દીની બારીક દલીલો હતી, તે ખરી હતી કે ખોટી, તેઓનાં કૃત્યો સારાં હતાં કે નઠારાં, તેઓએ ઇનસાફ કીધો કે જુલમ કીધાં, એ બાબત જરાપણ શક કે શંકા નથી. તેઓએ એ બાબત જે કંઈ કીધું તે શરીઅત પ્રમાણેજ કીધું છે અને એજ વાતને સુન્નત જમાત માને છે. અલહમદો લિલ્લાહ.

છીનવી લેવામાં અને તેઓને ઇજાઓ દેવામાં શામેલ નહીં થયા હોય, તેઓનાપર રહેમત ઉતાર પણ અહીં એક પણ શબ્દ એવો નથી. બલ્કે એટલી બધી તારીફો અને તેપણ એવા જુદા જુદા સારા ફકરાઓમાં બયાન કીધી છે કે સઘળા સહાબા (રદી) અથવા તેઓમાંના અમુક એકને માટે શીઆ પંથમાં લખાયલી બુરાઇયોની હદીસોના દફતરોને, એ દોઆની સાથે સરખાવવાથી, એકેક ફકરો, એવી હદીસોના આખા દફતરને રદ બાતેલ કરી નાંખવાને પૂરતો છે.

શીઆ પંથમાંના કોઇ અભણ માણસને જો પૂછશો કે ભાઈ તમારા પંથના આગલા લોકો પંજતન પાકના અને અહલેબૈતના શીઆ એટલે ખાસ દોસ્ત હતા અને તેજ પ્રમાણે તમે પણ પાકા શીઆ છો એની દલીલ શું ? તેમજ અમે કેવી રીતે જાણી શકીએ કે તમારા દિલોમાં પંજતનપાકની અને સર્વ અહલેબૈતની દુશમની એક રજકણ જેટલી પણ નથી, પણ તે સઘળાઓની મોહબ્બત, વિલા અને દોસ્તીથી તમારાં દિલો ભરપૂર છે ? તો તે એજ દલીલ રજુ કરશે કે જો આગલા વખતના શીઆઓના દિલો તેમજ અમારા દિલો મજકુર સાહેબો (અલ)ની મોહબ્બતથી જરાએ ખાલી હોત તો કદીપણ પ્રાચીન શીઆઓ અને અમે, અહલેબૈતપરથી ઇમામોપરથી અને જનાબે અમીર (અલ)પરથી અમારાં બાલબચ્ચાં, ઘરબાર, ધનદોલત, ચેન આરામ અને જાનમાલને ફિદા કરી ઓવારતે નહીં, અને દુન્યાના કે દીનના દરેક મામલામાં ડગલે ડગલે તેઓને પગલે ચાલતે નહીં. આખી દુન્યામાં કોઇની સાથે મોહબ્બત સાબેત કરવાને એથી વધારે સારી બીજી કોઈ દલીલ હોઇ શકતી નથી. અલહમ્દો લિલ્લાહ મજકુર દલીલોજ મજકુર દોઆમાં લાવી જનાબે ઇમામ સાહેબે સઘળા સહાબાઓનું સંપુર્ણ ઇમાન અને ઇસલામ એવાં તો સાબેત કરી દીધાં કે હવે તે દલીલોને રદ કરવા તૈયાર થવું પોતાના શીઆ હોવાના દાવાઓને રદ કરવા ઉભા થવું સરખુંજ છે. કેમકે જે દલીલો સહાબા અને ત્રણે ખલીફા (રદી)ની બેદીની બાબત તૈયાર કરવામાં આવશે, જાહેર છે કે તેજ દલીલોથી તેઓની શીઆયતનો દાવો રદ બાતિલ થશે.

કેટલાક પાનાઓથી જનાબ નબીયે અકરમ (સ. અ. અ.)ના મહાન સહાબીઓ (રદી)ને માટે લખાણ ચાલુ છે તેથી કરીને મને અત્રે યોગ્ય લાગે છે કે "**સહાબી**" એ શબ્દના અર્થો પણ શીઆપંથની રૂએ શા લેવાયલા છે તે નકલ કરૂં. મહા વિદ્વાન જનાબ કાઝી નુરૂલ્લાહ શોસ્ત્રી સાહેબ પોતાની જગપ્રસિદ્ધ કિતાબ **મજાલિસુલ મોમિનીન**માં મજકુર શબ્દની વ્યાખ્યા (તઅરીફ) એવી રીતે લખે છે કે સૌથી વધારે જાહેર કૌલ મૂજબ "**સહાબી**" તે માણસને કેહવામાં આવે છે કે જેણે હઝરત પૈગમ્બર (સ. અ. સ.)ની મોલાકાત એવી હાલતમાં લીધી હોય કે તે આપ (સ. અ. સ.)પર ઇમાન લાવ્યો હોય." પણ સુન્નત જમાતવાળા મજકૂર બે શરતો ઉપરાંત એક ત્રીજી શરત સહાબી હોવા માટે એ પણ લગાડે છે કે જનાબ નબી (સ. અ. સ.)પર ઇમાન લાવે અને આપ (સલ)ની જીંદગીમાંજ આપને જુએ એટલુંજ નહીં પણ પોતે મરી જાય ત્યાં સુધી ઇસલામ ઇમાન અને શરીઅતપર કાયમ પણ તે રહયો હોય. એ શરત શીઆપંથની ઉપલી બે શરતો કરતાં કેટલી જરૂરી છે તે ધ્યાન આપવાને લાયક છે.

હવે રખેને કોઈ સાહેબને શંકા પેદા થાય કે શીઆ પંથની કિતાબોમાં વપરાયલા "સહાબાયો" અથવા "હઝરત મોહંમદ (સલ.)ના સહાબા" એ શબ્દની મતલબ અહલેબૈતની લેવાઇ હશે, તો તેને માટે પોતે તેઓને ત્યાં એક મતે મનાયલી લુગાત (શબ્દાર્થ) અને હદીસોજ

એનો જવાબ આપણને આપી રહેલાં છે. લુગાતમાં તો "અસહાબ" કે "સહાબી" એ શબ્દ, સાથે ઉઠનાર બેસનાર, યાર દોસ્તોપર વપરાય છે, અને "અહલેબૈત"નો શબ્દ ખાસ કરીને ધણિઆણીઓપર અને સાધારણ રીતે આલ ઓલાદપર પણ કોઇ વખતે વપરાય છે. હવે ઇસ્લામી દીનને તપાસતાં શીઆપંથ અને સુન્ની પંથ બંનેમાં "સહાબી" કે "અસહાબ" અથવા "સહાબા" એ શબ્દો જનાબ નબી (સલ)પર આપની જીંદગીમાં ઇમાન લાવી આપ (સલ.)ના રફીકો બની રહેલા લોકોને માટે ઇમામોના કૌલોમાં અને હદીસોમાં વપરાયલા મળી આવે છે. અને "અહલેબૈત" એ શબ્દ ઘણું કરીને બની ફાતેમાના ઉપર વપરાયલો જોવામાં આવે છે જેથી સાફ જાહેર થાય છે કે મજકુર બંને શબ્દોનો સંબંધ બે જુદી જુદી પાર્ટીઓ સાથે છે. ઇમામો (રદી)ના કૌલો અને જનાબ રસુલુલ્લાહ (સલ.)ની હદીસો જે આપ (સ. અ. સ.)ના રફીકોને માટે હોય છે ત્યાં "અસહાબી" કે "સહાબી"નો શબ્દ વપરાયલો હોય છે. અને જે ઠેકાણે હઝરત નબી (સલ.)ની બીબીઓ (રદી) અથવા આપ (સલ.)ના ખાનદાન અથવા કુટુંબ કે આલ ઓલાદ (રદી.), જેવાકે ઇમામો (રદી.)ને માટે કંઇ બયાન કરવાનું હોય છે ત્યાં "અહલે બૈત" અથવા "ઇતરત"ના શબ્દો વપરાયલા નજરે પડે છે. દાખલા તરીકે ઉપર લખેલી "સકલૈન" વાળી હદીસમાં શબ્દ "ઇતરતી" અને "સફીના" વાળી હદીસમાં "મ સ લો અહલે બૈતી" શબ્દોનો વપરાશ, એ બાબત ખુલ્લી દલીલો છે. જો "અસહાબ" અથવા "સહાબી"એ શબ્દો અલ્લાહના રસુલ (સલ.)ના સાથીઓને માટેજ ખાસ નહીં હોત અને તે શબ્દો અહલેબૈતે નબવીને માટે પણ હોત તો આ ઉપલી હદીસોમાં "ઇતરતી" અને "અહલેબૈતી" શબ્દો ખાસ કરીને વાપરવાની કંઇ જરૂર જણાતી નથી ત્યારે તો આપ (સલ) ને "કિતાબુલ્લાહ વ અસહાબી" અને "મસલો અસહાબી" શબ્દો વાપરવાજ બસ હતા. તેમજ જો "અસહાબ"ની મતલબ અહલે બૈતે રસુલની હોત તો હઝરત ઇમામ ઝેનુલ આબેદીન (રદી) ના સેહીફએ કામિલામાં "અલ્લાહુમ્મા વ અસહાબે મોહંમદીન સલલલ્લાહો અલૈહે વ આલેહી વસલ્લમ"ની ઇબારતમાં "વ આલેહી" ફરીથી લાવવાની અને બોલવાની કંઇજ જરૂર જણુતી નથી. કેમકે તેજ આલનું તો બયાન છે તેથી કરીને "સલલલ્લાહો અલૈહે વ અલૈહિમ વ સલ્લમ" કેહવુંજ જોઇતું હતું પણ આ દોઆમાં માત્ર સહાબાનુંજ બયાન કરવું હઝરત ઇમામ સાહેબ ચાહતા હતા તેથીજ કરીને "વ આલેહી" શબ્દો લાવીને સહાબા (રદી)ને આલે નબીથી જુદા પાડી તેઓની તારીફો કીધી.

જ્યારે મજકૂર "સહાબી" શબ્દને માટે ચોક્કસ દલીલો સમજી લેવામાં આવી ત્યારે હવે સઘળા સહાબીયો (રદી.)ને માટે એક છેલ્લી દલીલ સાંભળી લેશો! શીઆ પંથના ઘણાજ માનીતા આગેવાનો હઝરત શૈખ સોદુક સાહેબે પોતાની કિતાબ **મઆનીયુલ અખબારમાં**, અને અલ્લામા તબરસી સાહેબે પોતાની કિતાબ **એહતેજાજમાં**, અને ઇમામુલ મોહકકેકીન અમીરૂલ મુજતહેદીન, જનાબ ફઝીલત મઆબ, જામેએ મઅકુલો મનકૂલ, હાવીએ ફોરૂઓ ઉસુલ, ફાઝિલે મોહક્કિક, ખબીરે મોદક્કિક, મુલ્લા બાકિર મજલસી સાહેબે પોતાની સૌથી માનીતી અને મહાન કિતાબ **બિહારૂલ અનવારમાં**, અને મુલ્લા હયદર સાહેબ આમેલીએ પોતાની જગત પ્રસિદ્ધ કિતાબ **જામેઉલ અસરારમાં**, શીઆ પંથમાં ઘણીજ માતબર મનાતી કિતાબ **ઓયુને અખબારથી** લખ્યું છે, કે હાકિમ અબુ અલી અલ હુસન બિન અબ્દુલ્લ બૈહકીએ કહ્યું કે

અમારી આગળ મોહમ્મદ બિન યહયા અસ્સૌલીએ અને તેઓને મોહમ્મદ બિન મૂસા બિન નસરૂર રાઝીએ હદીસ બયાન કીધી કે મારા બાપે હદીસની રિવાયત કરી કહ્યું કે "કોઇએ હઝરત ઇમામ મૂસી રિઝા અલય હિસ્સલામથી પૂછ્યું કે જનાબ નબી (સ. અ સ.)ની જે હદીસ છે કે મારા સહાબાઓ (આકાશના) તારાઓ જેવા છે, તેઓમાંથી જે કોઇની પણ તમે તાબેદારી કરશો તો હિદાયત અને (ખોદા પાકના આ પાક દીન ઇસલામનો) સાચો માર્ગ મેળવશો." અને બીજી હદીસ છે કે "મારા સહાબીયોને મારે માટે છોડો." એ હદીસો કેવી છે? ત્યારે આપે અલૈહિસ્સલામે ફરમાવ્યું કે આ ખરી (હદીસો) છે."

હઝરત ઇમામ મૂસી રિઝા (રદી)થી આટલા બધા વિદ્વાનો જે હદીસને નકલ કરે અને તેમાં પોતે સવાલ કરનારને, કે એ બંને હદીસો ખરી છે કે ખોટી, ઝઇફ છે કે કવી, અહલેબૈતની શાનમાં છે કે સઘળા સહાબા (રદી)ની તારીફમાં, તો તેના જવાબમાં હઝરત ઇમામ સાહેબ જ્યારે ફરમાવી દીએ કે તે બંને "સહીહ" હદીસો છે, એટલે ખોટી નથી, ઝઇફ નથી, અને સહાબીઓ સિવાય બીજા કોઇની તારીફમાં નથી, તો પછી બીજી કોઇ દલીલ લખવાની જરૂર જણાતી નથી. છતાં શંકાઓનો નાશ થાય અને દરેક રીતે સઘળા સહાબીયોની દરેક તરેહની મોટાઇ, પુરેપુરૂં ઇસલામ અને સંપુર્ણ ઇમાન સાબેત થતાં હોય અને મજકુર હદીસોને પુરેપુરો લાજવાબ ટેકો મળતો હોય તેવી બીજી બે હદીસો અત્રે નકલ કીધા વગર મારાથી રહેવાતું નથી.

મહા વિદ્વાન જનાબ મુલ્લા હૈદર આમિલી સાહેબ પોતાની મશહૂર કિતાબ જામેઉલ ઇસતફસારમાં હદીસ લખે છે કે "જનાબ નબી (સલ) ફરમાવ્યું કે "હું સૂરજ જેવો છું અને અલી ચાંદ જેવા છે અને મારા સહાબા તારાઓ (ગ્રહો) જેવા છે. તેઓમાંથી જે કોઇની તમે પૂઠે ચાલશો તો હિદાયત પામશો." એ હદીસની તફસીરમાં શીઆ પંથના મજકુર મહા વિદ્વાન લખે છે કે "કોમના મહાવરામાં વલાયતને સૂર્ય અને ચંદ્રની સાથે (ઉપમા) અપાય છે અને સૂર્ય અને ચંદ્રથી મતલબ નબીની વલાયત અને વલીની વલાયત છે. અને સઘળા આલેમોનો સંબંધ (નબી અને વલી)ની સાથે એવો છે કે જેવો સૂર્ય અને ચંદ્રની સાથે તારાઓને સંબંધ હોય છે દા૦ તેવીજ રીતે વસીઓ જાતે મૌજૂદ હોય અને તેઓની વલાયતનો પ્રકાશ હોય તે વખતે આલિમોને તાકાત અને પોતાને જાહેર કરવાની શકિત હોતી નથી અને એ સઘળી વાતોનો આધાર તે (હદીસ)પર છે કે જેની તરફ જનાબ નબીએ (સ. અ. સ.) પોતે એમ ફરમાવી ઇશારો કીધો છે કે "હું સૂર્ય જેવો છું અને (હઝરત) અલી ચંદ્ર જેવા છે અને મારા સહાબીયો તારાઓ જેવા છે. તેઓમાંના એકની પણ જો તમે પૂઠે ચાલશો તો હિદાયત પામશો." જે ઉપરથી એટલી વાત તો ચોકકસ સાબેત થઇ કે ઇમામોતો વસીઓમાં દાખલ ગણાયલા છે આલિમોમાં ગણાયલા નથી. અને મજકુર ઉપમાથી ઉલમાજ તારાઓ સાબેત થયા જે સહાબા સિવાય બીજા કોઈ થઇ શકતા નથી. કેમકે વસીઓ તો ચંદ્ર ગણાયા છે. અને તેથીજ અલ્લામા મજકુરના લખાણ પરથી સાફ જણાઇ આવ્યું કે "મારા સહાબા તારા જેવા છે" એ હદીસમાં સહાબાથી મતલબ અહલેબૈતે રસુલ અને ઇમામો નથી, પણ હઝરત નબી (સલ)ના સાથીઓ છે અને એજ મતલબ મારે અહીં સાબેત કરવી હતી. બીજો એક નુકતો એમાં એ પણ મળી આવ્યો કે જે આકાશમાં સૂર્ય અને ચંદ્ર હોય તેમાં બીજા તારાઓ પણ હોવાજ જોઇએ અને જ્યારે હઝરત (સ. અ. સ.)ના

મોબારક જમાનાના આકાશના સૂર્ય પોતે આપ (સલ) અને ચંદ્ર હઝરત અલી (રદી) ગણાયા તો સહાબીયો સિવાય બીજા કોઇને પણ તારાઓના ઓધ્ધો લેવાને લાયક કોઇ સાબિત કરી શકશેજ નહીં, એ તો એક તદન ખુલ્લી વાત છે કેમકે જનાબ નબી (સલ)ના જમાનામાં તેઓ સિવાય બીજા કયા આલેમો હોઈ શકે? બીજો એક ઘણોજ ઉમદા નુકતો એ પણ જાહેર થાય છે કે સહાબીયો (રદી)ને તારાઓની સાથે ઉપમા આપવામાં આવે (સ. અ. સ,) જેવી રીતે તેઓની તાબેદારી કરવાથી હિદાયત પામવાની મતલબ લીધી છે તેવીજ રીતે સાહાબા, ચાર પાંચ, વીશ પચ્ચીશ, સો બસો, હજાર દશ હજાર નહીં પણ લાખોની ગણત્રીમાં છે એ પણ મતલબ લીધી છે. કેમકે એ તો દેખીતું છે કે તારાઓની સંખ્યા એ ચાર દશ વીશ, સો બસો, હજાર દશ હજારની હોતી નથી પણ લાખોની હોય છે. જેવી રીતે કે શીઆ પંથની માનીતી રિવાયતોથી હું ઉપર સાબેત કરી આવ્યો છું, અને તથી કરીને શીઆ મઝહબમાં જે ચાર કે પાંચ સહાબા બાઈમાન ગણાઇ બાકીના બધા મુર્તદ ગણાયાની રિવાયતો છે તેનું ખંડન સાબેત થઇ એ પણ સાબેત થયું કે "મારા સહાબીઓ તારાઓ જેવા છે" એ હદીસ સહાબા (રદી)ને માટે શીઆ પંથમાં તદન ખરી છે, નહીં તો આટલો મોટો શીઆ મોહદ્દિસ તેનાથી દલીલ પકડતે નહીં.

ત્રીજી રીતે મજકુર હદીસને શીઆ પંથની હદીસોના મહાન આલિમ અને ઇમામોના ખાસ સહાબી શૈખ સોદૂક સાહેબે પોતાની કિતાબ મઆનિયુલ અખબારમાં રિવાયત કીધી છે કે અમને મોહમદ બિન અલહસન અહમદલ વલીદે તેઓને મોહંમદ બિન અલહસન સુફ્ફારે તેઓને હસન બિન મુસા ખશશાબે તેઓને ગિયાસ બિન કલુબે તેઓને ઇસહાક બિન અમ્મારે તેઓને હઝરત ઇમામે જાફર (સાદિક) બિન મોહંમદ અને તેઓએ પોતાના બાપદાદા અલૈહિમુસસલામથી રિવાયત કીધી કે જનાબ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે "ખોદાની કિતાબમાં તમને જે કંઇ મળી આવે તેનાપર તમને ચાલવુંજ જોઇએ તેને છોડવાને માટે તમને કોઇ પણ ઉજર થઇ શકતો નથી. અને ખોદાની કિતાબમાં જે કંઇ તમને (જાહેરમાં) મળી નહીં આવે તેવી બાબતમાં મારી સુંનતપર તમારે ચાલવું. મારી સુંનતને છોડવા માટે તમને કોઇ પણ ઉજર થઇ શકતો નથી. અને જે બાબત મારી સુંનતમાં પણ નહીં હોય ત્યારે મારા સહાબીઓએ તે બાબત જે કંઇ કહયું હોય તે પ્રમાણે તમે પણ ચાલો. કેમકે બેશક મારા સહાબીયો તમારામાં એવા છે કે જેવા (અંધારી રાતમાં, મુસાફર અને વહાણવટીઓને માટે) તારાઓ (કે જેઓના અજવાળામાં તેઓને રસ્તો તેમજ કઇ દિશાએ જવું જોઇએ એ બંને નજરે પડી તેઓ પોતાના ખરા માર્ગથી આમતેમ ભટકી જતા નથી. તેવીજ રીતે મારી શરીઅતના તેઓ તારા છે) જે કોઇ તેઓમાંના કોઇનાં પણ પગલે ચાલશે તો તે ખરા માર્ગપર રહેશે (દીનથી ભટકશે નહીં). મારા સહાબીયોમાં જે કોઇના વચનોની તમે તાબેદારી કરશો તો સાચા માર્ગપરજ રેહશો અને સહાબીયોના મતફેર તમારે માટે રહમત (અલ્લાહ પાકની કૃપા) છે." મજકુર હદીસ શીઆ પંથની સનદની રૂએ સહીહ હોવાને શીઆપંથમાં હદીસોના ઇમામ અલ્લામા તબરિસી સાહેબે પોતાની કિતાબ એહતેજાજમાં અને જનાબ મુલ્લા બાકિર મજલસી સાહેબે બેહારૂલ અનવારમાં કબૂલ રાખેલું. વળી સુંનત જમાઅતની દલીલો કે મઝહબની અને દીનની દરેક વાતની દલીલ કુઆંનમાં સૌથી પહેલાં ઢુંઢવી, તેમાં નહીં મળી આવે તોજ હદીસોમાં ઢુંઢવી અને તેમાં નહીં મળી

આવું ત્યારેજ સહાબા (રદી)ના અસરો (કૃત્યો અને વચનો)માં ઢુંઢી તેપર અમલ કરવું મજકુર હદીસથી સાફ સાબિત થઇ ગઇ. અને એ પણ સાબિત થઇ ગયું કે જે બાબતોમાં સહાબીયોમાં મતફેર હોય, ઇમામત માટે હોય કે ખિલાફત માટે અથવા બીજા દીની કામો માટે. તે મતફેર તેઓ પોતાનો નથી પણ ખોદાપાકની ખાસ રહમત એટલે કૃપાથકી પેદા થયલો છે. અને એ બાબત તે મહાન લોકોને માટે કોઇ પણ ખોટો વિચાર રાખવો અથવા લાવવો તે ખોદાપાકની રહમતને ધિકારવું છે. તેથીજ સુનત જમાતવાળા એ બાબત પોતાની જીભ અને મનોવૃત્તિ (નફસાની ખયાલો) પર અંકુશ રાખે છે. પણ આવી ખુલ્લી સાચી સહીહ હદીસને, ઓ જનાબ દાઅી સાહેબ! શીઆ પંથવાળા કેમ છોડી બેઠા છે એનું યોગ્ય કારણ પ્રગટ ફરમાવશો.

હુઝૂર શમ્સે રિસાલત (સ. અ. સ.)ના દીનના અને અમારી હિદાયતના સઘળા તારાઓ (રદી)ની આવી મોટાઇ તેઓનું સંપુર્ણ ઇમાન અને જંનતી હોવું સાબિત થયા પછી એ વાતની જરૂર રેહતી નથી કે આપ (સલ.)ના ખાસ ત્રણે ખલીફા હઝરત અબૂબકર સિદદીક (રદી) હઝરત ઉમરલ ફારૂક (રદી) અને હઝરત ઉસમાન ઝિન્નૂરૈન (રદી)ની મોટાઇ અને દરેક તરેહના આરોપોથી પાક હોવું સાબિત કરવાં પડે. પણ આ રિસાલો ઇસલામી દીનના આવા મહાન આગેવાનોની તારીફથી ખાલી રહી જાય એ યોગ્ય નહીં જણાતાં શીઆ પંથનીજ માતબર દલીલોથીજ તેને મોબારક બનાવું છું.

## ત્રણે મહાન ખલીફાઓની તારીફ.

શીઆ પંથની હદીસોના મહા વિદ્વાન શૈખ ઇબ્ને બાબૂયા કુમી સાહેબના પ્રખ્યાત નામથી કોઇ અજાણ્યુ નથી તેઓ પોતાની માતબર અને માનીતી કિતાબ અમાનિયુલ અખબારમાં હઝરત ઇમામ મૂસી રિઝા અલયહિસ્સલામથી રિવાયત કરે છે કે હઝરત હુસન બિન અલી (રદી)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે "અબૂબકર મારી સાંભળવાની શક્તિને ઠેકાણે છે અને ઓમર મારી જોવાની શકિતને ઠેકાણે છે અને ઉસમાન મારા હૃધને ઠેકાણે છે." જ્યારે હઝરત ઈમામ હુસન (રદી) હદીસથી સાબિત ફરમાવે કે મજકુર ત્રણે ખલીફાને જનાબ નબી (સલ)ના ત્રણ મહાન ઘણાજ જરૂરી ગુણોને ઠેકાણેજ ઓ મુસલમાનો! તમારે માનવા, ત્યારે જાહેર છે કે તેઓ જે મોબારક શરીરનાં ખાસ મોટા ગુણો છે તેની મોહબ્બત રાખવી અને તેઓની તાબેદારી કરવી તો દરેક મુસલમાનપર શીઆ હોય કે સુન્ની ફરઝ હોય. પણ પોતે તે પાક શરીરના મજકુર ત્રણે મહાન જરૂરી ગુણોને દુશમન ગણવા બલ્કે કાફિર ગણવા ફરઝ હોય એ તમામ દુન્યાની અક્લ અને નકલથી વિરૂદ્ધ જણાય છે, જે શીઆ પંથના અકીદાઓનું મૂળ છે. કેમકે વિશેષણ (સિફત) પોતાના વિશેષ્ય (મૌસૂફ)થી તદન જુદું હોય, વિશેષણ કુફ્રનું હોય અને તેજ વિશેષણનો વિશેષ્ય ઈમાન અને ઇસલામનો મુળ ભંડાર હોય, ગુણો તદન કુફ્રનાં હોય અને તેજ ગુણો કામેલમાં કામેલ ઇમાન અને ઇસલામ ધરાવનારી ઝાત (બદન)ને આપવામાં આવે અથવા તેની સાથે સંબંધ ધરાવે, એ દુન્યાની કોઇ પણ ભાષાના વ્યાકરણ અથવા મનતક (ન્યાય શાસ્ત્ર)થી કોઇ સાબેત કરી શકશે? સુબહાનલ્લાહ! ઝાત તો હોય જનાબ નબી (સલ) જેવા ઇમાન અને ઈસલામ ધરાવનારી કે જે ઝાતેપાકને શીઆ અને સુન્ની પંથો એકમતે "બઅદઅઝ ખોદા બોઝુર્ગ તુઇ કિસ્સા મોખ્તસર" એટલે ખોદાપાકની કદીમ ઝાતને અને તેની કદીમ સિફતોને

છોડી અઝલથી અબદ સુધી પેદા ફરમાવેલી તેની સર્વ મખલુકમાં સૌથી મોટો દરજ્જો, રૂતબો અથવા પદ્ધિ આપનેજ ઘટે છે. અને તેવી સર્વોત્તમ જાતના ગુણો (નઉઝો બિલ્લાહ) કુફ્રનાં હોય! વિશેષ્ય તો હોય સૈયદુલ અંબીયાએ વલ મુરસલીનનો અને તેનાં વિશેષણો દુન્યામાં સૌથી મોટામાં મોટા કુફ્રનાં!! યા હઝરત અલીના નૂરૂલ ઐન!!! એ બાબતો તરફ આપ ખુદ ધ્યાન ફરમાવશો કે જો ઇસલામી દીનનો કોઇ દુશમન એ સવાલ પૂછી બેસે તો તેનો બંદોબસ્ત આપે શો કરી રાખ્યો છે?

## બંને મહાન ખલીફાઓની તારીફ.

હઝરાતે શેખૈન એટલે પેહલા ખલીફા હઝરત અબુબકર અને બીજા ખલીફા હઝરત ઉમર (રદી)ની મોટાઈમાં હઝરત ઇમામ જઅફરે સાદિક અલયહિસ્સલામે ફરમાવ્યું છે કે "તેઓ બંને ઇમામો છે, અને બંને ઇનસાફવાળા અને બંને આદિલો છે. બંને હક અને સાચ્ચાઇપર હતા અને (તેજ) સત્ય ઉપર તેઓ બંને મરણ પામ્યા અને કેયામતને દહાડે તેઓ બંનેપર અલ્લાહની રહમત થાય." અહિલલએ નકિય્યા શીઆ પંથના સુલતાનુલ ઉલમા, મોજતહેદ, સૈયદ મોહંમદ સાહેબની સને ૧૨૮૨ હિ.માં લુધ્યાણા શેહેરમાં છપાયલી કિતાબ.

શીઆ પંથના ઘણાજ પ્રખ્યાત આગેવાન અલ્લામા શેખ હિલ્લી સાહેબ પોતાની અતિ પ્રખ્યાત કિતાબ શરહે તજરીદમાં લખે છે કે આપ (હઝરત અલી) અલૈહિસ્સલામે એક દહાડે મિંબરપર (ઉભા રહી પોતાના ખુતબામાં) ફરમાવ્યું કે હું છું સિદદીકે અકબર (એટલે અબૂબકર) અને હું છું ફારૂકે આઝમ (એટલે ઉમર). અબૂબકર મુસલમાન થાય તે પેહલાં હું ઇસલામ લાવ્યો અને તે (એટલે અબૂબકર) ઇમાન લાવે તે પેહલાં હું ઇમાન લાવ્યો." સુબહાનલ્લાહ વલ હમ્દોલિલ્લાહ! હઝરત અમીરૂલ મોમિનીન અલી (કરમ)નેજ મોંઢે બંને ખલીફાઓનું ઇમાન અને ઇસલામવાળા હોવું કેવા ખુલ્લા શબ્દોમાં સાબિત થઇ ગયું! કોઇને શંકા પેદા થાય કે હઝરત અબૂબકર સિદ્દીક (રદી)નું તો નામ આપે લીધું પણ હઝરત ઉમર (રદી)નું લીધું નથી તેથી તેઓનું ઇમાન અને ઇસલામ કેવી રીતે સાબેત થયાં તો તેનો પેહલો જવાબતો એ છે કે હઝરત ઉમર (રદી) આપથી એટલા બધા પછી મુસલમાન થયા હતા કે તે અહીં ફરમાવવાની જરૂર હતી નહીં કેમકે મુસલમાન થવામાં આપનો ચાળીશમો નંબર છે. અલબત્ત ઔરતોમાં સૌથી પેહલાં ઉમ્મુલ મોમિનીન હઝરત ખદીજા (રદી) ઇમાન લાવ્યાં અને છોકરાઓમાં હઝરત શેરે ખુદા (રદી) સૌથી પેહલાં આપ (સલ)પર ઇમાન લાવ્યા અને મરદોમાં હઝરત અબુબકર સિદદીક (રદી) સૌથી પેહલાં ઇમાન લાવ્યા છે. તેમાં સવાલ એ ઉઠતો હતો કે હઝરત અલી (રદી) અને હઝરતે સિદદીક (રદી) બંનેમાં સૌથી પેહલાં કોણ ઇમાન લાવ્યા તેનો જવાબ મજકૂર હદીસથી જણાય છે કે હઝરત અમીર (રદી) સૌથી પેહલાં ઇમાન અને ઇસલામ લાવ્યા હતા.

પણ આ ઠેકાણે એ વાત સાબિત કરવાની કે કોણ પેહલાં ઇસલામ લાવ્યો અને કોણ પછી લાવ્યો એ મતલબ નથી મતલબતો એટલીજ છે કે શીયા પંથના મહાન આગેવાનોએ બંને ખલીફાઓને માટે જે લખેલું છે કે "(મુસલમાન થવાની) પેહલી ઘડીથીજ તેઓ ઇમાનનો લેશ માત્ર પણ ભાગ રાખતા નહતા અને એ વાતપર ઇમામીયા (શીઆ પંથવાળા)ઓનો એકત્રમત છે" (મોજતહેદ સૈયદ મોહંમદ સાહેબ લખનવીની લુધ્યાણાના "મજમઉલ બહરૈન" છાપખાનામાં સને ૧૨૮૧ હિ૦ માં છપાયલી કિતાબ ઝુલફીકાર પા૦ ૫૮) તેના મોકાબલામાં પોતે જનાબે અલી (રદી)નો કૌલ

અને અકીદો દેખાડી દેવો છે કે તેઓ સાહેબ, એવાતો ફના ફિસ સિદ્દીક અને ફના ફિલ ફારૂક હતા કે પોતાની ઝાતને તે બંનેની ઝાતો સરખીજ ગણી અને તેઓનું જેવું ઇસલામ અને ઇમાન હતું તેવુંજ પોતાનું ગણ્યું. જો એમ નહીં હોત અને શીઆ પંથના અકીદાઓ મુજબ તેઓ (નઉઝો બિલ્લાહ) કાફિર અને મુર્તદ હોત તો જેમ એક અદના દરજ્જાનો મુસલમાન એમ કહેવાને કુફ્ર ગણે છે કે હું ફિરઓન છું હું નમરૂદ છું તેના કરતાં વધારે બુરૂં. હઝરત મૌલા અલી (રદી)એ વચન કહેવાને ગણતે કે "હું સિદ્દીક છું હું ફારૂક છું." અને તેથીજ બીજો જવાબ પણ ઉપલી શંકાનો નીકળી આવ્યો કે હઝરત ઉમરનું નામ હઝરત અબાબકરની પેઠે ઇસલામ અને ઇમાન લાવવા માટે આપે કેમ નહીં લીધું.

જનાબ કાઝી નૂરૂલ્લાહ શોસ્ત્રી કે જેઓનાં વચનોને આખો શીઆ પંથ આકાશપરથી ઉતરનારી વહી સરખાં ગણે છે. તેઓ પોતાની કિતાબ **મજાલિસુલ મોમિનીન**માં ફરમાવે છે કે "જે લોકોએ શીઆઓ ઉપર આરોપ મુકયો છે કે તેઓ અબુબકર અને ઉમરને કાફિર માનનારા છે એ એવી તો બેબુનયાદ વાત છે કે તેઓ (એટલે પંથ)ની ઉસૂલની કિતાબોમાં તેની જરાપણ અસર જણાતી નથી." ઉપરના લખાણમાં હું સાબિત કરી આવ્યો કે સૈયદ મોહંમદ મોજતહિદ સાહેબ તો બંને ખલીફાઓના, પેહલી ઘડીથી તેઓની છેલ્લી ઘડી સુધીના કુફ્રપર શીઆ પંથનો એકત્ર મત લખે છે, તેના મોકાબલામાં એવા મહાન કાઝી સાહેબ પોતાની એવી નામીચી કિતાબમાં તે બાબત સખત ના પાડે છે, તેમજ ઉપલી હદીસમાં હઝરત અલી પોતે તેઓને કામેલ ઇમાનવાળા હોવું સાબેત કરી રહયા છે, ખોદા ન કરે જો કોઇ પારકા દીનધર્મવાળો એ મતભેદોમાં કઈ વાત ખરી છે અને કઈ ખોટી છે અને ખરી કે ખોટી હોવાનાં શા કારણો છે એવો સવાલ ઉઠાવે તો તેનો શો જવાબ અમે આપીએ ?

## પહેલા ખલીફા (રદી)ની તારીફ.

હઝરત અમીરૂલ મોમિન પેહલા ખલીફા સૈયદેના અબુબકર સિદ્દીક (રદી)નું કુફ્ર અને દીનથી ફરી જવાની જે પંથમાં આટલી બધી ધુમધામ છે તેઓનીજ મોબારક ઝાતને માટે તેજ પંથમાં કેવી રિવાયતો વર્ણાયેલી છે તેના કેટલાક નમૂના અત્રે દેખાડુ છું. શીઆ પંથવાળા આજે લગભગ હજાર વર્ષથી પોતાના જે મહાન ઇમામને સરમન રાયના ગારમાં અસલી કુર્આનની સાથે સંતાડી બેઠા છે તેજ ઇમામ અસકરી (અલ) હાલ જે કુર્આન અમારા હાથોમાં છે તેની સૂરએ બકરની તફસીરમાં એક હદીસની રિવાયત એવી રીતે બયાન ફરમાવે છે કે "(જનાબ જિબ્રીલે અમીં (અલ)ની મારફતે) ખોદા પાકે વહી ફરમાવી કે અલ્લાહ પાક આપને સલામ ફરમાવે છે, અને ફરમાવે છે કે કુરૈશમાંના કાફિરોએ અને ખાસ કરી અબુજહલે આપને કતલ કરવાનો મજબુત ઠરાવ કીધો છે તેથી આપને જોઇએ કે અલીને પોતાની જગ્યા (બિછાના)પર છોડી અબૂબકરને પોતાનો રફીક ઠેરવી સાથે લઇ જાઓ. જો તે (અબુબકર) પોતાના વચન (ઇમાન)પર મજબુત રેહશે તો જંનતમાં બલ્કે અઅલા ઇલ્લીઇનમાં તે તમારી સાથેજ રેહશે. ત્યારે આપે અબુબકરથી પૂછયું કે શું તમે (હિજરતના) આ સફરમાં મારી સાથે થશો ? અને શું તમે એ વાતપર રાજી છો કે કુરૈશના કાફિરો જેવી રીતે મારી કતલ કરવાને મને શોધી રહેલા છે તેવીજ રીતે તેઓ તમને ઢુંઢે ? અને એ વાત પ્રખ્યાતી પામે કે તમેંજ મને એ કામ (હિજરત) કરવાપર તતપર કીધો છે અને તેથી કરીને મારા સોબતી બનવા થકી તમારાપર તરેહતરેહની મોશીબતો આવે ?

(હઝરત) અબુબકરે અરજ ગુજારી કે યા રસુલલ્લાહ ! હું તો તે માણુસ છું કે જે આપની મોહબ્બતમાં સૌથી ભારે ઇજાઓથી ઘેરાઇ જાઉં અને કેયામતના દહાડા સુધી તેમાં ગુંથાયલો રહું અને તેના બદલામાં આખી દુન્યાનું રાજય મને મળી જાય તોપણ તે ઇજાઓ ખમવાને હું વધારે સારૂં ગણું છું. મારી જાન મારો માલ અને મારાં બાલબચ્ચાં સૌને આપના ઉપરથી કુર્બાન કરૂં (ઓવારૂં) છું. આપને છોડી હું કયાં જઇશ !

કફે પા બ હર ઝમીને કે રસદ તો નાઝનીંરા
બ લબે ખયાલ બોસમ હમા ઉમ્ર આં ઝમીંરા

એ સાંભળી જનાબ રસુલુલ્લાહે ( સલ. ) ફરમાવ્યું કે તમે જીભથી જે કહો છો તેમજ તમારા દિલમાં હશે તો તે જાણી ખોદાપાક તમને મારી સાંભળવાની શકિત, મારી જોવાની શકિત તરીકે ગણશે અને તમને મારી સાથે એવો સંબંધ થઈ જશે કે જેવો સંબંધ માથાને શરીર સાથે અને આત્માને દેહ સાથે છે.” સાંભળવાની (સમઅ) અને જોવાની શકિત (બસર) એ ગુણો માટે મેં ઉપર લાંબું વિવેચન કીધું છે તેથી તે અત્રે લખવાની જરૂર નથી. પણ અહીં માથા અને આત્માનો શરીર સાથે સંબંધ દેખાડી જનાબ નબીએ અકરમે (સલ.) જે ઉપમા દીધી છે તેનાથી તો સાબિત થઇ ગયું કે હઝરત અબુબકર (રદી) સંપુર્ણ રીતે ફનાફિર રસુલ હતા. જેવી રીતે માથા અને પ્રાણ વગર એક સેકંડ પણ શરીરને ચાલે તેમ નથી તેવીજ રીતે દુન્યા અને આખેરતમાં હઝરત સિદદીકે અકબર વગર જનાબ રસુલુલ્લાહ (સલ.)ને એક સેકંડ પણ ચાલે તેમ નથી. અને જાહેર છે કે જ્યારે હઝરત અમીરૂલ મોમિનીન અબુબકરે (રદી) આ સફરમાં અને તે પછી આખી ઉમર માત્ર આપ (સલ)ને માટેજ સૌ ઇજાઓ બરદાશ કીધી તેથીજ દુન્યામાં પણ તેઓ આપ (સલ.)થી જેવી રીતે જુદા પડયા નહીં તેવીજ રીતે આ દુન્યાને છોડયા પછી પણ ખુદાપાકે આપને કબરમાં પણ પોતાના પ્યારા નબી (સલ.)ના પડખામાંજ રાખ્યા અને કેયામતમાં પણ ઇનશાઅલ્લાહ સૌ મુસલમાનો તેઓને આપ (સલ.)ની સાથેજ જંનતમાં જોશે.

શીઆ પંથના મહા વિદ્વાન અલ્લામા શૈખ **અલી** બિન ઇસા **અરદબીલી** સાહેબ પોતાની પ્રખ્યાત કિતાબ **કશફુલ ગુમ્મા ફી મઅરેફતિલ અઇમ્મા**માં એક હદીસ એવી રીતે રિવાયત કરે છે કે “હઝરત ઈમામ અબુ જઅફર (એટલે ઈમામ બાકિર) અલૈહિસ્સલામથી કોઇએ પૂછયું કે તરવારના હાથાપર ચાંદી કે સોનાનું પતરૂં ચઢાવવું જાયઝ છે કે નહીં ત્યારે ઈમામ સાહેબે જવાબ દીધો કે અલબત્ત, કેમકે **અબુબકર સિદદીક**ની તરવારપર પણ ચાંદીનું પતરૂં ચઢાવેલું હતું. હદીસનો રાવી કહે છે કે તે માણુસે અરજ ગુજારી કે શું આપ પણ અબુબકરને, સિદદીક કહો છો ? એ સાંભળતાંજ હઝરત ઈમામ સાહેબ ગુસ્સામાં આવી જઇ પોતાની જગ્યાથી ઉછળી પડયા અને ફરમાવ્યું કે “ નેઅમસ સિદદીક, નેઅમસ સિદદીક, નેઅમસ સિદદીક (એટલે અલબત તેઓ સિદદીક છે.) જે કોઇ તેઓને સિદદીક નહીં કહે (અને દિલથી નહીં માની તેઓને માટે કંઇ ભુંડા વિચારો રાખે અથવા તેઓને ભુંડું બોલે) ખોદાપાક દુન્યા અને આખેરતમાં તેને સાચવે નહીં.” અલ્લાહો અકબર વ લિલ્લાહિલ હમ્દ ! આ રિવાયતનો તો દરેક શબ્દ બબે ત્રણુ ત્રણુવાર ધ્યાન દઇને વાંચવા લાયક છે. પેહલાં તો એ જાણવું જોઇએ કે હઝરત ઇમામ સાહેબને સવાલ કરનાર શીઆ પંથવાળા શિવાય કોઇ બીજા પંથવાળો નહીં હતો. કારણકે જો

---

અર્થ:—આપનાં મોબારક નાજુક પગલાં જે જમીનને લાગી જાય તે જમીનને હું મારી આખી જીંદગી સુધી ચુંબન કરવાના ધ્યાનમાંજ લાગેલો રહું.

કોઈ બીજા મઝહબનો તે હોત તો "અબુબકરને આપ પણ સિદ્દીક કહો છો ?" એ સવાલ કદી કરતે નહીં. જેનાપરથી સાબેત થાય છે કે આ જગ્યાએ હઝરત ઇમામ સાહેબે મજકુર શબ્દો તકીય્યાથી તો કહયાજ નથી. વળી તેના પૂછવાથી આપ ગુસ્સામાં આવી પોતાની જગ્યાથી ઉછળી પડયા એથી સાફ જાહેર થાય છે કે આપ ખરા દિલથી હઝરત અબુબકર (રદી)ને એટલા બધા ઉંચા દરજ્જાવાળા માનતા હતા કે એક પાકા સુન્નીને જેટલા ઉંચા દરજ્જાવાળા હઝરત સિદ્દીકે અકબરને માનવું જરૂરનું છે.

કેમકે એક સુન્ની જેવી રીતે કોઇ પણ બેઅદબીના શબ્દ હઝરત અબુબકર (રદી)ની શાનમાં બોલાતાં સાંભળી શકતો નથી પણ બોલનારની સાથે તરતજ મરવા મારવાને માટે તૈયાર થઈ જાય છે, તેવીજ રીતે આપની જગ્યાથી આપનું ઉછળવું એ શું દેખાડી આપે છે તે વાંચકોપર છુપું નથી. જો તે શીઆની જગ્યાએ કોઈ કાફિર હોત તો બેશક આપ (રદી) યાતો તેને કતલ કરી નાંખતે અથવા મારતે તો જરૂર. પણ બોલનારને નાદાન અજાણ ગણી આપે ગુસ્સાને દબાવી તેને ત્રણવાર દોરવી દોરવીને જે શબ્દો કહયા અને જે વાતની ધમકી દીધી તે ઇમામ સાહેબના ઉપલા શબ્દોપરથીજ જાહેર છે, કે જે કોઇ, હઝરત અબુબકર (રદી) ને ખરાદિલથી સિદ્દીક માનતો નથી તેના દુન્યા અને આખરતના એ દાવાને કે તે મુસલમાન છે, મોમિન બંદો છે, પોતે ખોદાપાક જુઠ્ઠાડે છે અને જુઠાડશે. એપરથી પાછો તેજ સવાલ ઉભો થાય છે કે જો હઝરત અબુબકર (રદી)ને સિદ્દીક માનવા જઇએ છીએ તો તેઓની ખિલાફત સાચી ઠરે છે અને હઝરત અલીયે મુર્તઝા (કરમ)ની ઇમામત અને વસીયે રસુલુલ્લાહ હોવું કે જેનો નહીં માનનાર શીઆ પંથની રૂએ કાફિર ગણાય છે, રદ બાતિલ થાય છે, શીઆ પંથની સઘળી હદીસો કે જેમાં તેઓની બુરાઇઓનું બયાન છે તે તદ્દન ખોટી ઠરે છે, હાલનો કુર્આન જરાપણ ફેરફાર વગરનો અને ખરેખરો અસલી સાબેત થાય છે, કેમકે આ કુર્આન તેઓનીજ રૂબરૂ એકઠું કરવામાં આવી હાલમાં છે તેવીજ તરતીબે તેની આખી નકલ ઉતારવામાં આવી અને સઘળા સહાબીયોનું બાઇમાન હોવું જાહેર થઇ કુર્આનના ફેરફાર માટે અને બે ચાર સિવાય સઘળા સહાબીયોના કુફ્ર માટે શીઆ પંથનો એકત્ર મત નાશ પામી શીઆ પંથને ઘણોજ ભારે નુકશાન પોંહચે છે. એનો યા મૌલાના ! શો ઉપાય ?

## અમીરૂલ મોઅમનીન ખલીફએ સાની હઝરત ઉમર ફારૂકે આઝમ (રદી).

હઝરત અમીરૂલ મોમિનીન ઉમરલ ફારૂક (રદી)ની મોટાઇઓમાં ઉપર લખેલી હદીસો બસ છે છતાં માત્ર તેઓનાજ માનમાં વર્ણાયલી એક હદીસ અહીં વાંચક વર્ગ આગળ રજુ કરૂં છું:— શીઆ પંથના આગેવાન અલ્લામા મુલ્લા બાકિર મજલિસી કે જેઓની કિતાબનું નામ શીઆ સાહેબો એક દહાડામાં જેટલી વખતે લે છે તેટલી વખતે કુર્આનનું નામ તેઓ ભાગ્યેજ લેતા હશે, તેજ કિતાબ બિહારૂલ અનવારની ૧૪મી જિલ્દમાં કે જેનું નામ "કિતાબુસ સમાએ વલ આલમ છે" મસઉદે અયાશીથી રિવાયત કરે છે કે "હઝરત ઇમામ બાકિર અલૈહિસ્સલામથી રિવાયત છે કે જનાબ રસુલુલ્લાહે (સલ) (અલ્લાહ પાકથી) દોઆ માંગી કે (ઓ અલ્લાહ!) ઉમર બિન ખત્તાબના મુસલમાન થવાથી અથવા અબુજહલ બિન હેશામના મુસલમાન થવાથી ઇસલામી દીનના માનને વધાર." એ હદીસને શીઆ પંથના મહાન મોહદ્દિસો ફઝલ બિન સાદાન સાહેબે, શેખ તબરસી સાહેબે, શેખ તુસી સાહેબે, અલમુલ હુદા સાહેબે અને અ-

ઇલ્લામા શેખ મોફીદ સાહેએ સહીહ હદીસ ગણી છે.

એ વાતથી સઘળા લોકો જાણકાર છે કે જનાબ નબી (સલ.)ને રાત દિવસ એજ ફ્કર રેહતી હતી કે ઇસલામ બને તેમ જલ્દી અને સારી પેઠે આખી દુન્યામાં ફેલાઇ જાય, અને ખોદાના આ સાચા દીનમાં બધાજ લોકો દાખલ થઇ જાય. એજ હેતુ પાર પાડવાને રાત દહાડો કોશિશમાં રેહતા હતા છતાં મક્કા શરીફમાં ૭ વર્ષની મેહનતમાં માત્ર ૩૯ માણુસો આપ (સલ) પર ઇમાન લાવ્યા. છેવટે આ નાંઢલા ટોળાને જોઇ આપે (સલ) મજકુર દોઆ એટલાજ માટે માંગી કે અરબોનો કોઇ એવો આગેવાન, મુસલમાન થાય કે જેનો શ્રેષ્ઠ ઓધ્ધો અને મોભો જોઇ બીજા અરબોને પણ એમાં શામેલ થવાનું મન થાય, આ નાંઢલા ટોળાનો તે મદદગાર થાય અને તેને લીધે ઇસલામની સચ્ચાઈ બધી દુન્યામાં પ્રસરી જાય. જાહેર છે કે આ દોઆ એવી તો ખરી પડી કે આખી દુન્યાએ હઝરત જનાબે ઉમરનીજ સાચી ખિલાફ્તમાં તે દીનની સચ્ચાઈ કેટલી બધી અને કેવી ફેલાઇ તે જોઈ લીધી. જેનાથી કોઈપણ નકાર કરી શકતું નથી. જ્યારે એવા દીનદાર અને અલ્લાહ પાક તથા તેના પ્યારા રસૂલ (સલ)ના મકબૂલ ખલીફાનેજ શીઆ પંથની રૂએ કાફિર મુર્તદ ગણાય તો ઈસલામી દીનનો કોઈ મોખાલિફ ખુલેચોક પોકારીને કેહશે કે એ દીનના ખોટા હોવાપર એથી વધારે બીજી કોઇ સારી દલીલ થઈ શકતીજ નથી, કે એ દીનને ફેલાવવા માટે જે સાહેબોએ આવી આવી ઇજાઓ ખમી અને આટલી બધી જાનોની ખુવારીઓ વેઠી ઇસલામને આખી દુન્યામાં ફેલાવ્યો છતાં ખોદાએ .તેઓની મહેનતોની જરાએ કદર નહીં જાણી, તે બધાઓને કાફિર થઇ જવા દીધા તેવો ખોદા ઇસલામમાં દાખલ થવા પછી અમારી શી મદદ કરશે? અને શેતાનની ચાલાકીઓથી અમારા ઈમાનની શી રક્ષા કરશે? જેને માટે ઈસલામના નબી (સલ) દુઆ કરે તેને માટે જહંનમમાં જગ્યા મોકરર કરવામાં આવે તો બીજાઓની શી ગણત્રી? વળી જે ધર્મ, શિઆ પંથના માનવા પ્રમાણે એવા લાલચી જૂઠા કાફિરોને હાથે ફેલાયલો હોય તેને કદી પણ કોઇ સમજુ માણસ સાચો દીન અને સત્યધર્મ ગણશે કે? મારા અલ્લામા તાહિર સાહેબ? એના જવાબમાં અમારે ચુપ બેશી રહયા વિના હાલમાં તો કોઈ ઉપાય નજરે પડતો નથી.

ઉપરની દલીલો બારીક નજરે જોવાથી એમ જણાય છે કે અગર જો આખા માણસ વર્ગના અલ્લાહ પાકે કુર્આનમાં બેજ ભાગ ગણેલા છે, મોમિન અને કાફિર. પણ શીઆ મઝહબે, ધર્મની રૂએ માણસોના ત્રણ ભાગ પાડયા છે. (૧) મોમિન (૨) મુસલિમ અને (૩) કાફિર. અને તેની વહેંચણી એવી રીતે કરમાં આવી છે કે જનાબ સૈયદ મોહંમદ સાહેબ જેવા લખનૌના મહાન મુજતેહદ પોતાની કિતાબ ઝુલફ્કારમાં ફ્રમાવે છે કે "મોમિન એ શબ્દના મોકાબલામાં ફાસિક શબ્દ વપરાયો છે તેથી ફિસક અને કુફ્રમાં ફ્રક માત્ર એટલોજ છે કે કાફિર દુન્યામાં નજિસ (અપવિત્ર) છે અને આખેરતમાં તે હંમેશ જહંનમમાં (બળતો) રહેશે. અને ફાસિકે મઝહબના જરૂરી અકીદા (એટલે હઝરત અલીની ખિલાફ્ત બિલા ફ્સલ અને આપના વસીએ રસૂલુલ્લાહ (સલ) હોવા) થકી નકાર કીધો તેથી તે પણ (કાફિરોની પેઠે) આખેરતમાં તો હંમેશ જહંનમમાંજ રેહશે. અગરજે કલેમએ શહાદત પઢવાને લીધે આ દુન્યામાં તો મુસલમાનીના સઘળા હુકમો તેને લાગુ પડશે." તેથી કરીને કોઇને શક શુબેહ પેદા થાય કે ત્રણે ખલીફાઓ (રદી) ખાસ કરીને જનાબે ઉમરલ ફારૂક (રદી)ની સાથે હઝરત મૌલા અલી (કરમ)ની

સાહેબ ઝાદી અને હઝરત ઈમામ હસન અને ઈમામ હોસૈન (રદી)ની બેન હઝરત ઉમ્મે કુલસુમ (રદી) ને પોતે હઝરત શેરે ખોદાનું પરણાવી દેવાનું ઇરાન અને રોમન શાહનશાહતની સાથે હઝરત ઉમરે (રદી) કીધેલા જેહાદને મોસલમાનોનો કીધેલો જેહાદ ગણવા છતાં તેઓનું સખતમાં સખત કાફિર હોવાનું, અને બાકીના જેટલા સહાબીયોનું કાફિર થઇ જવાનુ બયાન અમારી શીઆી કિતાબોમાં છે તેની મતલબ હવે એ જાહેર થઇ કે અહલેબૈતના ઇમામોએ પોતાના વચનોમાં અને તેઓની સાથે વરતવામાં તેઓને મુસલમાનો ગણેલા છે, તે એવાજ કે માત્ર કલમએ શહાદત તેઓ મોઢે પઢતા હતા, નહીંતો ખરૂં જોતાં અંદર ખાનેથી તો તે બધા બેશક કાફિરોજ હતા. અલ્લામા મુલ્લા બાકિર મજલિસી પોતાના રિસાલા રજઈયતમાં હઝરત ઇમામે ગાયબ એટલે શીઆ પંથના ઇમામ મહદી અલૈહિસ્સલામથી રિવાયત કરે છે કે "(નબી (સલ)ની વફાત પછી જેટલા સહાબા દીનથી ફરી ગયા હતા) તેઓ (સઘળાઓ) યાહુદીઓના કેહવાથી જાહેરમાં કલેમાઓ પઢતા તે એટલાજ માટે કે રખેને નબી (સલ) કોઇ મુલક અથવા (તો તેની) હોકૂમત તેઓને દેશે, પણ દિલથી તો તેઓ (સઘળા બેશક) કાફિર હતા." એ શંકાનો જવાબ અગરજે ઉપર લખેલી દલીલોથી પણ ખુલ્લી રીતે દેવાયલો સાબિત છે, છતાં કેટલીએક દલીલો શીઆ પંથના આગેવાનોની અત્રે એવી નકલ કરૂં છું કે જેથી એક લેશ માત્ર પણ એવી શંકાઓની ત્યાં ગુંજાશ રહી જાય નહીં:—

(૧) અલ્લામા મુલ્લા અબદુલ્લાહ મશહદી સાહેબ પોતાની કિતાબ ઇઝહારે હકમાં ફરમાવે છે કે "હિજરત કરવા પહેલાં ઇમાન શરત છે (કે જે વગર હિજરતનો સવાબ મળતાજ નથી) અને "અબબૂકર તો ખોદા બચાવે કોઇ પણ વખત ઈમાનદાર હતાજ નહીં તે એટલે સુધી કે હઝરત અમીરૂલ મોમિનીન (અલી રદી)ની સાથે કંઇ કજીઓ ઉભો થાય." એ શબ્દોને (માનવા તો કયાં પણ) મોઢે ઉચ્ચારવા પણ ઇનસાફથી ઘણે આઘે છે." એટલે બેશક તેઓને ઇમાનવાળા માનવાજ જોઈએ (૨) મહાન આગેવાન મુલ્લા અબદુલ જલીલ કિઝવીની સાહેબ પોતાની નામીચી કિતાબ નુકસુલ ફઝાએહમાં લખે છે કે "અને (ત્રણે) ખલીફાઓ (રદી)ની તારીફ કરવી એમાં અમને (શીઆ પંથવાળાઓને) નકાર કરવાનો નથી. મોહાજિરીન અને અનસાર અને તે લોકો કે જેઓએ સારા કામોમાં તેઓની તાબેદારી કીધી તે સઘળાઓમાં તેઓ સૌથી પેહલા અને આગળથી ઇમાન લાવનારા અને હિજરત કરનારાઓના મહાત્માઓ (બુઝુર્ગો) હતા."

(૩) પછી બીજી જગ્યાએ તેજ કિતાબમાં લખે છે કે "અબૂબકર, ઉમર અને બીજા સહાબા (રદી)ની વર્ણણુક વિષે જે બયાન કરવામાં આવ્યું એ ટુંકમાં હતું તફસીલ સાથે હતું નહીં શીઆ પંથવાળા તેઓને માટે ખિલાફત અને ઇમામતનો દરજ્જો હોવાની ના પાડે છે કે તેઓ ઇમામતનો દરજ્જો રાખતા ન હતા એનું કારણ એ છે કે અસમત (બેગુનાહ રેહવું) નોસૂસીયત (કુર્આન અને નબી (સલ)નો ફરમાન) અને પુષ્કળ ઇલમ (જ્ઞાન) તેઓમાં ન હતાં નહીંતો તેઓ (એટલે શીઆ પંથવાળા) તેઓને રસૂલ (સલ)ના સહાબીયો (તો બેશક) ગણેજ છે, અને તેઓના દરજ્જાપરથી તેઓને જરાપણ આમતેમ ખસેડતા નથી." દુન્યા અને આખેરત બંનેમાં તેઓને જનાબ રસુલુલ્લાહ (સલ)ના સહાબીઓજ માનવા એવો ખુલ્લો અકીદો આ શીઆ પંથના આગેવાનનો છે અને શીઆ પંથવાળા બધા મુસલમાનોનો એવોજ અકીદો હોવો

જોઇએ એ બાબત તે તેઓને ફરમાવી રહેલા છે, એમ શું આ લખાણપરથી સિદ્ધ થતું નથી? અને છેવટના શબ્દોમાં તો કંઇ કસર રહેવા દીધીજ નથી કેમકે તેઓ સાહેબ ફરમાવે છે કે ખબરદાર ઘણા સહાબાઓને તેઓના મહાન દરજ્જાથી જરાપણ હલકા માનશો નહીં અને એજ ખરેખરી શીઆયત અને શીઆપણું રહી ગયું ઇમામત અને નોસુસીયત અને ખિલાફતનું બયાન તે ઇનિશાઅલ્લાહ તેની જગ્યાએ આવશે.

(૪) અલ્લામા તબરસીએ પોતાની પ્રખ્યાત કિતાબ એહતે માં લખ્યું છે કે "જનાબ ઇમામ બાકર અલૈહસ્સલામે ફરમાવ્યું કે હું અબૂબકરની મોટાઇઓની ના પાડતો નથી (ઓ મારા શીઆઓ! હું ઉમરની મોટાઇઓનો નકાર કરતો નથી પણ (એટલોજ ભેદ ગણું છું કે) અબૂબકર ઉમર કરતાં (દરજ્જામાં) વધારે ચઢીઆતા છે." એટલે બીજા કોઈ પણ સહાબીઓ દરજ્જામાં હઝરત અબૂબકર અને હઝરત ઉમર (રદી.) ના કરતાં શ્રેષ્ઠ નથી અલબત એ બંનેમાં હઝરત અબૂબકર (રદી.) નો રૂતબો વધારે છે. અને એજ આહેલુલ સુન્નત જમાતવાળાઓનો અકીદો છે. ઇસલામીઓના એક મોટા ટોળાના ઓ આગેવાન સાહેબ! હવે ખોલાસો કરશો કે એ સઘળા સહાબા અને ત્રણે ખલીફાઓ (રદી)-નું કુફર. દીનથી ફરી જવું. અને કલેમો પઢનારા જૂઠા મુસલમાન ઠરવાની જે રિવાયતો શીઆ પંથમાં છે તેઓને એ રિવાયતોના મોકાબલામાં શું કરવી?

## અમીરૂલ મોમિનીન ત્રીજા ખલીફા હઝરત ઉસમાન (રદી.)

આપને માટે વધારે નહીં લખતાં એજ રિવાયતો તરફ વાંચક વર્ગનું ધ્યાન ખેંચું છું. ૧ સહાબીયો (રદી.) જ્યાંસુધી જંનતમાં દાખલ થઇ જાય ત્યાંસુધીના ઇમાન માટે મેં ઉપર એ દલીલ બૈઅતુર રિદવાનની, કુર્આને શરીફની ખુલ્લી આયત અને તેની શીઆપંથની માનીતી તફસીર સાથે શીઆપંથનીજ એક માનીતી હદીસથી નકલ કીધી છે જેમાં હઝરત જનાબ ઉસમાન (રદી.)નું શામેલ હોવું બંને પંથવાળા એકે મતે માને છે. છતાં કોઇને શક પેદા થાય કે બૈઅત જે વખતે લેવાઇ તે વખતે તો બંને મઝહબોના માનવા પ્રમાણે હઝરત ઉસમાને ગની (રદી.) ત્યાં હાજર હતા નહીં અને તેથી કરીને તેઓ જંનત માટેના મજકૂર બશારતમાં દાખલ ગણાઈ શકે નહીં.

તેનો જવાબ ઘણોજ સાંભળવા લાયક એ છે કે આપની ગેરહાજરીથી આપને એવો તો મોટો લાભ મળ્યો કે મજકુર બૈઅતમાં હાજર રહેલા એક સહાબીને પણ તે એલકાબ મળ્યો નહીં અને તે એવી રીતે કે મહા વિદ્વાન શીઆ મઝહબની હદીસોના પ્રખ્યાત આગેવાન જનાબ મુલ્લા મોહંમદ બિન યઅકુબ કુલીની સાહેબ પોતાની મશહુર કિતાબ રૌઝએ કુલીનીમાં મજકુર બૈઅતના બયાનની હદીસમાં લખે છે કે "જ્યારે ઉસમાન (મક્કામાં) જવાને વાસ્તે નીકળ્યા ત્યારે (ત્યાં પહોંચ્યા પછી) તેઓની મોલાકાત અબાન બિન સઇદની સાથે થઈ કે જેવણે પોતાની સવારીની આગળ તેઓને બેસાડી લીધા અને એવી રીતે (શેહેરમાં) દાખલ થયા પછી (મક્કામાં જે કાફિરો હતા) તેઓએ આપની વાત સાંભળી (જે) ઝઘડો (કરવાનો હતો તે) કીધો (એટલે તેઓને કતલ કરી નાંખવાનો ઇરાદો કીધો). એજ દરમ્યાન (તેઓની કતલની ખબર બયાન કરવા) સોહલ બિન અમર રસુલુલ્લાહ (સલ)ની પાસે જઇ બેઠા અને ઉસમાન કાફિરોના લશકરોમાં થોભ્યા. (જે થોભવા થકી આપની કતલ નક્કી થયલી છે એમ ખચિત ધારીને) ખોદાના રસુલે મુસલમાનોની બૈઅત લીધી અને પોતાનો એક હાથ બીજા હાથપર

મારી (પોતાના એક હાથને હઝરત ઉસમાન (રદી)નો હાથ ગણી ) ઉસમાનને માટે (બૈઅત લીધી હા૦ )"

આ ઠેકાણે, સુબહાનલ્લાહ ! આવી રીતે એક હાથને બીજા હાથપર મારવાથી એક નુકતો બહુજ સારો એ નીકળી આવ્યો કે બૈઅતે રિદ્વાનની મજકુર આયાતમાં એક ફકરો એ પણ છે કે " યદુલ્લાહે ફૌકા અયદીહિમ " એટલે બૈઅત કરતાં જનાબ રસૂલુલ્લાહ (સલ)નો જે હાથ બૈઅત કરનારના હાથપર મૂકાય છે તેને ઓ બૈઅત કરનારાઓ ! તમે અલ્લાહનોજ હાથ (ઉપમા તરીકે) સમજશો, જેથી ચોખ્ખું સાબિત થાય છે કે જનાબ રસૂલુલ્લાહે ( સલ ) પોતાના મોબારક હાથને હઝરત ઉસમાન (રદી)ના હાથના બદલામાં, ઉસમાન (રદી)નો હાથ ગણી પોતાના બીજા હાથપર મુકયો, તેથી કરીને હઝરત ઉસમાન (રદી)ને " યદુન નબી " એટલે જનાબ રસૂલુલ્લાહ ( સલ )ના હાથનો ખિતાબ અને કુર્આનમાં ખોદાના રસૂલ (સલ)ના હાથને અલ્લાહનો હાથ કહેવાયો છે તેથી હઝરત ઉસમાનના હાથ ને ખોદાનો હાથ (ઉપમા તરીકે) માની હઝરત ઉસમાન (રદી )ને " યદુલ્લાહ " એટલે અલ્લાહના હાથનો એલકાબ દેવામાં આવે તો જરાએ ખોટું નથી. સુબહાનલ્લાહ ! જયારે યદુલ્લાહ અને યદુન નબી કાફિર અને મુરતદ ગણાય તેવા દીનમાં મુસલમાન કોને ગણુતા અને જાણુતા હશે ? એવા સવાલના જવાબની જનાબ દાઇએ ઇમામે ગાયબે શી તૈયારી કરી રાખેલી છે તે પ્રગટ થવાની ઇનતેજારીમાં છીએ.

આખી શીઆ દુન્યામાં હઝરત અમીરૂલ મોમિનીન અલીએ મુરતઝા (કરમ)નાજ ફરમાનો વચનો, પત્રો અને ભાષણોથી રચાયલી કિતાબ નહજુલ બલાગતમાં છે કે હઝરત ઉસમાન ( રદી )ના મોકાબલામાં જયારે બુલ્લડ ખોરો હુમલો લઇ ગયા ત્યારે જનાબે મૌલા અલી (રદી) હઝરત ઉસમાનની પાસે ગયા અને તેઓને કહ્યું કે " લોકોએ મને એલચી ઠેરવીને આપની પાસે મોકલ્યો છે, પણ ખોદાના સોગન આપને શું કહેવું એ મને સમજાતું નથી (કેમકે) કોઈ ચીજ હું એવી જાણુતો નથી કે જે આપ નહીં જાણુતા હોવ અને એવી એક પણ વાત હું દેખાડી શકતો નથી જે આપ સમજતા નહીં હોવ, આપ તો તે બધુંએ જાણો છો કે જે અમે જાણીએ છીએ, કોઈ પણ કામ એવું નથી કે જેમાં આપ અમારાથી પાછળ રહયા હોવ અને અમે આપને તે કામ દેખાડીએ. જે કંઇ અમે જોયું છે આપે તે સઘળું જોયું છે. અને જે કંઇ અમે સાંભળ્યું છે તે બધું આપે સાંભળ્યું છે. રસૂલુલ્લાહ (સલ)ની સાથે આપ તેવીજ રીતે રહયા છો જેવી રીતે કે અમે રહયા છીએ. (કોઇ પણ વાતમાં) કહહાફાના દીકરા (એટલે હઝરત અબુબકર રદી ) વધેલા હતા નહીં તેમજ ખત્તાબના દીકરા ( હઝરત ઉમર ( રદી ) પણ આપ કરતાં સાચાં કામો બજાવી લાવવામાં વધેલા નહીં હતા. ( અમો સૌ કરતાં જનાબ ) રસૂલુલ્લાહ (સલ)ની સાથે (સગપણમાં) આપ ઘણાજ પાસે છો. (કેમકે એક પછી એક જનાબ નબી (સલ)ની બે સાહેબઝાદીઓ સાથે પરણી આપ (સલ)ના જમ્માઇ હોવાની બમણી મોટાઇ આપ ધરાવો છો, જે તેઓને (અને અમને) હાસલ થઈ નહીં હી."

એ ભાષણુનો દરેકે દરેક ફકરો સાબિત કરી આપે છે કે હઝરત (સલ)ના એ ચારે ખલીફાઓ (રદી) એક અંગના ચાર જુદા જુદા ભાગો અથવા અવયવો હતા કોઇ એક બીજાથી જુદો હતો નહીં. પણ ખિલાફતની તરતીબની રૂએ જયારે જોયું કે એ ચારમાંથી એકને તે ત્રણે સુંદી પોતાનો ઉપરી બનાવી સૌ આગળ જાહેર કરી દીધું કે એ ખલીફાને તમારે મુસલમાનોનો ઇમામ અને ખલીફા માનવો ત્યારે જેમ

હઝરત અલીએ અને અહલે બૈતે (રિદ) પણ તેઓનેજ વડા માન્યા અને બાકીના સઘળા સહાબાઓ (રદી)એ તે ખલીફાને સૌના સરદાર માન્યા તો અમારે પણ માનવુંજ જોઇએ. તે ખલીફાના ગુજરી ગયા પછી બાકીના એ સાહેબો અને અહલે બૈત (રિદ) અને બાકીના સહાબીયોએ જેવી રીતે બીજા ખલીફા (રદી)ને સૌથી મોટા માન્યા તો અમારે પણ માનવુંજ જોઇએ. અને જાહેર છે કે હઝરત અલી (રદી) અને અહલે બૈતે નબી (સલ)ના દરેક મેંબરે હઝરત અબુબકર અને હઝરત ઉમર (રદી)ની બૈઅત કરી પોતાના રાત દીવસને ઘણીજ ખુશીમાં ગાળ્યાં. તેઓને પોતાની દીકરીઓ પરણાવી અને પોતે તેઓનાં ઘરના ઐરાઓ સાથે પરણ્યા. કદી કોઇ પણ વાતમાં તેઓના મત વિરૂદ્ધ પોતાની નારાજી દેખાડી નહીં. તેઓ પછી હઝરત ઉસમાન (રદી)ની મજકુર તારીફમાં તો જનાબે મુશ્કિલકોશા (રદી)એ એવી તો મુશ્કિલકોશાઇ કીધી છે કે ઇનસાફીને માટે સુન્ની અને શીઆ પંથમાં પડેલા મતભેદોને મુળથી નાબુદ કરી નાંખ્યા છે. અને હઝરત અલી (રદી)ના કુર્આન અને હઝરત ઉસમાન (રદી)ના ફેલાવેલા કુર્આનની બાબત કોઇ ઝઘડોજ રેહવા દીધો નથી. કેમકે હઝરત મૌલાના શબ્દો, હઝરત મૌલાના દિલી એઅતેકાદો જાહેર કરી રહેલા છે કે કોઇ પણ વાતમાં મારામાં અને આપમાં અને આગલા બંને ખલીફાઓમાં એક પછી એક ખલીફા બનવા સિવાય અને નબી (સલ)ના જમાઇ હોવાની મોટાઇ વગર બીજી કોઇ તરેહનો ફરકજ નથી. અને એજ મઝહબ અને અકીદો અહલે સુંનત જમાતમાં દરેકે દરેક માણસનો છે. હવે જો કોઇ બેદીન મોખાલિફ આ દલીલથી સવાલ કરી પાડે કે શીઆ પંથવાળાઓ એવા મહાન બૌકોને કાફિર મુરતદ દિલથી માની રાત દિવસ ઉઠતાં બેસતાં જે તબરરો તેઓપર કરે છે તે શબ્દો, ત્યારે હઝરત જનાબે મૌલાને માટે વપરાયલા કેમ નહીં ગણાય? મારા દાઇએ વાલાશાન તેવા એ દીનની ખાત્રી થઇ જાય એવો કોઈ જવાબ આપ તરફથી શું તેને આપી શકાશે કે?

અહલે બૈતે રસુલ (સલ)ના અને ઇમામોના જે હકો હતા તેને છીનવી લેવાની જે રિવાયતો શીઆ પંથવાળા પ્રગટ કરે છે જો તે ખરી છે એમ મનાય તો તેજ રિવાયતોને લીધે સઘળા મોહાજેરીન અને અનસારો (રદી) તેમજ બાકીના સઘળા સહાબા (રદી) ઇમાન ઇસલામ અને અખલાકે હસના ( સદાચર્ણો ) એટલુંજ નહીં પણ માણુસાઇથી પણ ઘણાજ આઘા જણાય છે. કેમકે જો તેઓજ ત્રણે ખલીફાઓ (રદી)ને તેઓનાં હકો છીનવી લેવાથી રોકાણુ કરતે, અને આલે નબી (સલ) ઓલાદે અલી અને પોતે જનાબે અલી (રદી)પર હજારો તરેહના જુલમ ગુજારવામાં તે ત્રણેના મદદગાર થઇ પડતે નહીં, અને અહલે બૈત પર જુલમો થતાં જોઇ જાણી જોઇને તે તરફ બેદરકારી વાપરતે નહીં તો માત્ર આ ત્રણુજ જણા (હઝરત અબુ બકર ઉમર, અને ઉસમાન (રદી) આંગળાંઓના ટેડવાઓ ઉપર ગણાઇ જાય એટલા સાથીઓ સાથે એટલાં મોટાં કામોની હિંમત ધરી શકતે નહીં, અને તેઓ ત્રણેને પોતાનાં આવાં સખત જુલમો ગુજારવાની એક પણ તક મળતે નહીં, અને એજ વાતોને માનવી શીઆ પંથનો ખરેખરો હેતુ છે. પણ એમ જણાય છે કે આવો હેતુ ફેલાવતી વખતે ફેલાવનારા સાહેબોએ એના ભયંકર અંત અને નિવેડા ઉપર જરાએ નજર નાંખી નથી, અને હાલમાં પણ તે તરફ કોઈ ઇનસાફી, અફસોસ છે, કે ધ્યાન દેતું નથી.

પણ જે માણસને ખોદાપાકે થોડી ઘણી બુદ્ધિ આપેલી હશે અને જેની બુદ્ધિને સજીવન

રાખનારી શક્તિઓ, પોતાના બાપદાદાઓની પૂઠે ચાલવાની હઠ તળે દબાઇ ગઇ નહીં હશે, તે માણસ ઇસલામી દીનને નાશ કરનારા તેનાં જે પરિણામો છે તેનો માત્ર વિચાર આવવાથી બી જશે અને ઇસલામી દીન અને તેનાપર ચાલનારા ૪૯ કરોડ માણસોપર થતી તેની ખરાબ અસરને લીધે ધ્રૂજી ઉઠશે. તેનું મોટું કારણ એજ છે કે કુર્આન એ અલ્લાહનું કલામ છે અને જનાબ નબી (સલ.) ખોદાપાકના તરફથી મોકલાયલા ખરેખરા પેગંબર છે. એને માટે જે કંઇ દલીલ અને સાબિતી રજુ કરવામાં આવી શકે છે તે એજ છે કે કુર્આને મજીદ હંમેશને માટે હાજર મોજિઝો છે તેનાથી લોકોના દિલોપર ઘણી મોટી રૂહાની (અધ્યાત્મિક) અસરો થઈ છે. અને જનાબ નબી (સલ.) ની હિદાયતે અરબસ્તાનના બેદીન અને તદન અજ્ઞાની (જાહિલ) અને જકકી લોકોની હાલતમાં જાહેર અને છુપી રીતે મોટો અને તદન નવોજ ફેરફાર ઘણી થોડી મુદતમાં પેદા કરી દીધો છે. જેથી સાફ જણાય છે કે લોકોના મન હરી લેવાની, રૂહો (આત્માઓ)ને તદન સુધારી કાઢવાની અને તેથી કરીને દરેક તરેહનાં સદાચર્ણો શીખવવાની તેમાં એવી તો શક્તિ છે કે જે શક્તિએ અજાયબ જેવા ખોદાઈ ચમત્કારો (મોજિઝાઓ અને કરામતો) આજ સુધી દેખાડયા અને દેખાડતી જાય છે અને હવે પછી દેખાડશે, અને તેજ શક્તિએ હંમેશ માટે પોતાની અસર કાયમ રાખનારાં સારાં પરિણામો પેદાં કીધાં, કરે છે અને કરશે. તે ઉપરથીજ એવો સાર નીકળે છે કે જે કલામનાં કદી ખસે નહીં એવાં મહાન અને મજબુત પરિણામો હોય તેજ બેશક ખોદાઈ કલામ છે.

હવે આપ (સલ.)ને માટે પણ એવોજ દાવો કરી શકાય છે કે આપ (સલ.) પેદા થયા તે વખતે આખી દુન્યા રૂહાની અને જીંદગીની એવી નઠારી હાલતમાં હતી કે આપ (સલ.) જે દેશમાં પેદા થયા ત્યાં સદાચર્ણો અને સદ્‌ગુણો શીખવવા અને શીખવાનું એક પણ સાધન હતું નહીં. અને આપ (સલ.)ને એવી કોમને સુધારવાની ફરજ સોંપવામાં આવી કે જે કોમો વ્હેમો, ખોટા અકીદા, નઠારા વિચારો, ખરાબ મનોવૃત્તિઓ, જંગલી કામો, દુરાચર્ણો (બદ અખલાક), કુસંપ અને હરવખત લડાઈ કરવાની તૈયારિઓ સિવાય કોઇ એક પણ ખુબી ધરાવતી નહતી. પણ આપ (સલ.)ના મ્હોં મોબારકમાંથી નીકળતા ખોદાઇ શબ્દો અને આપ (સલ.)ની સાથે રેહનારી ખોદાઇ શક્તિઓએ તેઓપર કંઇ એવી તો અદભુત અસર કીધી કે તેઓની અંદર બહારની સઘળી હાલતો એકદમ બદલાઇ ગઇ. વર્ષોના ભટકેલા, ખોદાઇ માર્ગપર ચાલવા લાગ્યા, લાંબા વખતના સુતેલા ગફલતથી ચોંકી પડયા, મુશરિકો મોવહહિદ બની ગયા, કાફિરો ઇમાન લાવ્યા, બુત પૂજનારા બુત તોડનારા થઇ પડયા, પોતે ગુમરાહ હતા તો હવે પોતે ખોદાઇ રસ્તાના ભોમિયા બની ગયા. જહાલતની મદદગારી, અને જંગલી પણાની તરફદારી, તેઓમાં જરાએ બાકી રહી નહીં. કુટુંબી તકરારો અને વંશપરંપરા ચાલતી આવેલી દુશમનાઇઓ તદન મટીને નાબુદ થઈ ગઇ.

તેઓનાં ભેજાં અભિમાન અને અહંકાર (નખવત અને ગોરૂર)થી તદન ખાલી થઈ ગયાં અને તેઓનાં હૃદય ધીર્ય (હિલ્મ), સંન્યાશ (ઝોહદો તકવા) અને દરેકે દરેક સદાચરણથી ભરપૂર થઇ ગયાં. અરબસ્તાનના દ્વિપકલ્પમાં શિર્ક અને બુત પૂજવાની અવાજો ચોમેર ઘોરતી હતી તે એકદમ બંધ પડી જવાનું કારણ તેઓની જ કોશીશો હતી. તે અવાજોના બદલામાં એક નિરંજન નિરાકાર અલ્લાહ પાકના દીનના નોત્રાની અવાજો એકે સાદે સંભળાવવા લાગી, બુતો (મૂર્તિઓ) પરલોકમાં વલય થયા, દેવબોની

એકાદ નિશાની પણ બાકી રહેવા પામી નહીં, અગ્યારિઓ અને અગ્નિ કુંડો ટાઢાં પડી ગયાં. અને ત્રિદેવ (તસલીસ)ની નજરબંદી અથવા હિપનાટિઝમનું મકાન તદન ભાંગી પડયું, વ્હેમી ચીજોની પૂજાના વિચારો ખોટા અને રદ બાતિલ થઇ ગયા. "જાઅલ હકકો વ ઝહકલ બાતલો ઇન્નલ બાતેલા કાના ઝહૂકા." (સુરાબની ઇસ્રાઇલિ રૂકૂઅ ૯ મો), એટલે જ્યારે સાચું આવ્યું ત્યારે જૂઠું નીકળી નાઠું બેશક જૂઠ તો (હંમેશા) નીકળી ન્હાસનારજ છે. એ દાવો ખરો પડયો.

ઉપર લખાયલી દલીલોથીજ સાબિત થઇ શકે છે કે આપ (સલ.) ખરેખર અલ્લાહ પાકના સાચા રસુલ હતા અને ખોદાપાકના તરફથી ખોદાઇ શકિતઓની તેઓને બેશક ખાસ મદદ હતી. નહીં તો અરબ જેવા ખંદા બગડેલા લોકોની રૂહાની અને સદાચર્ણી હાલતોમાં આવો મોટો ફેરફાર (outward and inward revolution) પેદા કરવામાં, અકેક નજીવી વાતોપર કતલ ઢુંઢનારા આવા શૂરા અને જુલમીઓને દોસ્તી અને દેશબંધુપણાની દોરડી વડે બાંધી લેવામાં, અને તેઓની વંશપરંપરા દુશમનીઓ અને દ્વેષભાવોની અસરને જરા પણ નહી રેહવા દઇ એ બીજા તરફથી મનને તદન સાફ કરવામાં, એટલુંજ નહીં પણ તેઓમાંના દરેકને માણુસાઇનો નમૂનો બનાવવામાં આટલી થોડી મુદતમાં તેઓ (સલ.) કદી ફાવતે નહીં.

કુર્આને શરીફનાં એવાં અજાયબ જેવાં પરિણામો (નતીજાઓ) અને હઝરત મફખરે મૌજૂદાત (સલ)ની હિદાયતની એવી આશ્ચર્યકારક અસર જોઇને ઇસલામી દીનના મુનકિરો, મોખાલિફો અને ટૂંકા દુશમનો પણ એ વાતને માને છે કે બેશક એવાં કામો માણુસની તાકાતથી તદન બહાર છે. તેઓમાંનો કોઇ કહે છે કે જે સંદેશો (પયગામ) આપ (સલ) લઇને આવ્યા તે એક સાચો અને ખાસ ખોદાઇ સંદેશો હતો અને જે હસ્તિના ઓળખાણનું છેવટ કોઇને આજસુધી મળ્યું નહીં તેજ હસ્તી તે સંદેશો મોકલાવવાનો હેડ ક્વાર્ટર છે." બીજો લખે છે કે "કુઅંનની શીક્ષણની એવી તો અસર તેઓ પર થઇ કે અરબસ્તાનના રેહનારાઓની હાલતોમાં એવો તો ફેરફાર થઈ ગયો કે જાણે કોઇએ જાદુ કરી નાંખ્યો હોય" એક ઘણોજ મોતઅસ્સિબ (ધર્માંધ) ખ્રિસ્તી કબૂલ રાખે છે કે "ઇસલામી શિક્ષણ (તઅલીમ)થી રૂહાની જીંદગીમાં જેવો સુધારો વધારો પેદા થયો તેવા રૂહાની સુધારા વધારાની હિલચાલ ખ્રિસ્તી ધર્મ નીકળ્યું ત્યારથી હઝરત નબી (સલ)ના જમાના સુધી કદી પેદા થઇ હતી નહીં."

પણ કુર્આને શરીફ અને જનાબ નબીએ અકરમ (સલ)ની આવી સઘળી અટળ અસરો પારકા દીનવાળો કયારે માન્ય રાખશે કે જ્યારે સુંનત જમાતના એઅતેકાદ મુજબ સઘળા સહાબીયો (રદી)ને તેમાં ખાસ કરીને સઘળા મોહાજિરીન અને અનસારીઓ (રદી)ને, કુર્આનમાં તેઓને માટે વર્ણવેલી તારીફો મુજબ સૌથી પેહલાં ઇમાન લાવનારા, કામેલ ઇમાન અને ઇસલામવાળા, ચોકખા મનવાળા, સઘળા સદ્‌ગુણોના નમુના, સાફ અને ચોખ્ખી નૈયતવાળા, દરેક વાતમાં તદન સાચા મનાય. પણ શીઆ મઝહબના હેતુ પ્રમાણે તો સાબિત થશે કે કુર્આનના તે સઘળાં પરિણામો કે જેની અજાયબ અસરોને લીધેજ તેને ખોદાનું કલામ મનાય છે, અને જેનાં ગીતો ગવાય છે, જેનાં શિક્ષણ અને ઉપદેશની આખી દુન્યામાં ધુમધામ થઇ રહેલી છે, જેને સઘળી ખુબીયોનો ભંડાર ગણી તેનાથી સાબિત થનારા ઇસલામી દીનના સાચા હોવાનો શોર બકોર પાતાળથી આકાશ સુધી પોંહચેલો છે, તેમજ જનાબ નબી (સલ)ની સોહબતની અસર જેને માટે મોટા મોટા બેદીન કાફિરો પણ

તારિફો કરી ગયા તે બધાં ક્ષણભંગુર (આરિઝી) અને તદન પાયા વગરનાં હતાં. તે પવિત્ર દિલો જે વહી અને ઇલહામથી પાક થઇ ગયાં હતાં તે તરતજ કુફ્ર અને દીનથી ફરી જવાની ઇચ્છાથી નાપાક બની ગયાં. અને તે લોકો કે જેઓ નોબુવ્વતની દિલરૂબા મૂર્તિના મોહિત હતા તેઓએ તરતજ ઇમાન અને ઇસલામને છેલ્લી સલામ કરી વિદાય કરી દીધા. તે ખોદાઈ પ્રકાશ કે જેણે લાખો દિલોને ચકચકિત બનાવી દીધાં હતાં તે તરતજ હોળવાઇ ગયો, કુફ્ર અને નિફાકનો જે પડદો તેઓના દિલો ઉપરથી લપેટી લેવામાં આવ્યો હતો તે પાછો પડી ગયો, અને રિસાલત અને નોબુવ્વતના સૂર્ય (સલ)નાં જે કિરણો મોહાજિરીન* અને અનસાર (રદી)ના ભેજાં ઉપર પડયાં હતાં તે તરતજ જતાં રહયાં. અને તે ખોદાઈ અવાજ જેને નબી સાહેબ (સલ)ના સાથીઓ દિલનાં કાનો વડે સાંભળતા હતા. એકદમ સંભળાવવો બંધ પડી ગયો.

શીઆ પંથના આ હેતુ મુજબ તે ખોદા બચાવે કલામુલ્લાહ તદન ખોટો અને જે લોકો (સહાબીઓ)ની તેમાં આટલી બધી તારીફો લખાયલી છે તે બધા બધી મખલૂકમાં નીચમાં નીચ તો શું પણ માણસ વર્ગમાં નહીં ગણવાને લાયક ઠરે છે. અને તેનું પરિણામ એ આવે છે કે શીઆ પંથના માનવા મુજબ દુન્યામાં જેટલા ધર્મો હસ્તિ ધરાવે છે તે બધામાં ઇસલામી દીન અને તેના આગેવાન (સલ) (નઉઝો બિલ્લાહ) સૌ ધર્મો અને સર્વ ધર્મોના આગેવાનો કરતાં કમજોર અને તેના આગેવાન નબી (સલ)ના ઉપદેશો (વઅઝો અને નસીહતો) બીજા સઘળા ધર્મોના આગેવાનોના ઉપદેશો કરતાં તદન અસર વગરનાં સાબિત થાય છે, કેમકે જ્યારે શીઆ અને સુન્ની બંને પંથો એ વાતને માને છે કે જે લોકોએ, વચ્ચે કોઇ પણ સંબંધ વગર કુર્આનને, પોતે જનાબ નબી (સલ)થી સાંભળ્યો અને જનાબે જિબ્રીલ (અલ)નું વહી લઇને જનાબે બારીની પાસેથી આવવું પોતાની આંખે જોયું, આપ (સલ)ની પાસે રહી આપ (સલ)ના સદગુણોની છાપ (ફૈઝે સોહબત) પોતાનામાં દાખલ કીધી, બીજાઓ કરતાં સૌથી પેહલાં આપપર ઇમાન લાવ્યા, અને આપની પછી પણ પોતાની આખી ઉમર ફકત ઇસલામી દીન ફેલાવવામાં અને ખોદાઇ બોલબાલા કરવામાં ગાળી, તેઓમાંના ચાર પાંચ સિવાય સઘળા પોતાના આગેવાન (સલ)ના ગુજરી જતાંજ સૌથી નઠારાં કામો કરવાને તૈયાર થઇ જઇને દુન્યામાં કોઈ પણ ધર્મના આગેવાનના શિષ્યો કે ચેલાઓએ કદી નહીં કીધાં હોય તેવાં કામો આખી દુન્યાને કરી દેખાડયાં. અને જે સંપુર્ણ સત્યતા અને પ્રમાણિકપણાના અને સદાચર્ણોના રત્નોથી તેઓનાં દિલો શોભાયમાન થયાં હતાં તે અમુલ્ય રત્નોને તેઓએ એકદમ પોતાના દિલોમાંથી કાઢી નાંખી મ્યુનિસીપાલિટીની કચરા પેટીમાં નાંખી દીધાં.

કેમકે જ્યારે બૌદ્ધ, સનાતન, આર્યસમાજ, જૈન, પાર્સી કાદિયાની વિગેરે ધર્મોપર અમે નજર નાંખીએ છીએ તો અમને સાફ જણાય છે કે મજકૂર ધર્મોમાંથી એક પણ ધર્મના આગેવાનના મરી ગયા પછી તેના અનુયાયીઓએ આટલી બધી જલ્દીથી પોતાના આગેવાનની સુચના અને શિક્ષણોને ભૂલાવી દીધાં નથી. અને તેની સાથે રહી જે સારાં ગુણો સંપાદન કીધાં હતાં તેઓને તજી દીધાં નથી, અને ઇસલામી દીનની શરૂઆતનાજ લોકોએ પોતાના આગેવાન (સલ.)ના કુટુંબીઓ અને બાલ બચ્ચાંઓને જે જે સખતમાં સખત ઇજાઓ દીધી છે અને તેઓનું માન ઘટાડવામાં જરાએ કસર રેહવા દીધી નથી, તેનો એક કરોડમો ભાગ પણ કોઈ બજાવી લાવ્યો નથી, અને એવો એક પણ દાખલો આખી દુન્યાના કાફિરો અને મુશરિકોના એક પણ ધર્મમાં મળી આવતો નથી.

પણ એ મહાન દાઆી સાહેબ! કોઇ પર-ધર્મી એ વાતોપર વિચાર ચલાવી વાંધો ઉઠાવે કે શીઆપંથમાં એકમતે મનાયલી મજકૂર વાતો જો ખરી હોત તો ઇસલામી ધર્મના દુશમનોએ મોહંમદી દીનના ખંડનમાં જે સેંકડો ચોપડીઓ રચી છે, અને સંકડો બાબતો માટે વાંધો ઉઠાવ્યો છે તે બધા વાંધાઓમાં સૌથી પહેલા નબરતું ખંડન ઇસલામી ધર્મને માટે એજ હતું કે જે ઉપર લખવામાં આવ્યું. પણ સુંનત જમાત મુસલમાનો તો કોરે રહયા ઘણા મોટા ધમંચુસ્ત પરધર્મીઓએ પણ મજકુર શેઆી હેતુઓને એવા તો ખોટા ગણ્યા કે સમજુ અથવા અણુસમજુ એક પણ ખંડન કરનારાએ ઇસિલામીઓના મોકાબ-લામાં ઇસિલામી ધર્મની, શીઆ પંથના માનવા મુજબ, એવી મોટી અને ખુલ્લી પોક-ળતાને રજુ કરવાની કદી પણ હિંમત ધરી નહીં. પણ ઉલટું પોતાનાજ પેગંબરના સહાબી-ઓની સાથે ઇસલામી પેગંબર (સલ.) ના સહાબા (રદી.) ની સરખામણી કરી દેખાડી ઇસલામી પેગંબર (સલ.) ના સહાબીયોનેજ ઉચા દરજ્જાના ગણ્યા છે. તે વખતે એકદમ પડી ભાંગનારા શેઆી પંથના કિલ્લાને કેવી રીતે ટેકો આપવો તે અમને તો સૂઝતું નથી.

હિંદુસ્તાનમાં ખ્રિસ્તી ધર્મના પ્રખ્યાત ઇતિ-હાસક અને ધર્મચુસ્ત ખ્રિસ્તી સર વિલ્યમ મ્યોર સાહેબને, પોતાની ઘણીજ પ્રખ્યાતી પામેલી કિતાબ "લાઇફ ઑફ મોહંમદ" ના બીજા ભાગમાં, ઇસલામી ધર્મની ચુસ્ત અને સાચી દલીલોથી આકર્શાઇને, નાચારીએ લખવુંજ પડયુ કે "હિજરતથી તેર વર્ષ પહેલાં મકકા શેહેર એક ઘણીજ નીચ હાલતમાં જાણે જીવ વગરનું પડેલું હતું. પણ (જનાબ નબી (સલ) ની ) તેર વર્ષની (નોબુવ્વત) દરમ્યાન એક નવાઇ જેવી) ઘણીજ ભારે છાપ (ત્યાંના રહેવાશિઓપર) એ પડી કે સેંકડો માણસોના ટોળાએ મૂર્તિપૂજા (બુત પરસ્તિ) ને છોડી દઇ એક અલ્લાહ વહદહુ લાશરીકની બંદગી કરવા લાગ્યા, અને પોતાના માનવા મુજબ ખોદાઈ વહી (પ્રેરણા) ના હોકમને આધિન (મોતીઅ) થયા. તેઓ તેજ સર્વ શકિત-માન (કાદિરે મુતલક) ની પાસે ઘણીખરી વખતે દોઆઓ માંગતા, તેનીજ મેહેરબાની અને તેના-થીજ ગુનાની માફીની ઉમેદ રાખતા, અને સારાં, ફાયદો પોહચાડનારાં કામો, સંન્યાસ અને ઇનસાફ કરવામાં બનતી કોશિશો કરતા.

હવે તેઓને રાતદહાડો તેજ સર્વ શકિતમાનની શકિતનો વિચાર રહેતો, અને એ વાતનો પણ (નિશ્ચય રાખતા ) કે તેજ રોજી પોંહચાડનાર અમારી હલકામાં હલકી જરૂરી વસ્તુનો પૂરો પાડનાર છે. દરેક કુદરતી બક્ષિસ, જિંદગીની સાથે સંબંધ ધરાવતા દરેક કામમાં, પોતાના ઘરના અને ઘર બહારના દરેક બનાવ અને તેના ફેરફારમાં, તેનાજ ખોદાઈ હાથને જોતા, અને સૌથી વધારે આ નવી રૂહાની હાલત (ઇસલામ)-માં તેઓ આનંદિ અને તેની હમ્દ કરનારા રહી-તેને ખોદાપાકની ખાસ મેહેરબાનીની નિશાની માનતા, અને પોતાના શેહેરના તે આંધળાઓ કે જેઓને ઇસલામી અજવાળું દેખાતું નહતું તેઓના આવાં કુફરને ખોદાની મોકરર કીધેલી નુકશાનીનો નમૂનો ગણુતા. (હઝરત) મોહંમદ કે જેઓને તેઓ પોતાની સઘળી ઉમેદોતું મૂળ ગણુતા તેઓને પોતાને નવી તરેહથી સજીવન કરનારા ગણુતા, અને તેઓ (સલ) ની એવી તો પૂરેપૂરી રીતે તાબેદારી કરતા કે જે તેઓના મહાન દરજ્જાને લાયક હતી. આવી ટુંક મુદતમાં મકકા શેહેર આ નવાઇ જેવી અસરને લીધે બે ભાગોમાં વહેંચાઇ ગયું હતું. એટલે ત્યાંના રહે-વાશીઓ ન્યાતી જાતિની દરકાર રાખ્યા વગર એક બીજાની દુશમની અને કતલની તૈયારીમાં લાગી ગયાં હતાં. મુસલમાનો (સહાબાઓ) એ ઇજાઓને ઘણીજ ધીરજની સાથે ખમી. અને અગરજો

એમ ખમવામાં કોઈ ખાસ હેતુ હોય તોપણ આવી મોટી હિંમતથી ઇજાઓ વેઠવાને માટે તેઓ બેશક એ વાતને લાયક છે કે તેઓની તારીફો થાય.

એકસો પુરૂષ અને સ્ત્રીઓએ પોતાનાં ઘરબાર છોડી દીધાં પણ તેઓના પ્યારા ઇમાનના તરફથી તેઓએ પોતાનાં મ્હોં ફેરવ્યાં નહીં. અને જ્યાં સુધી એ તકરારોનો અંત નહીં આવે ત્યાંસુધી તેઓ હબશ (આફ્રિકા) તરફ હિજરત કરીને ચાલ્યાં ગયાં. ત્યારપછી એથી પણ મોટી સંખ્યામાં જેઓમાં પોતે (હઝરત) નબી (સલ.) પણ શામેલ હતા, લોકો પોતાના વહાલા શેહેર અને પાક કઅબાને છોડી કે જે તેઓની નજરમાં આખી દુન્યામાં સૌથી પવિત્ર જગ્યા હતી, મદીના તરફ હિજરત કરી ગયા. અને અહિં (મદીનામાં) પણ માત્ર બે ત્રણ વર્ષમાંજ તે જાદૂઈ અસરે એક એવી ન્રાત તેઓને માટે તૈયાર કરી દીધી કે જેઓ નબી (સલ) અને મુસલમાનોના પક્ષપર રહી પોતાની જાન ઓવારવાને તૈયાર થઇ ગયા.”

ખ્રિસ્તિઓના મહા વિદ્વાન ગૉડ ફ્રી હિગ્ગિંસ સાહેબ પોતાની પ્રખ્યાત કિતાબ **એપૉલોજી ફૉર મોહંમદ**માં લખે છે કે “અગરજે મોહં-મદ (સલ.) અને ઇસુ ખ્રિસ્તના જીવન ચરિત્રમાં શરૂઆતની હાલતો કંઇ એવી છે કે તેઓ અજા-યબ રીતે એક બીજાને મળતી આવે છે પણ તેમાંની ઘણી ખરી તો એવી છે કે જેમાં તદન જુદાપણું છે. દાખલા તરીકે ઈસુ ખ્રિસ્તના પહેલા બાર શિષ્યો (હવ્વારીઓ)ને હલકી પંકિતના અને અભણ માનવામાં આવ્યા છે. તેને વિરૂદ્ધ મોહંમદ (સલ.) ના પહેલા તાબેદારોમાં એક ગુલામ સિવાય સઘળાઓ ઘણા માનવંતા હતા. અને જ્યારે તેઓ ઇસલામી લશકરોના સરદારો બન્યા તે જમાનામાં તેઓએ જે કામો કીધાં તેઓપરથી સાબિત થાય છે કે તેઓમાં દરેક સદગુણ પહેલા નંબરનું હતું, અને ઘણું કરીને તેઓ એવા નહતા કે જલ્દીથી ધોકામાં આવી જાય. ઇસુ ખ્રિસ્ત (અલ) ના પહેલા તાબેદારોને તેઓની નીચ પંકિતને લીધે સર મોશિઅમ સાહેબ, ઇસાઈ દીનની ખુબી ગણે છે. પણ સાચું પૂછો તો મારે નાચારીએ માનવું પડે છે કે જો લૉક અને ન્યુટન જેવા વિદ્વાન લોકો ખ્રિસ્તિ ધર્મની શરૂઆતમાં સત્ય શોધકો હોત તો મને પણ તેવીજ પૂરેપુરી (ખ્રિસ્ત ધર્મની સત્યતાની) ખાત્રી થાત. ત્યારે એ ઉપરથી જણાય છે કે એકજ વસ્તુ જુદા જુદા માણસોને કેવી જુદી જુદી દેખાય છે.”

રૌમન એમ્પાયરના ઇતિહાસ લખનાર મહાન ઇતિહાસક (મોવરરિખ) મીસ્ટર ગિબ્બનથી કોણ અજાણ છે! તેઓ પોતાની તવારીખમાં લખે છે કે “(જનાબ નબી (સલ)ના પેહલા ચારે ખલીફાઓના સદાચર્ણો, સદગુણો, તેઓની ચાલ ચલગત એકજ સરખી, ચોકખી અને ધડો લેવા લાયકની હતી. તેઓની (સઘળી) કોશિશો ખરા દિલથી હતી. આવો મોટો કાબુ અને અમીરાઈ મેળવ્યા છતાં તેઓએ પોતાની જિંદગી સદગુણો અને ધર્મની ફરજો બજાવી લાવવામાં ગાળી. એજ લોકો મોહંમદ (સલ.)ની શરૂઆ-તના સોબતીઓ હતા, અને તેઓના પક્ષકાર, એ ખલીફાઓ તે વખતે બન્યા કે જે વખતે આપે (સલ) તલવાર પકડી હતી નહીં. એટલે એવા સમયમાં (તે ખલીફાઓ આપ (સલ.)ના તરફ-દાર રહયા) કે જે વખતે આપ (સલ)ને દરેક તરેહની ઇજાઓ આપવામાં આવતી. અને જેથી કરીને આપ (સલ) પોતાને બચાવી પોતાના શેહેરથી ચાલ્યા ગયા. તે (ખલીફા)ઓની સ-ચ્ચાઇ એના ઉપરથીજ સાબિત થાય છે કે તેઓએ (નોબોવવતના એવા) શરૂ વખતમાંજ પોતાનો (ખોટો) ધર્મ (ઇસલામી સાચા દીનની સાથે) બદલી કાઢયો. અને દુન્યાની આવી મોટી સલતનતો (રાજ્યો જેવાં કે રૂમ, ઇરાન, મિસર, શામ, આફ્રિકા અને હિંદુસ્તાનમાં સિંધની

સરહદ સુધી) ફતેહ કરવાથી તેઓની દરેક (ઉંચ) લાયકાતની શકિત જાહેર થાય છે.

"એવી હાલતમાં શું કોઈ પણ માણુસ એ વાતને માની શકે છે કે એવા (સર્વોત્તમ) માણુસોએ (સખતમાં સખત) જે દુઃખો સહન કીધાં, પોતાના વતનને છોડી પરદેશ વેઠવું કબૂલ રાખ્યું, અને જેટલા ખંતથી તે (નબી (સલ.) અને તેઓના દીન)ની તાબેદારી કીધી એ બધાં કામો તેઓએ એવા માણુસની ખાતર કીધાં કે જેમાં દરેક તરેહની બુરાઇયો (અને દુર્ગુણો) હોય ? અને તે એક એવા કાવત્રા અને ભારેમાં ભારે દગા ફટકાને માટે હોય કે જેનાથી તદન વિરૂદ્ધ તેઓને શીક્ષણ આપવામાં આવેલું હોય, અને તેઓની શરૂઆતની જિંદગીના ધર્મ ચુસ્તપણાને પણ વિરૂદ્ધ હોય? એ વાત તો કદી પણ માની શકાય તેવી નથી (કેમકે) એ (માણુસની) શકિતથી તદન બહારની વાત છે."

મુસલમાનોના એક મોટા ટોળાના આગેવાન અને જનાબે ઈમામે ગાયબ અલૈહિસ્સલામના દાઅી સાહેબ! આ ખ્રિસ્તિ વિદ્વાનના શબ્દો વિચારીને વાંચવા અથવા પોતાના મોસાહિબ પાસે બેચાર વાર વંચાવી તેનાપર આપની ફુરસદની વખતે ખાસ ધ્યાન આપવાની ઘણીજ નમ્રતાપૂર્વક અરજ ગુજારૂં છું કે મજકુર વિદ્વાન આપણા દીનનો દુશમન હોવા છતાં પોતાની ખ્રિસ્તિ કૌમને સહાબા (રદી.)ને માટે શો સવાલ પૂછી રહેલો છે? એ બિચારાને હાથે, ઇસ્લામી દીનના ખંડનમાં લખાયલી કોઇ ખ્રિસ્તીની કિતાબ, ચઢેલી દેખાય છે કે જેમાં જનાબ નબી (સલ) તેમજ આપના સહાબા (રદી.)ઓને માટે પોતાનો એજ વિચાર રચનારે દેખાડેલો હોવો જોઇએ કે એ સઘળાઓએ ફકત દુન્યાની દોલત અને હકૂમત મેળવવા ઇસલામી ધર્મને નામે એક ધતીંગ ઉભું કીધું હતું. ખરૂં જોતાં નહીં કોઇ નબી હતો અને નહીં કુઆર્ન નામે કોઈ આકાશી કિતાબ હતી.

અફસોસ છે કે આજે જો મી. ગિબ્બન હયાત હોત તો તેને શીઆ પંથની ત્રણ ચાર કિતાબે જરૂર હું મોકલાવતે અને લખતે કે મારા એ હિસ્ટોરિઅન સાહેબ! તમારા મજકુર ફકર ખ્રિસ્તિઓની આગળ રજુ કરો તે પેહેલાં અમારા ભાઇઓ શીઆ પંથવાળાઓમાં પ્રગટ કરશો તો અમો સુન્નીઓ આપનો ઘણોજ ઉપકાર માનશું કેમકે તમારા ખ્રિસ્તિ લેખકોએ જેમ જનાબ નબી (સલ) અને સહાબાએ કિરામ (રિદ) બધાઓને, કાવત્રાઓ અને દગાફટકા કરનારાઓના સરદાર ગણેલા છે, તેમજ મુસલમાનોના મજકુર એવા મોટા પંથવાળાઓનો તો એ ખુલ્લો અકીદો છે કે ત્રણ ચાર સિવાય બધા સહાબીયો (રદી) એવાજ દગા ફટકા અને કાવત્રાની ઇચ્છાથી જાહેરમાં મુસલમાન થયા હતા. ફરક માત્ર એટલોજ છે કે અહલે બૈત અને ઇમામો પર કોઇ ડાઘો નહીં આવે એટલા માટે તેઓ નબી (સલ)ને સહાબાઓથી જુદા પાડે છે; નહીંતો આપ (સલ)ની ઝાતે મુબારક પણ તેઓના જાહેર હુમલાથી બચી શકતી નથી. તેનું મુખ્ય કારણ એજ છે કે જે આગેવાનની સોબતમાં રહેવાને લીધે અને તેના ધર્મ શિક્ષણોને લીધે જે કોઇ ધર્મ આગેવાનના તાબેદારોપર, તે પણ સો બસો પર નહીં હજાર દશ હજાર પર નહીં પણ દશ પંદર સાહેઓને છોડી ચાર લાખ માણુસોપર, એકજ વખતે એકજ તરેહનાં દુર્ગુણોની અસર એક સરખી રીતે જાહેર થાય, તો આખી દુન્યામાં એ વાત એકમતે મનાયલી છે, કે તે અસર ખરૂં જોતાં પોતે તેજ ધર્મના મહાન આગેવાનની અને તેનીજ સોબતથી તેના તાબેદારોમાં પેદા થયલી ગણાશે. તે ધર્મના આગેવાનની જીંદગી પૂરી થયા પછી તેના તાબેદારોમાં નવી પેદા થયલી કદી પણ ગણાઇ શકતી નથી. જેને માટે ઇસુ (અલ)-ના શિષ્યોનો દાખલો પુરતી દલીલ છે. જનાબ દાઅી સાહેબ! મજકુર વિદ્વાનના મજકુર સવાલને આજે કોઈ પરધર્મી જો નવે સરથી ઉઠાવે

તો તેનો શો જવાબ દેવાય ? કેવો અઘરો સવાલ છે ! બેશક એવા મહાન બેગરજુ લોકોનેજ જો દીનથી ફરી ગયલા ખોટા જૂઠા અને દુન્યાના લોભને માટે ઇસલામી ડોળ ઘાલનારા મનાય તો પછી કોઇની સચ્ચાઇ અને ખરાપણું સાબિત કરવાને આખી દુન્યામાં કોઇપણ માણુસને એક પણ દલીલ મળી આવશે નહીં. અને તેથી કરીને પોતે શીઆપંથ પોતાના બુઝુર્ગોની સચ્ચાઇ માટે કયાંથી દલીલ લાવશે તે જણાતું નથી. કેમકે ઇમામો અને અહલે બૈતના દુશમનો જેઓને સુંનત જમાત તેમજ શીઆ પંથ, બંને ખાર્જીઓ કહીને પોકારે છે તેઓ પણ એજ કહે છે કે સઘળા ઇમામોએ અને અહલે બૈતે (નઉઝો બિલ્લાહ) ઇમાન અને ઇસ્લામ માત્ર દુન્યાના લોભને માટે કબુલ રાખેલું. શીઆ પંથવાળા મજકુર વિદ્વાનના પૂછેલા મજકુર સવાલ સિવાય જયારે બીજો કોઇ એનાથી સારો સવાલ તેઓને પૂછી શકતા નથી ત્યારે એજ સવાલ જો સહાબા (રદી)ના તરફથી કોઇ સુન્ની, શીઆ પંથ આગળ રજુ કરે તો તેને લાજવાબ કેમ નહીં કબુલ રાખવામાં આવે ? કેવા અફસોસની વાત છે ! કે એક પરધર્મી તો કોઇ પણ માણુસને હાથે આવાં કામો થવાં અશકય અને અસંભવિત માને, પણ તેજ કામો સહાબા (રદી)ને હાથે થયલાં શીઆ પંથવાળા મુસલમાન અને મોમિન હોવાનો દાવો રાખી, સાચાં ગણી, તેવી વાતોપર પોતાનું આકીન રાખી, તે આકીનને પોતાના પંથનો મહાન અકીદો ગણી, તેનાથી વિરૂદ્ધ અકીદો રાખનારાઓને કાફિર જાણે અને માને !

મજકુર વિદ્વાન તેજ કિતાબમાં હઝરાત સહાબા (રદી)ની સાથે હઝરત જનાબ ઇસા (અલ)ના હવ્વારીઓને સરખાવતાં લખે છે કે ' ખ્રિસ્તિઓ જોઇએ કે એ વાતને યાદ રાખે અને તેમાંજ તેઓનું ભલું છે તે એ છે કે મોહંમદ (સલ)ના ધર્મી કાયદાઓએ આપ (સલ)-ના તાબેદારોમાં ધર્મનો એવો તો નિશો પેદા કરી દીધો હતો કે જે કેફ ન ઇસુ ખ્રિસ્ત (અલ)ના શરૂઆતના તાબેદારોમાં શોધવું ફોકટ છે. અને આપ (સલ)નું દીન એટલી બધી જલદીથી ફેલાયો કે જેનો દાખલો ખ્રિસ્તિ ધર્મમાં તો નથીજ. એટલે અર્ધા સૈકાથી પણ ઓછી મુદતમાં ઇસલામીઓએ ઘણાંજ જોરાવર અને આબાદ રાજયોપર ફતેહ મેળવી જયારે ઇસુ ખ્રિસ્ત (અલ)ને શૂળી તરફ લઇ ગયા ત્યારે તેઓના તાબેદારો આપને (દુશમનો) અને મોતના હાથમાં છોડી ન્હાસી ગયા. ધારી લો. કે તેઓની સંભાળ લેવાની તે તાબેદારોને મનાઇ કરવામાં આવી હતી. તો તેઓને જોઇતું હતું કે તેને દિલાસો આપવા તેની સાથે તો રેહતે, અને સહનશીળતા રાખી તેઓના અને પોતાના ઇજા આપનારાઓને ધમકી તો આપતે. પણ એથી વિરૂદ્ધ મોહંમદ (સલ.)ના તાબેદારો, જયારે આપ (સલ.)પર જુંલમ ગુજારવામાં આવ્યો ત્યારે આપ (સલ)ને ઘેરી આપ (સલ)ની સાથે રહયા, આપ (સલ.)ની રક્ષા કરવામાં પોતાની જાનોને મોટા સંકટોમાં નાંખી અને આપ (સલ.)ને આપના સઘળા દુશમનોપર (પૂરેપૂરા) ફતેહમંદ કરી દીધા "

મતલબ શી જાહેર થઇ ? એજ કે હઝરત ઇસા (અલ.)ના સહાબીયો કરતાં આપ (સલ.)-ના સહાબા (રદી.) મનના વધારે દૃઢ, વધારે પાકા ઇમાનવાળા, ખરા દિલથી આપની મદદ કરવામાં વધારે મજબુત, અને પોતાની જાનો (આપપરથી) ઓવારવાને વધારે તૈયાર હતા. એક ખ્રિસ્તિ વિદ્વાન પોતાના નબીના સહાબીયોને હઝરત નબી (સલ)ના સહાબા (રદી.)ના કરતાં દરેક વાતમાં પાછળ માનવાને પોતાની ખ્રિસ્તિ કોમને શીખામણ આપે કેમકે ઇનસાફની રૂએ એમજ કરવું જોઇએ. અદલ ઇનસાફના આવા જાહેર દાખલાને ધ્યાનમાં લઇ શીઆ પંથના આગેવાનોને અને ખાસ કરીને

જનાબ દાઅી સાહેબને ઈનસાફ હાથે ધરી શું કરવું ઘટે છે તે તેઓ પોતે વિચારી લેશે મારે લખવાની જરૂર નથી.

બીજા ખ્રિસ્તિ વિદ્વાન **સર વિલ્યમ મ્યોર** સાહેબ તેજ કિતાબ **લાઇફ ઑફ મોહંમદ**માં મજકુર સરખામણી એવી રીતે કરે છે કે "જ્યાં સુધી સરખામણી કરવી થઇ શકે છે તે જમાના સુધી તો ઇજાઓ ખમવામાં અને આ દુન્યાની લાલચોને કબુલ નહીં રાખવામાં બંને (એટલે હઝરત મોહંમદ (સલ) અને હઝરત ઇસા (અલ) સરખા છે. પણ મોહંમદ (સલ.)ના તેર વર્ષના સંભાપણોએ, ઇસુ ખ્રિસ્તની આખી જિંદગી (ની કોશિશો)ના મોકાબલામાં એવો તો ફેરફાર ઉભો કરી દીધો કે જોનારાઓની નજરમાં તે ઘણોજ મોટો દેખાય છે. ઇસુ ખ્રિસ્ત (અલ)ના તાબેદારો તો સંકટનો જરા પડછાયો જોતાંજ ન્હાસી ગયા. અને જે પાનસો માણુસોએ અમારા **લાર્ડ જીસસ ક્રાઇસ્ટ**ને જોયા હતા, અને જેઓના દિલો પર તેઓના શીક્ષણોની ગમે તેવી સારી અસર થઇ ચુકી હતી, તે બધાઓપર જાહેરમાં તો (પોતાના નબી માટે પ્રીતિ જાહેર કરનારી કોઇ અસર તે (સંકટ)ની વખતે (જરાએ) દેખાઇ નહીં. તેઓમાંના એક પણ પોતાની રાજી ખુશીથી (પોતાના નબીને માટે) પોતાનું ઘરબાર છોડયું નહીં, અને મુસલમાનો (એટલે સહાબાઓ રદી.)ની પેઠે સેંકડોની ગણુત્રીમાં કોઇ પોતાના નબી સાથે પરદેશ ગયાં નહીં, અને નહીં તેવા ઉત્સાહની ઇચ્છાઓ કોઇએ જાહેર કીધી કે જેવી એક પારકા શેહેર મદિનાના નવા મુસલમાનો (એટલે અનસારો)એ પોતાનું લોહી વહેવડાવીને પોતાના નબી (સલ.)નો બચાવ કરવામાં દેખાડી."

**પેહલા ખલીફા સાહેબને માટે પરધર્મીઓના વિચારો.**

પરધર્મીઓના મજકુર વિચારો તો સઘળા સહાબા (રદી.)ને માટે હતા, હવે ખાસ જનાબ **અબુબકર સિદ્દીકે** અકબર (રદી.) પહેલા ખલીફા સાહેબને માટે મજકુર વિદ્વાન પોતાની પ્રખ્યાત કિતાબ **ધી અર્લી ખલીફ્ટ**માં વિસ્તાર સાથે જે તારીફો કરે છે તેમાંના કેટલાએક જુદા જુદા ફકરા અહીં ટાંકું છું:— "અબુબકર (રદી.)ની ઉમ્મર આખર થઇ ત્યાં સુધી તેઓના મન અને ભેજાની પવિત્રતા અને શકિત બગડવા પામીજ નહીં." આ ફકરો ધ્યાન દેવા લાયક છે કે મરી ગયા ત્યાં સુધી આપનું દિલ અને ભેજું ઇમાનના નુરથી ભરપુર હોવાથી પાક હતું એમ એક બેદીન કબુલ રાખે છે. તેના મોકાબલામાં શીઆપંથ શો અકીદો રાખે છે તે ઉપર હું લખી આવ્યો. લખતાં મને વિચાર પેદા થાય છે કે ઓ મારા પરવરદેગાર! મારા પ્રીય વાંચકો, સહાબાને માટે કાફિરોનાં એવાં વચનો જોઇ, ઇસલામનો દાવો કરનાર એક મોટો ફિર્કો તેઓને માટે શો અકીદો રાખે છે તે બાંચી, બંનેમાં કોને સારા ગણુશે? તારી આ કેવી મહિમા!

પછી તે લખે છે "આપ મરવા પડયા તે વખતે આપે (હઝરત) ઉમરને પાસે બોલાવી એક લાંબી શીખામણ આપી, અને કહયું કે સખત શબ્દોની સાથે હંમેશ નર્માશને મેળવેલી રાખજે...આપના છેલ્લા શબ્દો એ હતા કે ઓ અલ્લાહ! એવું કરજે કે હું સાચો મોમિન થઇને મરણ પામું. ઓ અલ્લાહ! જે લોકોને તેં તારી બરકત આપી છે તેઓના ટોળામાં તું મને ઉઠાડ. આપે બે વર્ષ અને ત્રણ મહિના ખિલાફત કરી તા૦ ૨૨મી આગસ્ટ ઇ૦ સ૦ ૬૩૪માં મરણ પામ્યા......જે સહાબીઓએ (જનાબ) રસુલ (સલ.)ના (મોબારક) જનાઝાને ઉઠાવેલો તેઓએજ આપનો જનાઝો ઉઠાવી જે જગ્યાએ રસુલ (સલ) આરામ ફરમાવે છે ત્યાંજ આપ (સલ.)ના ખભા મોબારકની પાસે તેઓનું

માથું મુકી દફન કીધા......આપનું ઘર ખજૂરીના ઝાડના લાકડાંથી ચોમેર છવાયલું સાદું હતું......જેમાં આપે પોતાની જિંદગી ઘણીજ સાદાઇથી ગાળી. પોતાની બકરીઓને માટે આપ પોતે (જંગલથી) ચારો લાવતા, અને તેઓનું દુધ પોતે દોહતા......ઇસલામની ત્રીજોરી તે વખતે એવી તો સાદી હતી કે તેને માટે પેહરો રાખવાની અને હિસાબના ચોપડાં રાખવાની જરૂર પડતી નહીં. રાજ્યની સઘળી આમદાની અને ખંડણીઓ ગરીબોને વહેંચી દેવામાં અથવા લડાઇના હથિયારો ખરીદવામાં વપરાઇ જતી. લડાઈઓમાં મળેલાં ધન ગમે ત્યાંથી આવેલાં હોય, તે આવે કે તરતજ બીજે દહાડે વહેંચી નાંખવામાં આવતાં એ વહેંચવામાં સૌને સરખો ભાગ આપવામાં આવતો. નવો મુસલમાન હોય કે જુનો, પુરૂષ હોય કે સ્ત્રી, ગુલામ હોય કે માલિક, સૌના હક સરખા ગણાતા. બૈયતુલમાલ પર દરેક ઈમાન લાવેલા અરબનો સરખો દાવો હતો. જ્યારે કોઇ કેહતું કે હું સૌથી પેહલાં ઇસલામ લાવ્યો છું તેથી હું બીજાઓ કરતાં ઉંચા દરજ્જાનો છું મને વધારે ભાગ મળવો જોઇએ; ત્યારે આપ ફરમાવતા કે એ અલ્લાહનું કામ છે. જે લોકો ઉંચા દરજ્જાના હોય તેઓને આખેરતમાં ખોદા પાકજ મોટો બદલો આપશે, આ વહેંચણી તો માત્ર આ દુન્યાની સાથે સંબંધ રાખે છે. આપની વફાત પછી (હઝરત) ઉમરે ત્રિજોરી ઉઘડાવી જોઇ તો તેમાંથી ફક્ત એક દીનાર (દસ રૂ૦ની કિંમતનો સિક્કો) મળી આવ્યો. અને તેપણ થેલીઓમાંથી બહાર પડી ગયલો હોઇ રહી ગયલો જણાતો.

" બૈતુલમાલ ( એટલે ઇસલામી બાદશાહી ખજાના)માંથી પોતાના ખરચખુટા જેટલું આપે જે કંઇ (આખી ઉમ્મરમાં) લીધું હતું તેને માટે પણ આપના પવિત્ર દિલને ઠીક નહીં લાગ્યું કે તે આપના વપરાશમાં લેવું યોગ્ય હોય, તેથી કરીને મરતી વખતે આપે હુકમ ફરમાવ્યો કે મારી મિલકતમાં જેટલી જમીન હોય તેને વેચી કાઢી, જેટલી કિંમત વસુલ મળે તેમાંથી, જેટલી રકમ મેં બૈતુલમાલમાંથી લીધી હોય, તે પાછી મારા તરફથી તેમાં દાખલ કરી દેવામાં આવે. આપ એવાતો સબર કરનારા અને નરમ સ્વભાવના હતા કે જેઓ માટે (હઝરત) ઉમર (રદી) ફરમાવતા કે આપ સિવાય બીજો કોઇ પણ માણસ એવો દેખાતો નથી કે જેને માટે લોકો પોતાની જાનોને રાજીખુશીથી ઓવારી નાંખે. આપનું દિલ એટલું તો કોમળ હતું કે લોકોએ આપને "ટાઢો શ્વાસ લેનાર"નો એલકાબ આપ્યો હતો......આપથી કોઇ પણ વખતે કોઇ પણ ઘાતકી પણાનું કામ જાહેર થયું નહીં...... આપની જિંદગી તદન (હઝરત) મોહંમદ (સલ)-ના જેવીજ સાદી અને જે કંઇ મળે તેનાપર સંતોષ કરનારી હતી......રાતના ઘણું કરીને તેઓ ગરીબો અને દુઃખી લોકોની ફર્યાદ સાંભળવા અને તેઓની ઇચ્છાઓ પરીપુર્ણ કરવા (શહેરમાં) એખલા ફરવા નીકળી જતા. (આપની ખિલાફતમાં રૈયતમાં સમાધાનીની એવી હાલત હતી કે ) આખા વર્ષમાં ભાગ્યેજ આપની કોર્ટમાં બે મુકદદમા દાખલ થતા......આપની ખિલાફતમાં ઈનસાફનું કામ (હઝરત) ઉમરને, આખા રાજયનું લખવાનું કામ (જનાબ) અલીયે મુર્તઝાને અથવા (હઝરત) ઝૈદને અથવા (હઝરત) ઉસમાનને વારાફરતી સોંપાતું. રાજયના ઉપરીઓની ચુંટણી વખતે આપ કદી પણ કોઇનો પક્ષ (તરફદારી) કરતા નહતા-

આપના મનની દ્રઢતામાં જરાએ કમી હતી નહીં......અને તેનું મુખ્ય કારણ આપનું તે ઇમાન હતું કે જે આપ (હઝરત) મોહંમદ (સલ)-પર રાખતા હતા......હંમેશ એ વાતનો આપનો પુખ્ત વિચાર રેહતો કે દરેક કામમાં (હઝરત) મોહંમદ (સલ)નો શો હુકમ છે, અને આ કામને

પ્રસંગે જો આપ (સલ) મોજૂદ હોત તો આપ (સલ) શું કરતે ? એ સવાલોનો જે જવાબ મળતો તેનાથી એક ઇંચ પણ આપ, તે કામમાં વધઘટ કરતા નહતા......રસૂલ ( સલ ) પછી કોઇ પણ એવો (ખલીફા) થયો નહીં કે ઇસલામા ધર્મને આપના કરતાં વધારે તેનો ઉપકાર માનવો જોઇએ......જો ( હઝરત ) મોહંમદ (સલ)ને, પોતાને માટે ખોટા અને જૂઠા હોવાનો આકીન હોત તો તેઓ (સલ) કદી પણ એવા (એટલે હઝરત અબાબકર સિદ્દીક જેવા સાચા) માણસને પોતાનો મિત્ર અને તાબેદાર બનાવતે નહીં, કેમકે તે ( હઝરત અબુબકર ( રદી. ) અક્કલવાલા અને સમજુ હતા એટલુંજ નહીં પણ સાદા સ્વભાવ અને ચોખ્ખા મનવાળા પણ હતા. તેઓને કદી કોઇપણ તરેહની મોટાઈ ગમતી ન હતી. તેઓ સ્વતંત્ર અને બાદશાહી સત્તા ધરાવનારા હતા છતાં તેઓએ પોતાની બધી સત્તાને ઇસલામ અને ઇસલામીઓની સુખશાંતી અને ભલાઇને માટેજ વાપરી. તેઓ એવા તો દાના હતા કે કદી કોઇના ધોકામાં આવતા ન હતા, અને પોતે એવા પ્રમાણુક હતા કે બીજા કોઈની સાથે ધોકો અને દગાફટકો કરી શકતા ન હતા."

## બીજા ખલીફા સાહેબ (રદી.)ને માટે પરધર્મીઓના વિચારો.

હઝરત અમીરૂલ મોમિનીન ઉમરૂલ ફારૂક (રદી.)ને માટે મજકુર વિદ્વાન લખે છે " તારીખ ૨૬મી ઝિલહજ્જ સને ૨૩ હિજરીએ (હઝરત) ઉમરે (રદી) સાડા દસ વર્ષ ખિલાફતની પદ્ધિ ભોગવી મરણ પામ્યા......રસુલુલ્લાહ ( સલ. ) પછી ઈસલામી ધર્મ ( ને ફાયદો પોંહચાડવામાં) સૌથી મોટા દરજ્જાના માણસ ( હઝરત ) ઉમર હતા.......આપના મરણ વખતે આપ એક મહાન શહનશાહતના ખલીફા હતા જે ઈરાન, ઇજિપ્ટ, સીરીયા અને ઍઝિનટાઇન (ઇસ્તંબોલ)ના ઘણાજ ફળદ્રુપ અને રળિયામણી જગ્યાઓપર ફેલાયલી હતી......" અરબના સરદાર " વાળા સાધારણ એલકાબ સિવાય બીજો કોઈ લકબ પોતાને માટે આપે ધારણ કર્યો નહીં. ઘણા આઘા દેશોથી લોકો આવી મસીદમાં ચારે તરફ નજર નાંખી માણસોને પૂછતા કે ખલીફા સાહેબ કયાં છે ? અગરજો આપ પોતાનાં સાદાં લૂગડાં પેહેરેલા તેઓની સામે બેઠેલા રેહતા......સાદું ગુજરાન અને પોતાને માથે બજાવી લાવવાની ધાર્મિક ફરજો એ બહૂજ મોટા આપના હેતૂઓ હતા...... અદલ ઈન્સાફ તેઓમાં જોઇએ તે કરતાં વધારે હતો. આપથી કોઇ પણ જુલમ કે બેઇનસાફીનું કોઇ કામ, કોઇ પણ વખતે થયું હોય એવો કોઇ પણ દાખલો મળી આવતો નથી.*

લશકરના સરદારો અને સૂબાના ગવર્નરોની ચુંટણી જરાપણ રાખરખાવટ વગર આપ કરતા. બાદશાહતની જુદી જુદી કોમો, અને જુદા જુદા હકો માંગનારાં જુદાં જુદાં ટોળાં, આપની કૌવત અને આપના પ્રમાણિકપણાપર સંપુર્ણ ભરોસો રાખતાં, અને

* મેહેરબાન હિસ્ટોરીઅન સાહેબો ! આપની અજ્ઞાનતા (બેખબરી) પર મને ઘણોજ અફસોસ થાય છે. જો આપે અમારા ઈસલામી ધર્મના મહાન શીઆ પંથની હદીસોની ઘણીજ માતબર કિતાબો વાંચી હોત તો આપને એક તો શું પણ, કલકત્તામાં છપાયલી, શીઆઓના મુજતહિદ સૈયદ દિલદાર અલી સાહેબ લખનવીની " સવારીમ " નામની પ્રખ્યાત કિતાબના પાના ૪થામાં લખ્યા મુજબ, એક હજાર હદીસો એવી મળી આવતે કે જેમાં મજકૂર ખલીફાઓ અને બીજા સહાબાઓ (રદી.)ના જુલ્મો અને બેઈનસાફીઓનું એક મોટું દફતર તમારે નજરે પડતે અને એવા ફકરાઓ લખવાની તમારી હિંમત ચાલતે નહીં.

આપના મજબુત બાજુઓએ (ખોદાઈ) કાનૂનો (કુર્આન અને હદીસ)ના હુકમોને અને રાજ્યને દ્રઢરીતે સંભાળી રાખ્યાં......સહાબાઓ (રદી.)માં જેઓ ઘણાજ મોટા દરજ્જાના હતા તેઓને આપે આપની સાથે મદીનામાંજ રાખ્યા, એનું મોટું એક કારણ તો એ હતું કે સારી સલાહ આપી ખિલાફત ચલાવવામાં તેઓ આપની મદદ કરે. અને તેનું બીજું કારણ આપ પોતે એ ફરમાવતા કે "હું નથી ચાહતો કે આવા મહાન લોકોને મારાથી ઉતરતો દરજ્જો આપી તેઓના ઉંચ દરજ્જાઓને કંઇ પણ ઘટાડી નાંખું......આપનું દિલ ઘણુંજ દયાળુ હતું, અને આપની દયા અને સબરના દાખલા અગણિત વર્ણવેલા છે. દાખલા તરીકે વિધવાઓ અને અનાથ બાળકો (યતીમો)-ની ઇચ્છાઓ પૂરી પાડવી (વિગેરે)." હું ઉમેદ રાખું છું કે ખિલાફત છીનવી લેવાનો, દુન્યામાં ધન, દોલત મેળવવાનો, **અહલેબૈત** અને હઝરત **અલી** (રદી)ને સખતમાં સખત ઇજાઓ દેવાનો, હઝરત **અલી** અને ઇમામોના હક છીનવી લેવાનો, ફદકનો બગીચો જે હઝરત ફાતેમા (રદી)નો હક હતો તે પચાવી પડવાનો, ઘાતકીમાં ઘાતકી અને ઘણાજ જુલમી હોવાનો, લોભને ખાતર જાહે-રમાં મુસલમાન બની અંદરખાને કાફિર હોવાનો, પોતાને અને પોતાની ઓલાદને માટે ખિલાફત પચાવી પડવાનો, **અહલેબૈત**ને લૂટી લેવાનો, કુર્આ-નને બદલી કાઢવાનો, દીનથી ફરી જવાનો, બેદીન થઇને મરવાનો વિગેરે જેટલા આરોપો ત્રણે ખલીફાઓ (રદી) અને બાકીના બધા સહાબાપર મૂકાયા હતા, મૂકાય છે અને મૂકાશે તેવો એક પણ આરોપ બંને ઇનસાફી વિદ્વા-નોએ એવો છોડયો નથી કે જેનો જવાબ ઉપલા ફકરાઓમાં તેઓએ દીધો નહીં હોય. મજકુર આરોપોની રિવાયતો શીઆ પંથમાં વર્ણાયા મુજબ જો ખરી ગણાય તો સવાલ એ પેદા થાય છે કે હઝરત **અબુબકર**, ઉમર અને ઉસ-માન (રદી)ની ખિલાફતોમાં સૌથી પહેલાં ઇસ-લામી હુમલા ખ્રિસ્તિઓના દેશો પરજ થયા હતા અને તેથી કરીને ખ્રિસ્તિઓના સૌથી કટ્ટા શત્રુ એ ત્રણ સાહેબોજ ગણાવા જોઇએ, છતાં એવા કટ્ટા શત્રુઓની આવી બુરાઇઓ, જુલમો અને દુર્ગુણોની, એટલુંજ નહીં પણ કટ્ટા કાફિર હોવાની રિવાયતો પ્રખ્યાત મોજૂદ હોવા છતાં આજ સુધી ઇસલામનો કોઇ પણ શત્રુ તેને અડકવાને પણ ઇચ્છે નહીં એનું કોઇ જાહેર કારણ નક્કી હોવુંજ જોઇએ પરધર્મોની શોધખોળ કરનારા યુરોપના વિદ્વાનોથી, હઝરત ઇમામે ગાયબ (અલ)ના કુર્આનની પેઠે, શીયાપંથની મજકુર રિવાયતોવાળી કીતાબો સંતાયલી રહે, એ કદી પણ બની શકે એમ નથી.

ઘણાજ હાલના જમાનાના ફ્રાન્સની રાજ-ધાની, પેરિસના જગત જાણીતા ડાકટર **મોસ્યુ લીબાન** પોતાની નામાંકિત કિતાબ **સીવીલિઝેશન ડી એરબ્સ**માં લખે છે કે "ઇ. સ. ૬૩૨માં નબી સાહેબ (સલ)ની વફાત થઈ તે વખતે રિસાલતનું કામ પૂરૂં ફેલાયું નહોતું અને તરેહતરેહનાં જોખમો અને બીકો એવાં હતાં કે રિસાલત મજકુર હંમેશાને માટે નક્કી મટી જશે. દેશમાં જે સંપનો પાયો આપે (સલ) નાંખ્યો હતો તે માત્ર એક ધર્મ હોવાને લીધે હતો જે સંપ આપ (સલ)ના ગુજરી જવાથી તૂટી જવાની બીક હતી. અરબોએ એક એવા રસૂલ (સલ)ની તાબેદારી કીધી હતી કે જે રસૂલ બેશક ખોદાના તરફથીજ, સાચા ધર્મનો માર્ગ તેઓને દેખાડવા આવ્યા હતા. પણ એ વાત કંઇ જરૂરની હતી નહીં કે તે રસૂલ (સલ) પછી કોઇ ખલીફો તેઓની જગ્યાએ બિરાજે...... તેઓ (એટલે અરબ લોકો) એ વાતપર રાજી નહીં હતા કે પોતે પેગંબર સાહેબે જે ખલીફા-ઓનું બયાન કદી કીધું નહીં, જેઓને પોતાના ખલીફા તરીકે કદી આપે મોકરર કીધા નહીં

તેઓની તાબેદારી તેઓ કરે.* મતલબ એ કે આ નવા દીનની સામે ઘણી અડચણો આવીને ઉભી હતી. અને બેશક એ ખુબી નબી સાહેબ (સલ)ના સહાબાનીજ હતી કે તેઓ એવી અડચણોને દૂર કરી શકયા. ખિલાફતને માટે તેઓએ એવાજ (બાહોશ) લોકોની ચુંટણી કીધી કે જેઓનો હેતૂ માત્ર મોહંમદી દીનને ફેલાવવાનોજ હતો. અને ખરેખર ઇસલામી દીનના તાબેદારો કોઇપણ ખલીફાની તાબેદારી કરતા નહીંજ હતા; પણ તેઓ તો તે કાનુનોની તાબેદારી કરતા હતા કે જે કાનુનો તેઓ માટે આકાશપરથી ઉતારવામાં આવ્યા હતા, અને જેઓના આકાશી હોવામાં કોઇ પણ તરેહનો શક શુબેહ હતો નહીં.

ખોલફાએ રાશિદીન એટલે (હઝરત) અબુબકર (ઈ૦ સ૦ ૬૩૨થી–૩૪ સુધી (હઝરત) ઉમર (ઇ૦ સ૦ ૬૩૪થી–૪૪ સુધી (હઝરત) ઉસ્માન (ઇ૦ સ૦ ૬૪૪થી–૫૫ સુધી) અને (હઝરત) અલી (ઈ૦ સ૦ ૬૫૫થી ૬૬૦ સુધી) (રદી.) એ સઘળાઓ નબી સાહેબ (સલ.)ના સહાબીઓ હતા, અને તેઓમાં ખોદાના પેગંબર (સલ.)ની મજબુત જિંદગી અને સાદી ટેવો હતી, અને કોઇ પણ તરેહની અમીરાઇ કે શ્રીમંતાઈ હતી નહીં. (હઝરત) અબુબકરે (રદી.) પોતાના પછી ફકત ત્રણ વસ્તુઓ છોડી એક જોડ લુગડાં જે આપ પેહેરતા, એક ઉંટ જેનાપર આપ સવારી કરતા અને એક ગુલામ જે આપની ચાકરી કરતો. પોતાની આખી જિંદગીમાં દર રોજ પોતાના ખરચ માટે બૈતુલમાલથી પાંચ દિરમ (હાલના ચલણ મુજબ લગભગ એક રૂ૦ અને દસ આના) આપ ઉઠાવતા. (હઝરત) ઉમરને જોઇતું હતું કે ઇસલામી લશકરોએ મેળવેલી કીંમતી લુટમાં પોતાને માટે સારો ભાગ રાખતે પણ તેઓએ તેમ કીધું નહીં. તેઓની પાસે તો એક એવો જબ્બો હતો કે જેમાં ઘણાં થીગળાં દીધેલાં હતાં; અને રાતની વખતે બીજા ફકીરોની સાથે મસીદની સીઢીનાં પગથિયાં પર આપ સુઇ રેહતા હતા......મજકુર ખલીફાઓના જમાનામાં દરેકે દરેક માણસ સરખા દરજ્જાનો ગણાતો હતો અને બધાઓને માટે (કુર્આન અને હદીસનો) એકજ કાનુન હતો.

સૌથી પહેલા ખલીફા હઝરત અબૂબકર (રદી.) હતા......જ્યારે સઘળા સહાબીઓ (રદી.) આપની બૈઅત કરી ચુકયા ત્યારે (હઝરત) અબૂબકરે (રદી.) સૌને ઉદ્દેશીને કહ્યું "ઓ ભાઇઓ! મને તમારાપર સરદારી કરવાની ફરજ સોંપવામાં આવી છે. જો હું કોઇ સારૂં કામ કરૂં તો તેમાં મારી મદદ કરશો અને હું કંઇ ભુલચૂક કરૂં તો મને તેમ કરવા દેશો નહીં. જે માણસના હાથમાં આ (ખિલાફતની) સત્તા હોય તેને સાચી વાતની શિખામણ આપવી, ભકિત (ઇબાદત) છે. અને સાચી વાતને તેનાથી સંતાડવી ગુનો છે. મારી નજરમાં તાકાતવાળો અને કમજોર બંને સરખા છે. અને હું ચાહું છું કે જરાપણ પક્ષપાત (તરફદારી) કીધા વગર ઇનસાફ કરૂં. કોઇ પણ વખતે ખોદા અને રસુલ (સલ.)ના હોકમ વિરૂદ્ધ હું કંઇ પણ કામ કરૂં તો તેજ વખતથી મારી તાબેદારીના બંધાણથી તમે છુટા ગણાશો."

બીજા ખલીફા (હઝરત) ઉમર (રદી.) હતા જેઓની ખિલાફતમાં ઇસલામે ઘણા દેશોપર

*અરે ડાકટર સાહેબ! આપને મારફીઆની કંઈક અસર થયલી જણાય છે જેથી આપ તે સઘળી હદીસો ભુલી ગયલા દેખાઓ છો કે જેમાં શીઆ પંથની રીવાયતો મુજબ હઝરત અલી અને તેઓ પછી થયલા ઇમામો (અલ)ને જનાબ નબી (સલ)ના ખલીફા બિલાફસ્લ પોતે જનાબ નબી (સલ)એ નીમ્યા અને ફરમાવ્યા છે. શું સુન્નીઓની પેઠે તમે પણ એવી હદીસોને સાચી હદીસો નહીં ગણશો?

જીત મેળવી. (હઝરત) ઉમર (રદી.) જેટલા ારા (ખિલાફતનો) બંદોબસ્ત કરનારા હતા તેટલાજ પ્રવીણ સેનાધિપતિ પણ હતા. અને આપનો ઇનસાફ તો આખા જગતમાં મશહૂર છે.* ઇસલામી ઇતિહાસકો લખે છે કે જ્યારે આપ ખલીફા થયા ત્યારે આપે નીચે મુજબ ભાષણ આપ્યું "શ્રોતા જનો (સામેઇનો)! ધ્યાનપૂર્વક સાંભળશો કે જયાંસુધી માણુસ ધર્મના સાચા માર્ગપર હશે ત્યાંસુધી તમારામાંનો કમજોરમાં કમજોર માણુસ મારી નજરમાં સૌથી બળવાન છે. અને તમારામાંના સૌથી બળવાનને, માણુસોમાં, શકિત વગરનો હું ગણું છું કે જ્યારે તે અસત્ય (નાહક) પર હોય." ડૉકટર મજકૂરે કબૂલ રાખ્યું છે કે નબી (સલ.) પછી ખિલાફત અને ઇમામત કોને કોને આપવી એની નીમણુક પોતે નબી (સલ.)એ કીધી હતી નહીં. ખિલાફતને માટે દરેક ખલીફાને પોતે સહાબાઓએ ચુંટયા. અને ખિલાફતને દરેક ખલીફાએ લઇ માત્ર ઇસલામની ઉન્નતિ (બહેતરી) ચાહી દુન્યાનો કોઇ પણ ફાયદો પોતાને કે પોતાની ઓલાદ માટે ચાહયો નહીં. માત્ર એક સરદાર માથે રહે એટલાજ માટે ખલીફાઓને સહાબાઓએ ચુંટયા. તેને રાજા બનાવી તેની તાબેદારી કરવાને ખલીફાની ચુંટણી થયલી નહીં. દરેક ખલીફા પોતાના નબી (સલ.) ની ચાલચલગતનો નમૂનો હતો, દરેકમાં મોટાઈ કે અંહકારની બો પણ નહતી, દરેક ખલીફાએ તદન ફકીરીની હાલતમાં પોતાની ખિલાફતનો વખત પૂરો કરી પોતાની

* પણ શીઆપંથમાં ખાસ અહલેબૈતે રસૂલપર આપના જુલ્મો અને તે પણ કાફિરો નહીં સાંભળી શકે તેવાં જુલમો પ્રખ્યાત છે. વહાલા સૈયુદદીન સાહેબ! એથી તો જણાય છે કે આખા જગતે જુલમ ગુજરવાની જેટલી રિવાયતો શીઆ પંથમાં ત્રણે ખલીફાઓ (રદી.) માટે વર્ણાયલી છે તે સઘળી રિવાયતોને ખરી ગણી નથી. એનો શો બંદોબસ્ત કરવો?

પાછળ પોતાના વારસોને માટે કંઇ છોડયું નહીં. દુન્યાની દરેક લ્હેજત અને મોટાઈ તથા લોભથી તેઓ એટલે બધે વેગળે રહેતા કે જે ચીજો શરીઅત પ્રમાણે વાપરવી તેઓને પોતાને માટે જાયઝ હતી તે પણ વાપરતા નહતા. ખલીફાને માત્ર સરદારીનું માન બેશક આપવામાં આવતું પણ તે ઉપરાંત અદના આલા બધાના હકોની સાથે તેનો સરખોજ હક ગણાતો. કોઇ પણ બાબતનો હક બીજા મુસલમાનો કરતાં નહીં તે પોતે લઇ શકતો અને નહીં બીજાઓ તેને આપી શકતા. દરેક ખલીફો ઈનસાફનો ભંડાર હતો. સુંનત જમાતની રિવાયતો પણ તેઓ માટે એજ કહી રહેલી છે. અને એથી તો સાબિત થાય છે કે મજકુર વિદ્વાનને માત્ર સુન્નીઓના કિતાબો વાંચવાને મળી આવી, જે ઉપરથી તેણે આવું સુન્ની મતને અનુસરતુ લખાણુ પ્રગટ કીધું. જેને આ જમાનામાં એક અભણુ માણુસ પણ એટલાજ માટે માન્ય નહીં રાખશે કે શીઆપંથની કિતાબો છપાયલી દરેક મંગાવનારને મળી શકે છે, પછી ડૉકટર મજકુરને નહીં મળવાનું શું કારણ? અથવા તો એ વિદ્વાનોને શીઆપંથની રિવાયતો કંઇ એવા ધડા વગરની દેખાઇ કે તેનાપરથી કોઇ મત દર્શાવવાને તેઓ પોતાની બેવકૂફી જાહેર કરવી સમજતા હતા. મુસલમાનો! સુંન્ની ભાઇઓ અને શીઆ ભાઇઓ!! તમે ધબરાશો નહીં, એ મતભેદનુ કારણ મહાન હાજી સાહેબ પોતેજ થોડા વખતમાં પ્રગટ કરી એવી રિવાયતો માટે બંને પંથો સુલ્હે સંપથી ચાલી શકે એવી સમાધાની ઇ. અ. તઆલા કરી આપશે.

ખલીફાઓ (રદી.) કેવા નિર્લોભી અને દુન્યાની દરેક લ્હેજતને છોડી ફકીરી ગુજરાન કરનારા હતા તે માટે શીઆપંથના મોટા મોહક્કિક (સત્ય શોધક) અલ્લામએ જીલાની પોતાની નામીચી અને માતબર કિતાબ ફતહુસ સોઓલમાં ફર-

માવે છે કે "બીજું કારણ બૈઅત લેનારા (ત્રણે સાહેબો) સાથે સારા વિચાર રાખાવાનું લોકોને એ મળી આવ્યું, કે તેઓ પોતાની જાતને ધન-દોલતથી દૂર રાખતા અને દુન્યાની ચીજો વાપરવી, અગરજો તે જાયઝ ચીજો હોય, અને દુન્યાનો સણગાર અને તેનો લોભ, તેઓએ એકદમ તજી દીધાં હતાં. અને થોડાપર સંતોષ પામવો (કિનાઅત કરવી) અને લુખુંસુકું ખાવું અને જાડું પેહેરવું તેઓએ પોતાની ટેવ ઠેરવી હતી, એવી હાલતમાં કે જ્યારે દરેક તરેહના ધનદોલત તેઓને મળી ચુકયાં હતાં, અને દુન્યાની દરેક મોટાઇએ તો જાણે તેઓ તરફ પોતાનું મ્હોં કરી દીધું હતું પણ તેઓ તે સઘળી ધનદોલતને લોકોમાં વહેંચી દેતા અને પોતે તેમાંથી પોતાને માટે અથવા પોતાના વારસો માટે કંઈ પણ રાખતા નહતા. અને તેથીજ લોકોનાં દિલો તેઓએ હરણ કરી લીધાં, અને લોકો તેઓને ચાહવા લાગ્યા, અને તેઓને માટે સારા અભિપ્રાય રાખવા લાગ્યા. અને જે કોઇને પણ એ બાબતમાં કંઇ શંકા પેદા થતી અને તે જરા થોભી જતો, ત્યારે તે પોતેજ પોતાના મનમાં કહેતો કે જો તેઓએ પોતાની ખોટી ઇચ્છાઓ પૂરી પાડવા જનાબ પેગંબર સાહેબ (સલ.)ના ખુલ્લા હોકમનો અનાદર કીધો હોત, (અને હઝરત અલી (રદી.) નો ઇમામત તથા ખિલાફતનો હક છીનવી લઈ તે હકોનો ઇનકાર કીધો હોત), ત્યારે તેઓ દુન્યાદારોની પેઠે દુન્યાની લ્હેજતોમાં નક્કી લંપટ થયલા હોત, અને દુન્યાની આવી સારી લ્હેજતોને કેમ છોડતે? કે જેથી પોતાની આખેરત તો બગાડીજ હતી દુન્યાને પણ કેમ ખોતે? અને જે સાહેબો ઘણીજ સારી અકલવાલા હોંશિઆર હતા તેઓ દુન્યા અને આખેરત બંનેની નુકશાનીને કેમ કરીને કબુલ રાખતે, અને તેથી કરીને તેઓનાં (મજકુર) કામ સાચા છે, અને એવી રીતે તેઓના ખરાપણામાં કોઇને જરા પણ શંકા બાકી રહી નહીં. તેથીજ લોકોએ તેઓની ઇમામતને ખરાદિલથી માની લીધી અને તેઓના બધાં કામોથી પ્રસન્ન થયા." કેવી નવાઇની વાત છે! કે જે બાબતોપરથી સુંનત જમાત, યૂરોપના મહા વિદ્વાનો અને કાફિરોએ પણ પોતાની શંકાઓ દૂર કરી ત્રણે ખલીફાઓ (રદી) ને ખરા ખલીફા માનેલા, તેજ બાબતોને ધ્યાનમાં લઇ, તે ઉપર ઇનસાફથી વિચાર કરી, તેઓ માટે જેટલી શંકાઓ છે તેને દૂર કરી નાંખવાની શિખામણ, પોતે શીઆપંથવાળાઓને, કેવા આડકત્રા લખાણમાં મજકુર શીઆ વિદ્વાન સાહેબ આપી રહેલા છે, તે ધ્યાન આપવા લાયક લખાણ છે.

## અમીરૂલ મોમિનીન ચોથા ખલીફા હઝરત અલીયે મુર્તઝા રદિયલ્લાહો તઆલા અન્હો.

માત્ર ખોદા પાકની મેહેરબાનીથી જ્યારે અહીં સુધી મેં સઘળા સહાબા અને ખાસ કરીને ત્રણે ખલીફા (રદી)ની જોઇએ તે કરતાં વધારે મોટાઇઓ શીઆ પંથની ઘણીજ માતબર અને પ્રખ્યાત કિતાબોથી લખી, ત્યારે મને ઠીક ન લાગ્યું કે ચોથા ખલીફા (રદી.)ની બુઝુર્ગીઓથી મારી આ ચોપડી અભાગ્યી રહી જાય તેથી કરીને અત્રે શીઆપંથની ઘણીજ નામાંકિત બે ત્રણ કિતાબોથી આપ (રદી.)ની કરામતોની સીનરિઓ અને તેઓપરથી શો સાર નીકળે છે તે દેખાડું છું:—

**૧લી સીનરી.** અબુઝર (રદી.) રિવાયત કરે છે કે નબી (સલ)એ ફરમાવ્યું કે "અર્શની ચોમેર ફરતા નેવું હજાર ફિરિસ્તાઓ એવા છે કે જેઓ હઝરત અલી સિવાય બીજા કોઇની ઇબાદત કરતા નથી......જિબ્રીલ, મીકાઇલ અને ઈસરાફીલને નીમવામાં આવ્યા છે કે તેઓ હઝરત અલી સિવાય બીજા કોઇની તાબેદારી કરે નહીં. (બિહારૂલ અનવાર પાનું ૫૧૮).

**૨જી સીનરી.** અબુ જઅફરથી રિવાયત છે કે હઝરત **અલી** અલૈહિસ્સલામે ફરમાવ્યું કે હુંજ અલ્લાહનો મ્હોં, અને પડખું છું હુંજ **અવ્વલ** છું, હુંજ **આખિર** છું, હુંજ **જાહેર** છું, હુંજ **બાતિન** છું, હુંજ આખી પૃથ્વીનો વારેસ છું, હુંજ **સબીલુલ્લાહ** છું, (**બિહારૂલ અનવાર** પા. ૪૯૨).

**૩જી સીનરી.** હઝરતે **અબ્બાસ** (રદી)-થી જનાબ નબી (સલ.)ની હદીસ છે કે મેરાજની રાત્રે સાતમા આકાશપર જયારે આપ (સલ) પોહોંચ્યા અને ત્યાં સઘળા નબીયોને આપે નમાઝ પઢાવી. ત્યારે **જિબ્રીલે** (અલ.) તે સઘળા નબીયો (અલ.)થી પુછયું કે તમે સઘળાઓને પેગંબર બનાવીને દુન્યામાં શા માટે મોકલવામાં આવ્યા હતા અને આજે શા માટે પાછા સજીવન કરવામાં આવ્યા છે? તે સઘળાઓએ એકજ જવાબ એ આપ્યો કે ઓ **મોહંમદ**! અમે સઘળા એટલાજ માટે મોકલવામાં આવ્યા હતા અને આજે સજીવન કરવામાં આવ્યા છીએ કે (લોકો) આપની નોબુવ્વત અને **અલી** ઇબ્ને **અબીતાલિબની** ઇમામતનો એકરાર કરે. (**બિહા.** અન. પા. ૫૦૩).

**૪થી સીનરી.** હઝરત **ઈમામ હસને** (રદી.) ખુત્બો પઢીને કહ્યું કે હઝરત **અલીના** રૂત્બાને પેહલા લોકોમાં અને પાછલા લોકોમાં કોઇ પોંહચી શકતું નથી......તેઓની જમણી બાજુએ **જિબ્રઇલ** રહેતા અને ડાબી બાજુએ **મીકાઇલ** રેહતા. ઓહદની લડાઇમાં આકાશપરથી લોકોએ અવાજ સાંભળ્યો કે "લા સૈફા ઈલ્લા **ઝુલફેકાર**, વ લા ફતા ઇલ્લા **અલી**" અને આપે (સલ.) ફરમાવ્યું કે એ **જિબ્રીલનો** અવાજ હતો (બિ. અ. પા. ૫૧૬).

**૫મી સીનરી.** **અબુજઅફર** સાહેબ ફરમાવે છે કે હઝરત **અલીમાં** એક હઝાર નબીયોની (સઘળી) સુંન્નતો છે (બિ. અ. પા. ૪૧૩).

**૬ઠ્ઠી સીનરી.** **બોરીદા** અસલમી (રદી)-થી રિવાયત છે કે મેરાજમાં નબી (સલ.)એ દોઆ કીધી ત્યારે હઝરત **અલી** ત્યાં આવી પહોંચ્યાં. કેમકે હઝરત **અલી** વગર સાતે આકાશો અને સાતે જમીનોના બારણા ઉઘડતા ન હતા અને જનાબ નબી (સલ)એ અને હઝરત **અલીએ** સાથે સાથેજ મેઅરાજમાં ફરીને દરેક ફિરિસ્તાને, તેના રેહાણને અને બીજી બધી ચીજોને જોઇ (બિ. અ. પા. ૪૪૩).

**૭મી સીનરી.** એક રાવી નબી (સલ)થી રિવાયત કરે છે કે આપે (સલ) હઝરત **અલીને** કહયું કે તમારે માટે કેટલીક એવી ચીજો છે કે તેના જેવી મારે માટે નથી. ફાતેમા જેવી તમારી ધણીઆણી છે કે તેના જેવી મારે માટે નથી. તમારા વીર્યથી તમારા બે દીકરા એવા છે કે તેઓના જેવા મારા નથી. ખદીજા તમારી એવી સાસૂ છે કે તેના જેવી મારી કોઇ સાસૂ નથી. અને મારા જેવો તમારો સસરો છે કે તેવો મારો કોઇ સસરો નથી. અને જઅફર જેવો તમારો સગો ભાઇ છે કે તેવો મારો કોઇ ભાઇ નથી. અને ફાતેમા બિન્તે અસદ જેવી તમારી મા છે અને મારી મા તેના જેવી નથી. (બિ૦ અ૦ પા૦ ૫૧૧).

**૮મી સીનરી.** હઝરત **સલમાને** ફારિસી (રદી)થી રિવાયત છે કે નબીએ (સલ) ફરમાવ્યું કે હું અને **અલી**, હઝરત **આદમ** (અલ)ની પેદાશથી ચૌદ હજાર વર્ષ આગળ **અલ્લાહ** પાકની રૂબરૂ નૂર હતા, અને એકજ જગ્યાએ રહી તેની તસબીહ કરતા. . . . અને ત્યારથી દરેક ઠેકાણે અમે પેઢી દર પેઢી હઝરત **આદમ**-થી **અબ્દુલ મુત્તલિબ** સુધી હંમેશ એકજ જગ્યાએ રહયા. પણ **અબ્દુલ મુત્તલિબ** પછી જુદા પડી ગયા તે નૂરનો એક કકડો હું છું અને બીજો **અલી** છે. (બિ૦ અ૦ પા૦ ૫૧૨).

**૯મી સીનરી.** "ઈમાલીયુત તૂસી"

નામની કિતાબમાં છે કે હઝરત **અબદુલ્લાહ** બિન **મસઉદે** જનાબ નબી (સલ)ને પૂછયું કે આપના મોકાબલામાં હઝરત **અલીનો** કેટલો મરતબો છે? ત્યારે આપે જવાબમાં ફરમાવ્યું કે **અલ્લાહ પાકના મોકાબલામાં જેટલો મારો મરતબો** (એટલે અબજો દરજજે મારા કરતાં હઝરત **અલીનો** દરજજો મોટો છે.) (બિ૦ અ૦ પા૦ ૩૮૬ જિલ્દ ૯મી.)

**૧૦મી સીનરી.** ઇમામ **અબૂ અબદુલ્લાહે** (અલ) ફરમાવ્યું કે બેશક એ વાત સાચી છે કે (મક્કાની પાસે) **તાએફ** (નામની જગ્યા છે તે)-માં ઘણીખરી વખતે **અલ્લાહમીયાં** અને હઝરત **અલી** વચ્ચે ખુસપુસ ખુસપુસ ધીમેથી વાતો થતી, અને **જિબ્રીલતો અલ્લાહમીયાં** અને હઝરત **અલીની** વચ્ચે જરા બેસી જતા હતા. (બિ૦ અ૦ પા૦ ૪૪૧) (બિ૦ અ૦ પા૦ ૧૧૧૧-માં એવીજ બીજી રિવાયત છે અને એક ત્રીજી રિવાયતમાં છે કે **તાએફ, તબૂક, અકબા, હોનૈન** અને **ખૈબર** એ પાંચ જગ્યાઓમાં **અલ્લાહમીયાંની** સાથે એવીજ રીતે આપે વાતો કીધી છે. તેમાં ખૈબરમાં લોકોની વચ્ચે ઉભા રહીને સેંકડો માણુસોની નજર આગળ આપે **અલ્લાહમીયાં** સાથે મશવેરો કીધો).

**૧૧મી સીનરી.** ઇમામ **મૂસી રિઝા** (અલ)એ પોતાના બાપદાદાઓ (અલ)થી રિવાયત કીધી છે કે જનાબ નબી (સલ) એ ફરમાવ્યું કે કેયામતને દહાડે હિસાબ કિતાબ થયા પછી જનત દોઝખની (સઘળી) કુંચીઓ મને સોંપવામાં આવશે. અને હું તે કુંચીઓને હઝરત **અલીને** દઈ દઈશ, અને કોને કયાં દાખલ કરવો અને કયાં જવા દેવો તેનો હુકમ પણ હઝરત **અલીજ** ફરમાવશે. હઝરત **અલીએ** ખોદાના સોગન ખાઇને કહયું છે કે જંનતના એકોતેર ૭૧ દરવાજા છે તેમાં ૭૦ દરવાજાઓમાંથી હું, મારી **અહલેબૈત** અને મારી ટોળીવાળા (એટલે શીઆ લોકો) જશે, અને માત્ર એકજ દરવાજાથી બીજા સઘળા લોકો જશે. (એક દરવાજો ઉઘાડો રેહવા દીએ તો એ પણ શીઆ પંથની મેહેરબાની અને મોટો ઉપકાર માનવો જોઇએ. જો સઘળાજ પોતાને માટે રાખે તો ત્યાં પૂછનારું જ કોણ હશે). (બિ૦ અ૦ પા૦ ૪૫૪.)

**૧૨મી સીનરી.** હઝરત **અબદુલ્લાહ** બિન **અબ્બાસ** (રદી)થી રિવાયત છે કે જનાબ નબી (સલ) એ ફરમાવ્યું કે જો સઘળા બગીચા (જંગલો વિગેરેના ઝાડો) કલમો બની જાય અને સઘળા દરિયા શાઈ બની જાય અને સઘળા જિન્નો મળીને હિસાબ ગણુનારા થાય અને સઘળા માણુસો બેસીને લખવા માંડે તોપણ **અલી** ઇબ્ને **અબીતાલિબની** મોટાઇઓ ગણી શકતા નથી (બિ૦ અ૦ પા૦ ૫૦૧.)

**૧૩મી સીનરી.** ઇમામ **મૂસીએ કાઝિમ** (અલ)થી રિવાયત છે કે નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે હું અને **અલી** બંને એકજ બાપની પીઠથી નીકળ્યા છીએ. (ત્યારે હઝરત **ફાતેમા** (રદી)ના નિકાહ હઝરત **અલીની** સાથે કેમ કરીને થયા હશે?) (બિ૦ અ૦ પા૦ ૪૧૨ જિલ્દ ૯મી.)

**૧૪મી સીનરી.** હઝરત **અનસ** (રદી)થી રિવાયત છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે હઝરત **અલીની** તારીફો ખોદાને મોઢે સાંભળી અર્શને ઘણીજ ઇચ્છા થઈ કે તે આપને જુએ. તેથી ખોદાપાકે એક ફિરિશ્તો અર્શની નીચે પેદા કરી દીધો છે કે જેને જોઇ અર્શને સંતોષ થાય છે, અને જેને નબી સાહેબે (સલ) મેરાજમાં જોયો હતો. અને હઝરત **તાઉસ** (રદી)ની બીજી રિવાયતમાં છે કે હઝરત **અલીના** નામવાળા ઘણા ફિરિશતાઓ અર્શની નીચે છે તેઓને પણ આપે (સલ) મેઅરાજમાં દીઠા. (બિ૦ અ૦ પા૦ ૪૨૬) ત્રીજી રિવાયત હઝરત **ઈમામે હુસૈન** (અલ)થી છે કે નબી સાહેબે

(સલ) ફરમાવ્યું કે જે ફિરિશ્તાની શિકલ હઝરત અલી જેવી છે અને જેને આપે (સલ) મેરાજમાં જોયો તેના હાથમાં ઝુલફુકાર જેવી નૂરની તલવાર પણ છે અને તે હઝરત અલીની પેઠે ત્યાં તલવારની પટાબાજી પણ રમે છે, અને તેને જોવાને સઘળા ફિરિશ્તા હંમેશ આતૂર રહે છે. (બિ૦ અ૦ પા૦ ૪૨૯ જિલ્દ ૯મી)

**૧૫મી સીનરી.** "મનાકિબે ખ્વારઝમી" નામની કિતાબમાં છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે અલી ઇબ્ને અબીતાલિબના શરીરને સૌથી પેહલાં ભાઇ ઇસ્રાફીલે તે પછી ભાઈ મીકાઇલે અને તે પછી ભાઇ જિબ્રીલે બનાવ્યું. (બિ૦ અ૦ પા૦ ૪૩૦.)

**૧૬મી સીનરી.** દુન્યામાં જ્યારે જનાબ નુહ (અલ)ના જમાનામાં મોટું તોફાન થયું તે વખતે હઝરત અલી (કે જેઓનો તે વખતે આલમે અરવાહ સિવાય બીજી કોઇ જગ્યાએ પ-તો પણ ન હતો તેઓ)ને આકાશપરથી મોકલવામાં આવ્યા કે તમે જઈ જનાબ નુહ (અલ)ના વહાણને બચાવો એટલામાં એક ઘણોજ ભયંકર જિન આવ્યો અને તેણે વહાણ મજકુરને ડુબાડી કાઢવાની કોશિશ કીધી કે તરતજ આપે ઝુલફુકારથી તેનો હાથ કાપી નાંખ્યો. હજારો વર્ષ વિતી ગયાં પછી જનાબ નબી (સલ)ની જનાબમાં તે જિન કંઇ કામે આવ્યો, ત્યાં હઝરત અલીને જોઇ તે ધ્રૂજવા લાગ્યો અને પૂછયું કે આ કોણ જુવાન છે? આપે (સલ) જવાબ દીધો કે એ મારા ભાઈ, મારા વસી, મારા પછી ગાદીએ બેસનાર અને મારા ખલીફા છે. પણ તારે પૂછવાનું કારણ શું? તેણે બધી હકીકત કહી સંભળાવી (કિતાબે શહાદત પા૦ ૪૭ જિલ્દ ૧લી)

**૧૭મી સીનરી.** હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે લૈલતુલ કદરમાં જિબ્રીલ હંમેશ હઝરત અલીની પાસે આવતા અને અલ્લાહની તરફથી સલામ તેઓને પોંહચાડતા (બિ. અ. જિલ્દ ૯ મી પા૦ ૪૨૬)

**૧૮મી સીનરી.** આપે ખુલ્લો ફરમાવ્યો કે જમીનના રસ્તાઓ કરતાં આકાશોના સઘળા રસ્તાઓ હું વધારે જાણું છું. એક માણસે પૂછયું કે હમણા જિબ્રીલ કયાં છે? આપે આકાશો અને જમીનોની ચોમેર એક પલકવારમાં નજર નાંખી કહ્યું કે તું જ જિબ્રીલ છે, કેમકે બીજે કોઇ ઠેકાણે તે દેખાતો નથી. તરતજ જિબ્રીલ (અલ) પક્ષિ બનેને ઉડી ગયા. (મતલબ એકે સાતે આકાશો અને જમીનોને એક પલકવારમાં આપ હંમેશ જોઇ શકતા હતા એવી રીતે કે એક રજકણુ પણ આપની નજરથી છુપું રેહતું ન હતું, અને એનેજ ઇલ્મેગૈબ કહે છે.) કિતાબે શહાદત પા૦ ૮૮)

**૧૯મી સીનરી.** મેરાજની રાતના હઝરત અલીની શિકલનો એક ફિરિશ્તો ચોથા આકાશપર મિંબરપર બેઠેલો આપે (સલ) જોયો. જેની ઝિયારત સઘળા ફિરિશ્તાઓ દરેક જુમ્માની રાતે અને જુમ્માને દિવસે ૭૦ હજાર વખતે કરે છે, એની રિવાયત હજરત અનસે (રદી) જનાબ નબી (સલ)થી કીધી. (બિ. અ. જિ. ૯ મી પા૦ ૪૨૯)

**૨૦મી સીનરી.** હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસે (રદી) રિવાયત કીધી છે કે હઝરત નબી (સલ)એ હઝરત અલીને ફરમાવ્યું કે જિબ્રીલ (અલ) એક હજાર ફિરિશ્તા સાથે લઇ આવ્યા અને તે સઘળાઓએ તમને સલામ કીધી પછી મીકાઇલે (અલ) એક હજાર ફિરિશ્તાઓ સાથે આવી તમને સલામ કીધી પછી ઇસ્રાફીલે (અલ) એક હજાર ફિરિશ્તાઓ સાથે તમને સલામ કીધી. (બિ. અ. જિ, ૯ પા૦ ૪૨૬) પણ હઝરત અલી, તે સઘળાઓને ત્રણ વખતે રહી રહીને ફુંકાયલો (ભારે) પવન સમજ્યા. (અઢારમી સીનરીમાં એક ફિરિશ્તો પણ આપના ઇલમથી બહાર રહી શકયો નહીં પણ

આ રિવાયતમાં ત્રણ હજાર અને ત્રણ ફિરિસ્તા-ઓને આપે જરાએ ઓળખ્યા નહીં. જનાબ દાઈએ મેહેરબાન! એનું શું કારણ હશે?

**૨૧મી સીનરી.** હઝરત જાબિરે (રદી) રસૂલુલ્લાહ (સલ)થી રિવાયત કીધી કે ખોદાના સોગન જ્યારે અલી કોઇ લડાઇમાં જાય છે તો તેઓની જમણી બાજુએ એક હજાર ફિરિસ્તાઓ સાથે જિબ્રીલને અને ડાબી બાજુએ એક હજાર ફિરિસ્તાઓ સાથે મીકાઇલને અને તેઓની આગળ મલકુલમૌતને અને તેઓને માથે છાયો કરનાર વાદળીને જોઉં છું. અહીં સુધી કે તેઓને જોઇએ તેવી સારી ફતેહ થઇ જાય છે. (કિતાબે શહાદત પા. ૮૫) (ત્રણે ખલીફાઓએ ખિલાફત છીનવી લીધી તે વખતે એ ફિરસ્તાઓએ કેમ આપની મદદ નહીં કીધી હશે વારૂં?)

**૨૨મી સીનરી.** જનાબ નબી સાહેબ (સલ)ના દરબાર મોબારકમાં હજારો ફિરિસ્તાઓ ઉતરી રહેલા જોઇ સહાબા ઘભરાઇ ગયા. આપે (સલ) તેઓને પૂછ્યું કે તમે કેમ આવ્યા છો? તેઓએ અરજ ગુજારી કે અમારી હાલમાં બે પાર્ટીઓ થઇ ગઇ છે. અને એવી તકરાર થઇ ગઈ છે કે થોડીવાર પછી તરવારથી કતલ ચાલવાની બીક રખાય છે. અમને ખોદા પાકે હુકમ દીધો છે કે અમે આપના દરબારમા હાજર થઈ આપના વસીને લઇ જઇએ, ત્યાં સુધી અમારી તકરાર મટે તેમ નથી. આપે (સલ) સઘળા સહાબીયોને પૂછ્યું કે તમારામાં કોઇ એવો છે કે આકાશપર જઇ એ તકરારને મટાડે અને જરૂર પડતાં તરવારથી ફિરિસ્તાઓનાં ઢોચકાં (નઉઝો બિલ્લાહ) ઉડાવી દીએ? સઘળાઓએ નાપાડી પણ હઝરત મૌલા મુશ્કિલકુશા અલીએ ઝુલ-ફુકાર લઇ એક ફિરિસ્તાની પાંખોપર બેશી આકાશપર ઉડી ગયા. ત્યાં એટલા ફિરિસ્તાઓને કતલ કીધા કે તેઓનું લ્હોહ વરસાદ જેવો વરસ્યો અને તેથી મદીનાના રસ્તા લ્હોઈથી ભરાઇ ગયા માત્ર હઝરત અલીની મેહેરબાનીને લીધે કેટલાક ફિરિસ્તાઓ અગાઉથી નિમાયા હતા તેઓની કોશિશથી મસજીદે નબવી આ લોહીના છાંટાઓથી બચેલી રહી. હાર ખાદેલા ફિરિસ્તાઓ-એ પોતાના મ્હોમાં તણખલાં પકડી આપની માફી માંગી ત્યારે બચ્યા. (કિતાબે શહાદત પા૦ ૫૧).

**૨૩મી સીનરી.** ઇમામ મોહંમદ બિન અલી (અલ) પોતાના બાપ દાદાઓ (અલ)થી રિવાયત કરે છે કે જિબ્રીલે આવી જનાબ નબી (સલ)ને ખબર દીધી કે ચોથા આકાશપર કેટલાક ફિરિસ્તાઓ એવા છે કે **જે ઈબલીસના કોમના છે**. તેઓ વચ્ચે એવી તો ખટપટ જાગી કે છેલ્લે ખોદાપાકના કહેવાથી તેઓ એ વાતપર રાજી થયા કે અલી બિન અબીતાલિબ તેઓના જડજ બને. એક ફિરિસ્તાએ આવી આપને ગાદી તકયાઓ પર બેસાડી આકાશોપર લઇ ગયો અને ત્યાં આપે મોકદદમાનો ચુકાદો આપ્યો (બિ. અ. જિ. ૯ પા૦ ૪૪૩)

**૨૪મી સીનરી.** હઝરત જાબિર અન-સારી (રદી)થી રિવાયત છે કે હઝરત અલી ઘણું કરીને વાદળાંઓ પર બેસીને જ્યાં ચાહે ત્યાં આવજાવ કરે છે. જ્યારે "બરહાત"ની મોટી લડાઇમાં જિન્નોપર ફતેહ પામી આપ પાછા આવ્યા ત્યારે મારા પૂછવાથી આપે પોને ફરમાવ્યું કે શું તમને ખબર નથી, કે મારી હોકુમત મારી સત્તા, મારૂં રાજ્ય, સઘળા આકાશોપર, અને આકાશોમાં રેહનારાઓ ઉપર અને સઘળી જમીનોપર અને જમીનમાં જે કોઈ રહેનારા છે તે સઘળાઓપર ફેલાયલાં છે? મારા દોસ્ત મોહંમદે (સલ) મને જિન્નોપર તલવાર દઇને મોકલ્યો હતો. જે જિન્નો ન્હાસી ગયા અથવા મુસલમાન થયા તેઓ તો બચી ગયા બાકી દરેકે દરેકને લાખોની ગણત્રીમાં મેં કતલ કરી નાંખ્યા. એક ફિરિસ્તો અલ્લાહને ત્યાં એવો છે

કે જે તમામ ફિરિસ્તાઓનો સરદાર અને સઘળાથી ઉંચ દરજ્જાનો છે તે મારો તબેદાર છે. દર જુમ્માને દિવસે તે આકાશોપરથી આવી આખા અઠવાડિઆની, બધા આકાશોની રિપોર્ટો મને પોંહચાડે છે, અને મારી સલામ ફિરિસ્તાઓને પોંહચાડે છે. (બિ૦ અ૦ જિ૦ ૯ પા૦ ૪૩૯) (કિતાબે શહાદત પા૦ ૫૭).

**૨૫મી સીનરી** હઝરત **સલમાને ફારિસી** (રદી)થી રિવાયત છે કે હઝરત **અબૂબકર, ઉમર** અને **ઉસમાને** (રદી) જનાબ રસુલુલ્લાહ (સલ)-ની સામે વાંધો ઉઠાવ્યો કે અમે ત્રણે કરતાં આપ, હઝરત **અલી** (રદી)નો દરજ્જો કેમ વધારે ગણો છો? આપે (સલ) ફરમાવ્યું કે તમે મારી વાતને ખોટી ગણો છો માટે હઝરત **અલીને** લઇ **અસહાબે કહફની** પાસે જાઓ જેઓ મડદાંઓ છે. તેઓ એ વાતની ગવાહી આપશે તો તમને આકીન આવશે. આપે (સલ) તે સઘળાઓને એક પિછોડીપર બેસાડી હવાને હોકમ કીધો કે એ સઘળાઓને અસહાબે કહફના ગાર (પર્વતની ખો) પાસે પોંહચાડી દે. હવાએ તે સઘળાઓને ત્યાં પોંહચાડયા. હઝરત **અલી** (રદી.)ના પોકારવાથી તેઓ સઘળા પાછા જીવતા થયા. અને હઝરત **અલીની** વલાયત અને વસી હોવાપર ઇમાન લાવ્યા. ત્રણે ખલીફાઓ (રદી.)એ એ જોઇ હઝરત **અલીની** વિલાયત, ઇમામત તથા વસી હોવાપર ઇમાન લાવવાના બદલામાં વધારે છંછેડાયા. (જેથી જણાય છે કે પોતે રસુલુલ્લાહે (સલ) જે ફરમાવ્યું હતું કે તમે **અસહાબે કહફની** સાક્ષી સાંભળી મારી વાતપર ઇમાન લાવશો, તે વાત જુઠી પડી. (નઉઝો બિલ્લાહ). અને હઝરત **અલી** (રદી.)ના કાલાવાલા કરવા લાગ્યા કે તેઓ હવાને હોકમ આપે કે તેઓ સઘળાઓને પાછા **મદીનામાં** પોંહચાડી દીએ. અને તેમજ થયું (બિ. અ. જિ. ૯ પા. ૪૪૧).

આવી સીનરીઓ દેખાડવા જાઉં તો **તિલિસ્મે હોશરૂબા અને બોસ્તાને ખયાલ**ના દફતરોથી પણ એ સીનરીઓનું દફતર ઘણું વધી જાય. માટે નમુના દાખલ અને ઘણાજ ટુંકમાં આ પચ્ચીસ રિવાયતો રજુ કર્યા બાદ મને યોગ્ય જણાય છે કે વાંચક વર્ગનો અમુલ્ય વખત નકામો ન લેતાં બાકી જરૂર જોગી ફઝીલતોનું બયાન, આખી રિવાયતના સાર તરીકે, કિતાબના નામ અને સફહા સાથે અત્રે નીચે મુજબ રજુ કરૂં:—

મજકુર મોટાઇઓ અને સત્તા અને શરીરની તથા આત્માની તાકાત તો આકાશો અને આકાશપર રેહનારાઓ માટે અને જમીનપર સૌથી વધારે બળવાન મખલૂક જિન્નો ઉપર હઝરત **અલીની** હતી. હવે જમીનપર માણસો, જનાવરો, મટોડી, ઝાડો વિગેરેપર આપની સત્તા કેવી ફેલાયલી હતી તે વિચારશો:—**૨૬ યમન** દેશના આપ હાકિમ બનાવીને મોકલવામાં આવ્યા ત્યારે આપના ઉપર **જિબ્રીલ** (અલ.) જુદો કુર્આન લઇને આકાશપરથી ઉતરતા (બિહા. અ. જિ. ૯ પા. ૪૩૯). **૨૭** આપે અસરની નમાઝ માટે આથમેલા સૂરજને પાછો ફેરવ્યો અને તે વખતે **હેબ્રુ** ભાષામાં કોઇ ઇસ્મે આઝમ આપ પઢતા હતા. **૨૮ મક્કાની** ફતેહ પછી બીજે દહાડે દસહજાર માણસો વચ્ચે જનાબ નબી (સલ)ના ફરમાવવાથી આપે સૂર્યની સાથે વાતો કીધી અને સૂરજે આપના **વસી** હોવાની ગવાહી આપી આપને સલામ કીધી. (બિ૦ અ૦ જિ૦ ૯ પા૦ ૬૩૪.)

**૨૯** બની **મખઝુમ** નામના એક અરબી કબીલાના એક માણસની કબરપર આપે જઇને દોઆ કીધી કે તરતજ તેમાંનું મડદું જીવતું થઇ કબરપર બેસી ગયું અને "દીના દીના સાલા" કેહવા મંડી ગયું. એટલે ઓ મારા સરદાર! હું હાજર છું. આપે પુછયું એ કઇ ભાષાના શબ્દો છે? તેણે કહયું કે હું આપને

[illegible] બીજાઓને ઈર્ષામાં ચાલતો હતો તેથી અને મરી ગયા પછી જહન્નમમાં દાખલ કરવામાં આવ્યો અને એ જહન્નમીઓની ભાષા છે. (બિ૦ અ૦ પા૦ ૬૩૪.)

૩૦ હઝરત સલમાને ફારિસી (રદી) ફરમાવે છે કે હઝરત અલી ચાહે તો આગલા અને પાછલા બધા મડદાંઓને પાછા જીવતા કરી શકે છે. હઝરત અબૂબકરે (રદી) પોતાની ખિલાફતને નહીં માનનાર ઉમ્મે ફરવા નામની જે ઓરતને કતલ કરાવેલી તેને હઝરત હયદરે કર્રારે (કરમ) ફરીથી જીવતી કીધી. જીવતી થયા પછી તેને બે બચ્ચાંઓ પણ જનમ્યા અને હઝરત અલીની શહાદત પછી છ મહિને તે મરણ પામી. (બિ૦ અ૦ જિ૦ ૯ પા૦ ૬૩૭). ૩૧ દુન્યામાં કઇ કઇ જગ્યાએ કોને કોને માટે કઈ કઇ ચીજનો ખજાનો દટાયલો છે તે સઘળાને આપ જાણતા હતા અને આપના હોકમથી તે દરેક ખજાનો તરત બહાર નીકળી આવતો હતો. માણસ મરવા પછી જનાવર પક્ષિનો અવતાર લે છે. આપનું ખલીફા બિલાફસ્લ હોવું અને વસીયે રસૂલુલ્લાહ (સલ) હોવું તોરૈતમાં ખુલ્લું લખેલું છે. (બિ. અ. જિ. ૯ પા૦ ૬૩૬). ૩૨ દુન્યાની સઘળી ચીજોમાં આપ જે કંઈ અને જેટલું કંઇ ચાહતા તે ચીજ અને તેટલી ચીજ આપના નમાઝ પઢવાના મોસલ્લાની નીચેથી આપ કાઢીને દરેક માંગનારને આપતા. એક માણસે એંશી ઉંટડિઓ લાલ રંગ અને કાળી આંખોવાળી માંગી. આપના હોકમથી જમીન ફાટી ગઇ અને તેટલી ઉંટડિઓ તેને માટે નીકળી આવી (બિ. અ. જિ. ૯ પા૦ ૬૩૫.)

૩૩ હઝરત સાલેહ નબી (અલ)ના મોઅજિઝાથી તો માત્ર એકજ ઉંટડિ પથ્થરમાંથી નીકળી હતી પણ હઝરત અલીએ પથ્થરપર સોટી મારી તેમાંથી એકસો ઉંટડિઓ કાળા રંગની દરેકના બચ્ચા સાથે કાઢી દીધી અને [illegible] માંગનારાઓના કહેવાથી તે સઘળીઓને પથ્થર પાછી દાખેલ પણ કરી દીધી (બિ. અ. જિ. ૯ પા૦ ૬૩૬). ૩૪ હઝરત જિબ્રીલ (અલ) હઝરત અલીને ત્યાં બાળવાને માટે લાકડાં જંગલમાંથી ચુંટી લાવી ચુલ્હો સળગાવતા, લોટને પાણીમાં મેળવી રોટલી રાંધતા, જોઈતી વસ્તુઓ ટોપલા કે ખુનચામાં ભરી પોતાને માથે મૂકી આપની પાસે લાવતા, દાણાને ચકકીમાં નાંખી, બિચારો જિબરઈલ પોતે લોટ દળવાને ખંટી ફેરવતો અને હઝરત અલી અથવા આપના ઘરવાળાઓનાં ખાંસડા ફાટી જતા તો તેને સીવી આપવા પણ પોતે જિબ્રીલની ફરજ હતી (કિતાબે શહાદત પા૦ ૫૨, ૫૩ અને ૫૪). (ખોદા બચાવે એવા કુફરિયાતથી. કોઈ પણ ફિરિસ્તાની અને ખાસ કરીને જે ફિરિસ્તો રસુલ હોય તેની બેઅદબીને સુંનત જમાતવાળા કુફર ગણે છે). ૩૫ જંગલના વાઘ આપની મોલાકાત માટે આપની પાસે શેહેરમાં આવતા અને આપની તાબેદારી કરતા (બિ. અ. પા૦ ૬૪૫.) વરૂઓની આગળ સોનાના મિંબર પર બેશી જિબ્રીલે (અલ) ખુત્બો પઢયો જેથી તેઓ સઘળાઓએ હઝરત અલીની બેઅત કીધી (બિ. અ. પા૦ ૬૪૭)* પાણીનાં માછલાં

---

* કેવા અફસોસની વાત છે કે વરૂઓ આગળ ઇમામો અને અહલેબૈતે નબવી (અલ)ના હકો જાહેર કરવા વઅઝ (વ્યાખ્યાન) કહેવાની જનાબે જિબ્રીલ (અલ)ને ફુરસદો મળે પણ ચાર લાખ સહાબીઓ (રદી) કે જેઓએ ઇમામો અને અહલેબૈત (અલ)ના હકો છીનવી લઈ મુર્તદ થઇ ગયા હતા તેઓની આગળ વઅઝ કહી તેઓને પાછા દીનદાર બનાવવાને અને ઇમામોના હકો સાબેત કરવાને, ૨૦ વર્ષની મુદ્દતમાં, એક કલાકની ફુરસદ પણ નહી મળી. અરે! શું રસૂલુલ્લાહ (સલ)ના સહાબીઓનો દરજ્જો જંગલી જનાવરો કરતાં પણ હલકો ગણનારા હતા?

પણ આપના તાબેદાર હતાં (બિ. અ. પા૦ ૬૪૭). ઝાડો આપના હુકમોની તાબેદારી કરતાં (પા૦ ૬૮૮).

૩૬ આપ ઇસ્મે અઅઝમને જાણુતા હતા (બિ. અ. પા૦ ૬૫૨). પૂર્વથી પશ્ચિમ સુધીની બધી ખબરોનો રિપોર્ટ દરરોજ જમીન આપને આપતી (બિ. અ. પા૦ ૫૫૬). પચાસ સહીફા હઝરત શીસ પેગંબર (અલ)ના અને ત્રીશ સહીફા હઝરત ઇદરીસ પેગંબર (અલ)ના અને ત્રીશ સહીફા હઝરત ઇબ્રાહીમ (અલ)ના અને તૌરૈત, ઇનજીલ, ઝબુર અને કુર્આન મળી ૧૧૪ સહીફાઓ અને તેઓનો સઘળો ઇલ્મ આપને યાદ હતો (પા૦ ૬૯૫) (પેલો બીજો કુર્આન કે જે આપે સંતાડી રાખ્યો તેની સાથે તો ૧૧૫ થવા જોઇએ. અરે! પણ મારી ભૂલ છે. હાલના કુર્આનને શીઆપંથના અકીદા મુજબ હઝરત અલી (રદી) કુર્આનજ નહી ગણુતા હતા એટલે એ બાપડા સુંનીઓનો કુર્આન ૧૧૫ મો સહીફો ગણાએજ કયાંથી!). આપ બધા પક્ષિઓની બોલીઓ જાણુતા હતા. હઝરત સુલેમાન (અલ)ને પક્ષિઓની બોલી શીખવવામાં આવી તેનું કારણ એ હતું કે તેઓએ અહલેબૈતનો વસીલો પકડી દોઆ માંગેલી કે તે સઘળી બોલીઓ તેઓ જાણી લે (બિ. અ. પા. ૬૯૬). હઝરત અલી (રદી) જેને ચાહે તેને માટે આકાશો અને જમીનોના પડદા ખસેડી નાંખે છે કે જેથી તેમાંની દરેક ચીજને તેઓ ચાહે ત્યારે જોઇ શકે છે (બિ. અ. પા. ૬૫૫).

૩૭ જંનતો અને દોઝખોને આપ પલકવારમાં લોકોને દેખાડવા પેદા કરી શકતા હતા (બિ. અ. પા. ૬૪૯). નબીઓ (અલ)ના મોજિઝાઓ કાફિરોને માટે ઘણું કરીને હોય છે પણ હઝરત અલીની કરામતો એવી તો મોટી જાહેર થતી કે આપના ખાસ માનીતા શીઆઓ પણ તેને જોઇ કાફિર થઇ જતા, અને આપને જાદુગર કહેવા લાગતા (રૂએને એજ કારણથી આપને "મઝહરલ અજાએબે વલ ગરાએબ" કહેવામાં આવે છે એમ મારી ધારણા છે). એટલાજ માટે પોતાના ઘણાજ માનીતા શીઆઓપર ભરોસો ન રાખી, તેઓની પાસે જયાં સુધી ભારે સોગન નહીં લેતા ત્યાં સુધી આપ તેઓને પોતાની આવી કરામતો અને મોજિઝાઓ દેખાડતા ન હતા. (બિ. આ. જિ. ૯ પા. ૬૫૨) ૩૮ દરિયા, નદિઓ પાણી આપના તાબામાં હતાં જયાં હોકમ ફરમાવતા ત્યાં સુકાઇ જતાં અને જયાં જે પથ્થરની નીચેથી હુકમ ફરમાવતા ત્યાંથી વહેવા શરૂ થતાં ( બિ. અ. પા. ૬૫૩-૬૫૫), ૩૯ દરિયાનાં મોજાં આપની સાથે વાતો કરતાં હતાં (બિ. અ. પા. ૬૫૦ )

૪૦ આપ જયારે ચાહતા ત્યારે પૃથ્વીના સઘળા ખજાના આપની રૂબરૂ હાજર થઇ જતા (બિ. અ. પા. ૬૫૫ ). આપની ઇચ્છાથી કાંકરીઓ અને પથરાઓ ઝવેરાત બની જતાં (બિ. આ પા. ૬૫૨ ). સૂકાં ઝાડો લીલાં છમ થઇ જતાં અને તેનાપર પાકા ફળો તરત જાહેર થતાં હતાં જયારે આપ પોતાના હાથથકી તેઓને ઇશારો કરતા ( બિ અ. પા. ૬૪૯). ૪૧ હઝરત અલી (રદી) પોતાના એવાં નવાઇ જેવાં કામોને લોકોપર જાહેર કરી ફરમાવતા કે તમે સઘળા આ કામોના સાક્ષી રેહજો જુઓ આ આગે મોજિઝાઓ છે (બિ. અ. પા. ૬૫૦). આપના શીઆઓ તેમજ આપની ખિલાફત બિલાફસ્લના મુનકિરો પણ આપના ચમત્કારોને મોજિઝાઓ કેહતા (બિ. અ. પા. ૬૯૫). ૪૨ આપ જયાં ચાહતા ત્યાંની સૂકી ભોંય લીલો બગીચો થઈ જતી, તળાવો માછલાં સાથે જાહેર થતા અને આપની આંખના અંસારાથી ઝવેરાતના મહેલો તેમાં પલકવારમાં બંધાઇ જતા અને તે મેહલો અને બગીચાઓમાં હુરો ગિલમાનો મધુર બોલીઓ બોલનારાં પક્ષિઓ અને તરેહ

તરેહનાં જનાવર પેદા થઇ જતાં. જમીનપર આપ પગ અફાળતા તો તરત માણેક (યાકુત)-ના બનેલા તખ્તો અને ફિરિસ્તાઓ નીકળી આવતા, જે ફિરિસ્તાઓ ઇબ્લીસને પકડી લાવતા, તે આપની ખિલાફત અને આપના વસી હોવાપર ઇમાન લાવતો. એ બધું કંઇ થતું પણ પછી આપે હોઠ મુબારક ફફડાવી જ્યાં જરા કંઇ પઢતા કે તરતજ તે બધી ચીજો નજર સામેથી જતી રેહતી (શીઆ પંથવાળાઓએ આપની કરામતો એવીજ ઢબથી બયાન કીધેલી છે કે જો તેઓને સીનરીઓ કહેવાય તો ખોટું નથી) (બિ. અ. પા. ૬૯૫)

૪૩ હઝરત ફાતેમા (રદી) ત્રાંબાના કકડાને આગપર તપાવી તેનાપર દવા નાંખી ચાંદી તથા સોનું બનાવી કાઢતાં જે દવા (ઇકસીર અથવા કીમીયા)નો આપને ત્યાં એક કોઠાર ભરેલો હતો. હઝરત અલી અને હઝરત ઇમામે હુસૈન (રદી)ને એ દવા બનાવવી આવડતી હતી. એટલુંજ નહીં પણ તેઓ જ્યારે હાથના અંસારો કરતા તો સોનાના એક મોટા ઢગલો અને પૃથ્વીના ખજાનાઓ જાહેર થતા જેને ઉઠાવી હઝરત ફાતેમા (રદી) પોતાના ઘરમાં રાખી લેતા. (પા. ૬૫૭)

૪૪ આપની તાકાત એવી તો હતી કે કિલ્લાઓ ફતેહ કરવામાં લશકરને જરાએ અડચણ નડતી નહીં, કારણ કે આખા કિલ્લાને પકડી તેની જગ્યાપરથી ઉખેડી કાઢી ઘણે આઘે આપ ફેંકી દેતા. "કામૂસ" અને "મરજબ"ના કિલ્લાઓને એવીજ રીતે આપે ઉખેડીને ફેંકી દીધા હતા. "ખૈબર"ના કિલ્લાનો દરવાજો આપે ઉખેડી કાઢી એટલો ઉંચો પોતાના હાથપર ધરી રાખ્યો કે લોકો તે ઉપર થઇ કિલ્લામાં દાખેલ થઇ ગયા; પછી આપે જ્યારે તેને જમીનપર મૂકી દીધો ત્યારે ચાળીશ પેહેલવાનો તેને ખસેડી પણ શક્યા નહીં (બિ. અ. પા. ૬૫૮).

૪૫ સિફ્ફીનની લડાઇમાં જતી વખતે રસ્તામાં જે પથ્થરની નીચે પીવાનું પાણી દબાયલું હતું તે પથર હજારો માણસથી ખસેડી શકાયું નહીં પણ આપે તેને એકજ હાથથી ખસેડી નાંખ્યો (એટલે આપણા એક હાથમાં હજારો માણસની કૌવત કરતાં વધારે તાકાત હતી. બિ. અ. પા. ૬૫૩). ૪૬ લોઢાની જે કોઈ ચીજને નરમ થવાની ઇચ્છાથી આપ પોતાના હાથમાં પકડતા તો તે મીણ જેવી નરમ થઇ જતી (બિ. અ. પા. ૬૫૪). ૪૭ લોકો પોતાના ઘરોમાં જે કંઇ વાતો છુપી રીતે કરતા, અથવા જે કંઇ ભલું બુરૂં કરતા અથવા જે કંઇ ભલા કે બુરા કામનો વિચાર મનમાં લાવતા તે બધાની આપને ખબર થઇ જતી. (બિ. અ. પા. ૬૫૨). ૪૮ જે કોઈ ગરીબ માણસને આપ સૂકાયલી રોટલીઓ આપતા તે તેની આખી ઉમ્મર ચાલતી અને તેમાં તેને ગોશ, ચર્બી, હલવાઓ, લીલી ખજૂરો, તરબુજ અને ગર્મી સર્દીની ઋતુઓનાં સઘળાં ફળોની તેમજ ખાનાર જેની ચાહતો તે વાનીની લ્હેજત મળતી (બિ. અ. પા. ૬૫૫). ૪૯ દુશમનોપર, કિલ્લાઓપર અને લશકરોપર હુમલો કરતી વખતે આપના પગો જમીનપર રેહતા ન હતા પણ હજરત જિબરીલની બંને પાંખોપર રેહતા અને લોકોને એમ જણાતું કે આપ જમીન અને આકાશની વચ્ચે અધર ચાલી રહેલા છે (બિ. અ. પા. ૬૫૮). (રસૂલુલ્લાહ (સલ)ની બુરાકની સવારીના મોકાબલામાં એથી વધારે સારી સવારી બીજી થઈ શકતી નથી.) ૫૦ જનાબ નબી (સલ) પછી જો હઝરત અલી (રદી) નહોત તો દુન્યામાં કોઇ મુસલમાન અને ઇસલામની એક પણ નિશાની બાકી રેહતે નહીં (અખબારે માતમ જિલ્દ ૧લી પા. ૧૧૭ કિતાબે શહાદત પા. ૧૯૦).

૫૧ સઘળા ઇમામો (અલ)ને અખત્યાર છે કે તેઓ જ્યારે ચાહે ત્યારેજ દુન્યાથી મરણ

પામે અને જો તેઓ ચાહે તો કદી મરે નહીં એ તો સઘળા ઇમામો (અલ)ની મૌત ઉપર સત્તા હતી, હવે પોતે જનાબ ઇમામે હોસૈન શહીદે કરબલા (રદી)ને માટે પોતાની મોતપર પૂરેપૂરો કાબુ ધરાવવાની કેવી રિવાયત છે તે સાંભળોઃ—આજે આખી દુન્યાના શીઆ પંથવાળા મોહરમના તેહવારોમાં જનાબ સિબ્તુર રસૂલ, ફર્ઝંદે બોતુલ (અલ.)ના માતમમાં જે કંઈ શોક જાહેર કરી પોતાને મોહિબ્બાને અહલેબૈત સાબેત કરવાની જે જે મેહનતો બરદાશ્ત કરે છે તે કંઇ છુપું નથી. પણ આ રિવાયત તો તે સઘળા માતમ મર્સિયાઓને નકામા ફાંફાં ઠેરવી સઘળા શીઆપંથપર મુર્ખાઇનો ડાઘો લગાડે છે. અને તે રિવાયત એ છે કે કરબલાની લડાઇ ચાલુ હતી, તે વખતે નસ્ર નામનો એક ફિરિશ્તો જનાબ ઈમામ હોસૈન (અલ.)ની જનાબમાં હાજર થયો અને અરજ ગુજારી આપ ઇચ્છતા હોવ તો પલકવારમાં આપની ફતેહ થાય, અને આપની ઇચ્છા હોય તો આપને શહાદતનો રૂતબો મળે. હઝરત ઈમામ અલૈહિસ સલામે શહાદતને પસંદ રાખી (બંને રિવાયતોને માટે જુઓ લખનૌમાં છપાયલી કિતાબ ઉસૂલે કાફી પા૦ ૧૫૮). જ્યારે આપે પોતે મોતની માંગણી કરી શહીદ થયા અને આપને અને અહલેબૈતને માટે આવી ખુલ્લી આકાશી મદદો મોજુદ હતી છતાં તેઓ, ઇજાઓમાં પડવાથી પોતાનુ અને ગુનાહોમાં પડવાથી સામા પક્ષનું રક્ષણ નહીં કરે તો એમાં દોષ કોનો સાબેત થાય છે, અને કોણ જુલ્મી ગણાવાને લાયક ઠરે છે એનો ઇનસાફ વાંચક વર્ગપર છોડું છું. એવાજ કારણોને લીધે સુન્નત જમાતવાળા, ઇમામોને અને કરબલાના શહીદો (રદી)ને સવાબ મળે એવાં કામો તો કરે છે પણ કોઇ બી તરેહનો શોક માતમ કે હાયહાય કરી અહલેબૈતે રસૂલ (અલ.)ની ફજેતી કરતા નથી.

ઉપલી રિવાયતોમાં સામાન્ય રીતે સઘળા ઈમામો (અલ.)ને માટે અને ખાસ કરીને જનાબ અલીયે મુર્તઝા (કરમ)ને માટે નીચે લખેલા નંબરોની સીનરીઓ મુજબ નીચે લખેલી મોટાઇઓ સાબેત થાય છેઃ—૧. હઝરત અલી પોતે ખોદા છે. (નંબર ૧, ૨, ૩, ૪, ૧૧, ૧૨, ૧૬, ૧૮, ૨૨, ૨૪, ૩૨, ૩૩.) ૨. હજરત અલી પોતે રસુલ છે. તેમજ જનાબ રસુલુલ્લાહ (સલ.)ની સાથે રૂતબામાં સરખા છે એટલુંજ નહીં પણ આપ (સલ)થી રૂતબામાં વધારે છે. (નં૦ ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૩, ૧૫, ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૩૪, ૩૭, ૪૫, ૪૮, ૪૯, ૫૦,) ૩. હઝરત અલી ફિરિશ્તા છે (નં૦ ૧૪) ૪. હઝરત અલીનું રાજ્ય, હોકુમત અને સત્તા સઘળા આકાશો અને સઘળી જમીનો અને તેઓમાં અને તેઓની ઉપર અને તેઓની નીચે જે જે કંઈ છે તે સઘળાઓપર છે (નં૦ ૨૪). ૫. હઝરત અલીને તાબે હવા પાણી ધરતી વિગેરે છે. (નં૦ ૨૫, ૩૮, ૩૯) ૬. હઝરત અલીપર જુદું કુર્આન ઉતર્યું હતું (નં૦ ૨૬) ૭. હઝરત અલી ઇસ્મે આઝમ જાણતા હતા. (નં૦ ૨૭, ૩૬, ૪૨) ૮. આકાશી ગ્રહો (સિતારા) આપના તાબામાં હતા (નં૦ ૨૭, ૨૮)

૯. આપ જે મડદાને અને જેટલા મડદાંઓને ચાહતા તે સઘળાઓને પાછા જીવાડી શકતા હતા (નં૦ ૨૯, ૩૦). ૧૦. આપ આખી દુન્યાના સઘળા ખજાનાઓના માલિક હતા, સઘળા ખજાનાઓને જાણતા હતા (નં૦ ૩૧, ૪૦, ૪૩) ૧૧. આપ તનાસુખ (આવાગમન, અવતાર અથવા પુનર્જન્મ)ને માનનારા હતા. (નં૦ ૩૧) ૧૨. જમીનપરનાં સઘળાં ચોપગાં જનાવરો આપના તાબામાં હતાં (નં૦ ૩૫). ૧૩. આપને આકાશી અને દુન્યાની બધી ખબરો હતી અને પક્ષિઓની સઘળી બાષાઓ આપ જાણતા હતા એવો સર્વજ્ઞ મોહીત ઇલમ આપને દેવામાં

આવેલો (નં૦ ૩૫, ૪૭). ૧૪. આપ એવા કીમીયાગર હતા કે સોના ચાંદી ઉપરાંત ઝવેરાત પણ બનાવી કાઢતા હતા. (નં૦ ૪૦, ૪૩). ૧૫. આપ પોતે અને બીજા લોકો પણ આપની કરામતોને મોજિઝાઓ કેહતા. (નં૦ ૪૧). ૧૬. જંનત, દોઝખ, ફિરિસ્તાઓને આપ પેદા કરી પાછા ફના પણ કરી શકતા. (નં૦ ૪૨). ૧૭. આપની અખુટ અને અનુપમ (બે મિસ્લ) તાકાત (નં૦ ૪૪, ૪૫, ૪૬).

હાલ મુંબઇ જેવા મોટા શેહેરોમાં હાથમાં પકડવાની એક લાકડી મળે છે કે જે લાકડીનું કામ સારે છે તેમજ તેમાંથી જે છત્રી નીકળે છે તે છત્રીનું કામ સારી પેઠે આપે છે, પછી ધારો કે તેનીજ અંદર એક તરવાર નીકળે છે જે એક ઉમદા હથિયાર છે. ત્યારે જાહેર છે કે જે માણસને હાથમાં ખુબસુરત લાકડી પકડવાની જરૂર હોય, તડકાથી બચવાને માટે છત્રીની જરૂર હોય અને દુશમનોને મારી હટાવવાને તરવારની જરૂર હોય, આવી લાકડી કે જેમા ત્રણે ચીજો મોજૂદ છે તેને છોડીને, હાથમાં પકડવાની એક લાકડી, તડકાથી બચાવાની એક છત્રી અને દુશમનોને મારી હટાવવાની એક તરવાર દરેક ચીજ જુદી જુદી પકડવાની અથવા રાખવાની ઇચ્છા કદી પણ તેને થશે નહીં. બલ્કે તે પોતે અને દુન્યાના સઘળા સમજુ લોકો તે વખતે એ દરેક ચીજને છુટી છુટી રાખવાને બેવકુફી ગણશે. એ વિચાર કરી અને એવો ખુલ્લો દાખલો રજુ કરી એક પરધર્મી, શીઆપંથમાં વર્ણાયલી આવી રિવાયતો પરથી ઇસલામના ખંડનમાં શું એ વાંધો ઉઠાવી શકતો નથી કે જ્યારે આટલી બધી સત્તાઓ જનાબ અલીયે મુર્તઝા (રદી.)માં અને બીજા ઇમામોમાં મોજૂદ છે, ત્યારે હઝરત અલીનેજ ખોદા અને રસુલ કેમ નહીં મનાય? શું આવીજ રિવાયતો પરથી શીઆપંથની એક જુની અને પ્રખ્યાત શાખા નોસૈરિયા હઝરત અલી (રદી.)ને પોતે ખોદા માનતા નથી? શું શીઆપંથના ઘાલી (હદથી વધનારા) શાખાના લોકો હઝરત અલી (રદી)ની નોબુવ્વત માનતા નથી? અને જાહેર છે કે ઇસલામી ધર્મમાં એકજ ખોદા અને એકજ રસુલનો કલ્મો પઢી તેઓપર ઇમાન લાવવું ફરઝ છે. ત્યારે ઉપલી રિવાયતોને ખરી ગણવાથી બે ખોદા અને બે રસુલો એટલુંજ નહીં પણ બીજા ઇમામોને માટે પણ ઉપલી રિવાયતોને લીધે ઉપર લખેલી મોટાઇયો ગણવા જતાં લગભગ તેર ખોદાઓ અને તેર રસુલો ગણવા અને માનવા પડશે. જે કે એકમતે, સુન્ની અને શીઆ બંને પંથોમાં કુફ્ર શિર્ક મનાય છે. ત્યારે બેહતર એ છે કે હઝરત મૌલા અલી (રદી.)નેજ ઇમામ અને વસી ઉપરાંત ખોદા અને રસુલ પણ, માની લો તો શું ખોટું કે શીરકથી તો બચી જશો અને રિવાયતોને પણ ખોટી ગણવી પડશે નહીં. મહાવિદ્વાન જનાબ હાજી સાહેબ! એનો દંત તોડ જવાબ તૈયાર રાખવાની શું શીઆ પંથને જરૂર નથી? વળી એ વાંધાનો જવાબ પણ જરૂરી છે કે જ્યારે ઇમામો (રદી)ની આટલી બધી સત્તા અને આકાશો અને જમીનોપર આવી હકુમત હતી ત્યારે તેના મોકાબલામાં ખિલાફત જેવી નાનકડી હકુમત અને સત્તાને માટે તેઓ અને શીઆપંથવાળાઓ આટલી બધી હાય હાય શા માટે કરે છે? કારણ કે ગવર્નર જનરલને આખી હિંદુસ્તાનની સત્તા અને હકુમત તો મળી જાય પણ અડાજણ કે પાલ જેવા એકાદ ગામડાપર કોઇ કારણને લીધે તેને સત્તા નહીં આપવામાં આવે તો તેને આટલા મોટા હિંદ સામ્રાજ્યના મોકાબલામાં એક ગામની જરાએ દરકાર હોતી નથી.

### તકીય્યા.

ઉપર લખેલી અને તેના જેવી બીજી, ઇમામો (અલ)ની બહાદુરીઓ અને ફઝીલતો

તથા મોટાઇની રિવાયતો જેવી રીતે ખિલાફ્તના સઘળા દાવાઓને હાનિકારક છે તેનીજ રીતે શીઆ પંથના એક ઘણુજ માનીતા મસઅલા "તકીય્યા"ને ઘણીજ નુકશાનકારક છે તે એટલે સુધી કે એ રિવાયતોને ખરી ગણીએ તો શીઆપંથના માનવા મુજબ દીનના નવ ભાગથી હાથ ઉઠાવવો પડે છે અને માત્ર એક ભાગ તે રિવાયતોને ખરી રિવાયતો માનનાર પાસે રહી જાય છે. અને જો તકીય્યાને માનવા જઇએ તો ઉપર લખેલી અને એ રિવાયતો જેવી ઇમામો અને અહલેબૈતની મોટાઇઓ માટે આવેલી સઘળી રિવાયતો ખોટી માનવી પડે છે અને જાહેર છે કે શીઆપંથનો આધાર ( દારો મદાર ) ફક્ત તેઓના પંથની હદીસોની કિતાબોપર છે. જ્યારે આટલી બધી રિવાયતો જે કિતાબોની ખોટી ગણાશે તો તે કિતાબો ભરોસા વગરની ઠરશે અને તેથી કરીને શીઆપંથથી ઇમામો અને અહલેબૈત (અલ)ની મોટાઇ માટે એવા દાવાથી, કે એ હદીસથી પંજતન પાકની કે બીજા કોઇ પણ ઇમામની મોટાઇ સાબેત થાય છે એક પણ હદીસ રજુ કરી શકાશે નહીં, અને પરધર્મીની સામે કબુલ રાખવું પડશે કે ઇમામો અને અહલેબૈતની મોટાઇને માટે અમારા શીઆ પંથમાં એક પણ હદીસ ખરી નથી.

શીઆ પંથના કેટલાક સાહેબો ગભરાઇને કહી દે છે કે "તકીય્યાના અર્થ જુઠ બોલવાના નથી પણ ખરા અર્થ એ છે કે જે માણસ દીનની કોઇ અમુક વાત જાણવાને લાયક નહીં હોય તેની આગળ તે દીની વાતને એક ભેદ તરીકે સંતાડવી, જે વાત અકકલની રૂએ પણ ઠીક જણાય છે." પણ તકીય્યો કોને કહે છે, તે જ્યારે વાંચક વર્ગ જાણશે ત્યારે તેઓને ખબર પડશે કે દીનના સારા કામોને નાલાયકોથી સંતાડવાને "કતમાન" કહે છે. "તકીય્યો" કહેતા નથી. અને એટલાજ માટે શીઆ પંથની હદીસોના આલિમોએ હદીસોની કિતાબોમાં તકીય્યાનો જુદો બાબ (અધ્યાય) બાંધેલો છે અને કતમાનનો ખાસ જુદો બાબ બાંધેલો છે અને બંનેને એક બાબમાં ગણેલા નથી. જેવી રીતે કે મજલિસી સાહેબે **બિહારૂલ અનવાર**માં "દીન સમજવાને જે લોકો નાલાયક હોય તેવાઓથી દીનના કતમાન એટલે સંતાડવાનો બાબ" જુદોજ બાંધેલો છે. તેમજ કોલીની સાહેબે **ઓસુલે કાફી**માં પણ કીધેલું જાહેર છે. તકીય્યાના તો ખુલ્લા અર્થ એજ છે કે પોતાના અકીદાને એઅતેકાદને પૂરેપૂરો સંતાડી સામા માણસને પછી તે શીઆ પંથનો હોઇ ઇમામોનો ગમે તેવો માનીતો કેમ નહીં હોય, ધોકો દેવા તેને ખોટું નહીં લાગે અને તે રાજી થઇ જાય એવી રીતે કોઇ કામ કરવું, અથવા કોઇ વચનો બોલવાં. તેમાં પોતાના જાન માલ અથવા કુટુંબને કંઇ નુંકશાની પોહોંચવાની બીક હોય ત્યારેજ તકીય્યો કરવો, નહીંતો તકીય્યો કરવો નહીં, એ કોઇ ખાસ જરૂરની શરત નથી.

**તકીય્યાની પહેલી હદીસ.** અલી બિન ઇબ્રાહીમે પોતાના બાપથી તેણે હમ્માદથી તેણે રૂબઇથી તેણે ઝોરારાથી તેઓએ હઝરત અબુ જઅફ્ર (ઇમામ બાકિર રદી)થી રિવાયત કીધી છે કે "તકીય્યો દરેક અડચણ અને જરૂરના વખત માટે છે. અને જેને અડચણ કે જરૂર આવી પડી હોય તે, તે અડચણને (તકીય્યો કરવાને લાયકની છે કે નહીં) સારી પેઠે જાણે છે." (ઓસુલે કાફી પા૦ ૪૮૪). આ હદીસમાં ખુલ્લા શબ્દોમાં તકીય્યો કરવાની પરવાનગી અપાયલી છે કે દરેક અડચણમાં તકીય્યો કરવોજ જોઇએ. તે અડચણ કે જરૂર કેટલા દરજ્જાની હોવી જોઇએ તેની હદ બાંધી નથી, પણ તે અડચણ જેના પર આવી પડી હોય તેની મુનસરી પર છોડવામાં આવી છે કે તે પોતે વિચારી

લીએ કે આ ઠેકાણે તકીય્યો કરવો જોઇએ કે નહીં. તેથી તકીય્યાને માટે આવી ખરી રિવાયત મોજુદ હોવા છતાં વાંધો ઉઠાવનારની સામે કદી પણ એ કારણ રજુ કરી શકતા નથી કે તકીય્યાની પરવાનગી શીઆ પંથમાં માત્ર જાનમાલ આબરૂની રક્ષા કરવાને અથવા કુંટુંબીયોને ઇજાથી બચાવવા માટેજ છે, અને પરધર્મી અથવા શીઆ પંથ સિવાય બીજા પંથોવાળાઓ સાથેજ ખાસ તકીય્યો કરવાનો હોકમ છે.

**તકીય્યાની બીજી હદીસ.** અમારા ઘણા ખરા સાથીઓએ અહમદ બિન મોહંમદ બિન ખાલિદથી તેણે ઉસમાન બિન ઇસાથી તેણે અબુબસીરથી રિવાયત કીધી છે; તેઓએ કહ્યું કે અબુઅબદુલ્લાહે (અલ.) ફરમાવ્યું કે "તકીય્યો અલ્લાહનું દીન છે. મેં (અજબ થઇને) પૂછ્યું કે શું (તકીય્યો) અલ્લાનું દીન છે? હઝરત ઇમામ સાહેબે ફરમાવ્યું કે ખોદાના સોગન તે અલ્લાહનું દીન છે. યુસુફે (પેગંબર અલ.) કહ્યું હતું કે એ કાફલાવાળાઓ! તમો ચોર છો. અગરજે ખોદાના સોગન તેઓએ કંઇ ચોર્યું ન હતું અને બેશક (પેગંબર) ઇબ્રાહીમે (અલ.) પણ કહ્યું હતું કે બેશક હું માંદો છું અને ખોદાના સોગન તેઓ માંદા નહતા." (ઓસૂલે કાફી પા૦ ૪૮૩). એટલે તકીય્યો એ અલ્લાહનું દીન છે એટલાજ માટે તો હઝરત યૂસુફ અને હઝરત ઇબ્રાહીમ જેવા મહાન નબીયો (અલ.)ની તે ટેવ હતી અને તેઓ એના પર ચાલતા. પછી ઇમામ સાહેબે સોગન ખાઇને કહ્યું કે તેઓ જાુઠું બોલ્યા અને એનુંજ નામ તકીય્યો છે એટલે મોકો અને તક જોઇને જે કંઇ ખોટું કામ કરવામાં આવે અને જાુઠું બોલવામાં આવે તેની ગણત્રી તકીય્યામાંજ થાય છે, જૂઠાણામાં ગણાતું નથી. ત્યારે સાબેત થયું કે દુન્યામાં જેટલા જાુઠા છે તેઓ જાુઠા નથી તકીય્યાબાઝ છે અને તે ઉપરથી માનવું પડશે કે દુન્યામાં જાુઠાણુંજ નથી જે છે તે તકીય્યોબાઝ છે.

જનાબ હાજી સાહેબ! હાલના કુર્આનમાં તો "વ અઝઝના યૂસુફો" નથી પણ "વ અઝઝના મોઅઝઝેનુન અય્યતોહલ ઓીરો ઇન્નકુમ લ સારેકૂન" (સૂરએ યૂસુફ રકૂઅ ૮). એટલે એક પોકારનારે જોરથી કહ્યું કે એ કાફલાવાળાઓ તમો ચોર છો. હઝરત યૂસુફે (અલ) કહ્યું ન હતું. સુબહાનલ્લાહ! શીઆ પંથના આવા મહાન રાવિઓ અને તેઓને આવી ભૂલની પણ ખબર પડી નહીં. પણ હા! હું ભૂલ્યો, ઇમામોના કુર્આનમાં એ આયત વખતે એવીજ રીતે હશે. અને હઝરત ઇબ્રાહીમે (અલ) જે વખતે આ શબ્દો ફરમાવ્યા (પારો ૨૩ રકૂઅ ૭) તે વખતે તેઓની કોમની ગુમરાહી અને કુફ્રને જોઇ તેઓ બેશક એટલા બધા દલગીર હતા કે તેવી હાલતમાં કેથે જતું તેઓને સારૂં લાગતું નહતું અને જાહેર છે કે દલગીરી પણ એક ઘણીજ સખત બીમારી છે કે જેનો સંબંધ ખાસ દિલની સાથે હોય છે. પછી તેઓએ ખોટું શું કહ્યું હતું કે તેને તકીય્યો ગણાય. શું એ હદીસથી એક પરધર્મી ઇસલામ પર હુમલો કરી શકતો નથી કે એ ઇસલામીયો! તમારા એક મહાન પંથમાં મનમાં આવે તેવું જાૂઠું બોલવું દુન્યાના લાભ માટે બોલવું અથવા દીનના નફા વાસ્તે બોલવું એટલે નરૂં જાૂઠાણું બોલવું તમારા અલ્લાહ અને મહાન પેગંબરોનું શું દીન નથી? એ હદીસોની તે વખીતે શી તાવીલો કરવામાં આવે?

**તકીય્યાની ત્રીજી હદીસ.** મોહંમદ બિન યહયાએ અહમદ બિન મોહંમદથી તેણે મોઅમ્મર બિન ખલ્લાદથી રિવાયત કીધી છે કે તેણે કહ્યું કે મેં અબુલ હસન અલૈહિસ સલામથી પૂછ્યું કે આ જમાનાના બાદશાહો અમીરોની તાબેદારી કેવી રીતે કરીએ? ત્યારે આપે કહ્યું કે ઇમામ (બાકિર) અબુજઅફર અલૈહિસ્સલામે ફરમાવ્યું કે "તકીય્યો મારૂં દીન

છે અને મારા બાપદાદાઓનું દીન છે અને જેણે તકીય્યો નહીં કીધો તે બે ઇમાન છે.” (ઓસૂલે કાફી પા૦ ૪૮૪). આ હદીસથી તો તે વાંધો ઉઠાવનાર પરધર્મી સાફ કહેશે કે તમારા ઇસલામી ધર્મના જેટલા આગેવાનો હતા તેટલા જુઠાઓ હતા અને જો એમ નહીં માનશો તો (નઉઝો બિલ્લાહ) તેઓને બે ઇમાન માન્યા વગર તમને છુટકોજ નથી. ત્યારે ઇસલામીયોની આ ફજેતી પરધર્મીઓ આગળ જોવા લાયક ઠરવાની તેને માટે શું આપણે હમણાથી તૈયારીઓ કરી રાખવી જોઇએ નહીં ?

**તકીય્યાની ચોથી હદીસ** :—ઇબ્ને અબી ઓમૈરે હેશામ બિન સાલિમથી તેણે ઇબ્ને અબી ઓમૈરલ અઅજમીએ રિવાયત કીધી છે કે તેવણે કહ્યું કે મને અબુ અબદુલ્લાહ અલૈહિસ્સલામ (ઇમામ જઅફરે સદિક) ફરમાવ્યું કે “ઓ અબુઓમૈર! દીનના નવ ભાગ તો માત્ર તકીય્યા માં છે અને જેણે તકીય્યો નહીં કીધો તેનું દીન જ નથી અને નબીઝ તથા મોજાંના મસહ સિવાય તકીય્યો દરેકે દરેક ચીજમાં છે.” (**ઓસૂલે કાફી** પા૦ ૪૮૨). એ હદીસથી સાબેત થઇ ગયું કે દીનમાં તકીય્યા જેવી કોઇ ઇબાદત વધારે સવાબની નથી, અને તકીય્યાના દરજ્જાની કોઇ ફરઝ ઇબાદત પણ નથી. કેમકે જે માણસ માત્ર તકીય્યો કરે પણ દીનના બીજા કોઈ પણ ફરઝ વાજિબને અમલમાં ન લાવે એટલુંજ નહીં પણ બધાં હરામ કામો કરે છતાં તેને માટે સઘળાં શીઆ પંથવાળાઓને માનવું પડશે કે તેના કબજામાં દીનના નવ ભાગ છે. પણ જે માણસ તકીય્યો નહીં કરી રાત દિવસ ઇબાદત કરે અને રોઝા રાખે શરીઅતની હરામ વસ્તુઓ તો કોરે રહી મબાહ ચીજોથી પણ પોતાને દુર રાખે તેને માટે બધા શીઆને અહલેબૈતને આકીન રાખવું જોઇએ કે તદન બેદીન માણસ છે કે નવ ભાગ દીનને તો એ છોડે છે અને દીનના એક ભાગને પકડી રાખે છે. જેની દીનમાં જરાએ ગણત્રી નથી એ ખોલાસા પછી વાંધો ઉઠાવનારને જેટલા વાંધા ઉઠાવવાની અને ઇસલામપર હુમલા કરવાની તકો મળે છે તે ગણી બતલાવવાની અત્રે જરૂર નથી. વાંચક વર્ગ પોતે વિચારી લેશે. અલબત્ત એક બહુજ જાહેર વાંધો તો એજ ઉઠે છે કે નબીઝ નહીં પીવી અને મોજાંપર મસહ નહીં કરવા એટલા મોટા ગુનાહો શીઆ પંથમાં મનાયલા છે કે એમાં શીઆ કે સુન્ની કોઇથી પણ તકીય્યો કરવામાં નહીં આવે, એમાં તકીય્યો કરવો ભારેમાં ભારે હરામ છે, પણ ખોદ્દાપાકની સાથે કુફ્ર શિર્ક કરવામાં, રસુલુલ્લાહ (સલ)ને જુઠાડવામાં, સુન્નીઓની સામે જે સહાબાને તેઓ એકે મતે કાફિર મુર્તદ ગણે છે તેઓની તારીફો કરવામાં, આ કુર્આનને કે જે હાલમાં શીઆ અને સુન્ની બંને પંથોના હાથોમાં છે બયાઝે ઉસમાની ખરા દિલથી માનવા છતાં કલામુલ્લાહ કહી તેને માથે ચઢાવવામાં કંઇ પણ ગુનો નથી બલ્કે દીનના નવભાગને વળગી રેહવાનો સવાબ છે. મઝહબ, દીન, ધર્મ, પંથ વિગેરેની આખી દુન્યાને એટલાજ માટે જરૂર છે કે ગુનાહોથી બચે અને જાહેર છે કે જુઠાણા જેવો બીજો કોઇ ગુનો નથી, સઘળા ગુનાહોનું મૂળ જુઠાણું છે. હવે પરધર્મીઓને ઇસ્લામપર હુમલો કરવાની ખુલ્લી તક છે કે જે ધર્મના એક ઘણાંજ મશહુર અને મહાન પંથને ત્યાં જૂઠાણા જેવી બીજી કોઈ ઇબાદત અને ધર્મની ફરજ નહીં હોય તે ધર્મની સચ્ચાઇ અને સત્યતાનું પૂછવુંજ શું ? શું તે વખતે સુન્ની અને શીઆ બંને પથોને આવી રિવાયતોને લીધે નીચે જોવું પડશે નહીં ? શું હમણાથી આપ જેવા દાઈઓની એ ફરજ નથી કે તેવો વખત આવે તે પેહલાં એવી રિવાયતોનો ઘટતો બંદોબસ્ત કરી એવો ફેસલો પ્રગટ કરી દે કે તે વખતે સુન્ની અને શીઆ બંનેના માંથાં તેઓના દુશમનો સામે ઉંચાં રહે ?

**ખાસ શીઆઓ સાથે ઇમામોના તકીય્યો.**

મજકુર બાબતપર ઇમામો અને અહલે-બૈત (અલ.) કેવી મજબુત રીતે ચાલતા તેના સેંકડો નમુનાઓ શીઆપંથની હદીસોની ઘણીજ માતબર કિતાબોમાં પંથના આગેવાનોએ લખેલા છે. જેમાંનો સૌથી વધારે નવાઈ ઉપજાવનાર એક નમુનો અત્રે રજુ કરૂં છું:—અલ્લામા મુલ્લા બાકિર મજલિસી સાહેબ **બિહારૂલ અનવારના** "બાબે કતમાનુદદીને અન ગેરે અહલેહી"માં હઝરત ઇમામ જઅફરે સાદિક અબુઅબદુલ્લાહ (અલ.)થી રિવાયત લાવેલા છે કે આપે ફરમાવ્યું કે "હું દરેક વાત એવી રીતે બોલું છું કે જેમાં સિત્તેર (૭૦) તરેહ, અસલ મતલબ અને ખરી બાબતને (સંતાડવાની) હોય છે (કે જેથી જેવી તક હોય તેને અનુસરી) નીકળી જવાનો માર્ગ મળે." અને એ તકીય્યો કોઈ બેદીનની સાથે વાપરતા નહતા પણ પોતાના ખાસ શીઆઓની સાથે તેઓની વર્તણુક એવી હતી એમ શીઆ પંથના મહાન મોહદ્દિસો પોતે કબૂલ રાખે છે. મજકુર કિતાબમાંજ રિવાયત છે કે એક માણુસે હઝરત ઇમામ જઅફરે સાદિક (રદી.)ને અરજ ગુજારી કે "અમો (શીઆ પંથવાળાઓ) પર એથી વધારે સખત બીજી કોઇ (દુખદાયક) ચીજ નથી કે અમારામાં (અકીદાઓનાજ મસઅલાઓમાં) ઘણો ભારી મતફેર છે. ત્યારે આપે જવાબ દીધો કે એ મતફેર મારા (અને મારી અગાઉ ગુજરેલા ઇમામો) તરફથી છે."

શીઆ પંથની હદીસોના ઘણાજ સાચા અને સૌ રાવીયોના સરદાર રાવી ઝોરારા સાહેબથી મજકુર કિતાબમાં રિવાયત છે કે મેં હઝરત ઇમામ બાકિર (રદી.)થી એક મસઅલો પૂછયો તેનો જવાબ આપે દીધો પછી એક પછી એક બીજા બે જણા આવ્યા અને (અજબ જેવો બનાવ બન્યો કે) તેઓએ પણુ તેજ સવાલ જનાબ ઇમામ સાહેબથી પૂછયો અને તે દરેકને આપે જુદા જુદા તરેહના જવાબો આપ્યા. જ્યારે તે લોક ચાલ્યા ગયા ત્યારે મેં અરજ ગુજારી કે ઓ રસુલુલ્લાહ (સલ)ના ફરઝંદ! આ બે જણુ એરાક જિલ્લાના હતા અને તેઓ આપના શીઆ હતા છતાં એકજ સવાલના આપે તેઓને એવા જવાબો દીધા કે જે એક બીજાને વિરૂદ્ધ છે (અને મને દીધેલો જવાબ તેના કરતાંએ વિરૂદ્ધ છે) ત્યારે આપે જવાબ દીધો કે અમારે માટે એમાંજ ભલું છે, જેમ અમે એમ કરવાથીજ બચેલા રેહશું તેમ તમે પણુ સહી સલામત રહેશો. જો તમારામાંથી મતફેર જતો રહે અને તમે સઘળા એક વાતપર એકત્ર મત થઇ જાઓ તો લોકો તમને છોડશે નહીં પછી જેમ અમે જીવતા રહી શકતા નથી તેમ તમે પણુ રહી શકતા નથી. ઝોરારા સાહેબ કહેછે કે એ વાત મેં જઇને જનાબ ઇમામ જઅફરે સાદિક (રદી.)ને કહી તો તેઓએ પણુ પોતાના બાપ જેવોજ જવાબ મને દીધો. એ છે શીઆ તકીય્યાની ફરજીયાત જેને શીઆપંથ એકમતે માને છે કે ઇમામો (અલ.) તકીય્યાપર એવા તો મજબુત ચાલનારા હતા કે પોતાના શીઆઓ સાથે પણુ ઘણી નજીવી વાતોમાં સખત તકીય્યો વાપરતા તે એવી રીતે કે દરેક મસઅલાનો જવાબ એવો આપતા કે જેમાંથી સિત્તેર રીતે નીકળી જવાય અને વાંધો ઉઠાવનારને તરત જવાબ દઈ શકાય કે ના જે મતલબ તમે સમજ્યા છો તે અમારી મતલબ નથી. પછી તે જવાબમાં જ્યારે કોઇ વાંધો ઉઠાવે તો પાછા એમ કહીને નીકળી જવાય કે ના જે મતલબ હવે તમે તેની સમજયા છો તે મતલબ અમારી નથી પણુ અમારી મતલબ તો જુદી છે. મતલબ એ કે જો સામો માણુસ સિત્તેર વાંધા કાઢે છતાં તે બિચારાને હજી પત્તો નહીં લાગે કે ઇમામોની અસલ મતલબ શું છે. દરેક નાના

એને નજીવા મસઅલાઓમાં ઇમામોના તકીય્યાની પોતાના ખાસ શીઆઓ વાસ્તે એવી જોખમ ભરેલી હાલત હતી કે તે બીચારાને દીનના ખરા મસઅલાનો પત્તોજ નહીં લાગે કે જેથી ગુમરાહીમાંથી નીકળી તેને હિદાયત મળે અને આખેરતમાં ઇમામોની સાથે જન્નતમાં જાય.

ત્યારે તૌહીદના રિસાલતના, ઇમામતના, ખિલાફતના, અલ્લાહની મઅરેફતના અકીદાના મતલબ એકે શરીઅતના અને તરીકતના જે ઘણાજ મોટા મસઅલા છે તેમાં તો કોણ જાણે તેઓ સિત્તેરને છોડી. સિત્તેર હજાર એવી ગુપ્ત તરેહ દરેક મસઅલા માટે રાખતા હશે અને તકીય્યાનો એવો તો સખત ઉપયોગ કરતા હશે કે ઇમામો સિવાય નબીયો, ફિરિશ્તાઓ અને વલીયોને પણ ખબર પડી શકે નહીં કે એ મસલામાં સાચું શું છે અને કઈ વાતમાં આખેરતની નજાત રહેલી છે. શીઆપંથના આ મસઅલાએ ઇસલામના એક ઘણાજ મહાન ટોળાપર તે ટોળાની પોકળતાનો જે ડાઘો લગાડ્યો છે, હવે તેને સચ્ચાઇની પૉલિશથી તે ટોળાના આગેવાનોને જોઇએ કે જેમ બને તેમ જલદી ઇસલામના તેજસ્વી ચેહરાપરથી મટાડી નાંખે. જો એમ નહીં કરવામાં આવશે તો હું પાછળ વારંવાર લખી આવ્યો તેજ સવાલ એક પરધર્મી ઉભો કરશે કે ઇમામો અને અહલેબૈતે રસૂલ (અલ) કયા દીન ધર્મપર ચાલનારા હતા, તેઓનાં કયાં વચનો ભરોસાને લાયક હતાં, તેને ઇસલામીધર્મનું આવું મોટું ટોળું કેયામત સુધી કદી સાબિત કરી શકતું નથી.* શું તે વખતે આવી રિવાયતો મોજુદ હોવાથી અને ટોળાંને શરમાવવું પડશે નહીં?

શીઆ પંથની હદીસોની નામાંકિત કિતાબ **ઓસુલે કાફી** કે જેની રિવાયતોથી આ મારી કિતાબ ભરપૂર છે તેમાં એક ખાસ બાબ એ બયાનનું છે કે "ઇમામો અલૈહિમુસ્સલામે ખોદા પાકના હોકમ વગર નહીં કોઇ કામ કીધું અને નહીં તેઓ કરે છે, અને જે હોકમ (તેઓપર ઉતરેલો) હોય તેનાથી જરાએ વધ ઘટ કરતા નથી." આ છેલ્લો ફકરો ઉપલા ફકરા કરતાં વધારે ધ્યાન આપવા લાયક છે કેમકે એજ ફકરાથી દરેક ઇમામની નોબોવ્વત તેમજ મઅસૂમ (નિરપરાધી) હોવું સાબેત થાય છે. અને જાહેર થાય છે કે તકીય્યો કરવો પણ તેઓપર ફરઝ હતો. એજ બાબમાં એક ઘણી લાંબી હદીસ છે જેનો ઘણોજ ટુંક સાર અત્રે નકલ કરૂં છું અને તે એ છે કે હઝરત ઇમામ જઅફરે સાદિક (રદી)થી રિવાયત છે કે ખોદા પાકે પોતાના નબી (સ. અ. સ.)ની વફાત થાય તે પેહલાં એક કિતાબ (આ નકલી કુર્આન અને ઇમામો (અલ.)ના અસલી કુર્આન ઉપરાંત) ઉતારી જેનાપર સોનેરી બાર મોહરો કીધેલી હતી અને દરેક મોહરની નીચે દરેક ઇમામના નામનો એકેક પાકેટ બંધ હતો, અને જેનું નામ હોય તેના પાકેટને તેના વગર બીજા કોઈ ઇમામને ખોલી વાંચવાનો હોકમ ન હતો, જે કિતાબ આપે (સલ) હઝરત અલી (કર)ને સોંપી અને આપ પછી દરેક ઇમામ પોતાના પછીના ઇમામને તે કિતાબ સોંપતા રહયા અને દરેક ઇમામ પોતપોતાના નામના કવરને ફાડી તેમાં જે લખેલું હતું તે પ્રમાણે ચાલતા રહયા.

તે કિતાબમાં જે કવરપર હઝરત મૌલા અલી (કર)ના નામનો એડરેસ હતો તે આપે ખોલીને અંદરનો કાગળ વાંચ્યો તેમાં નીચે મુજબના ફરમાનો હતા.——"૧ ખોદા રસૂલનો જે દોસ્ત હોય તેની સાથે દોસ્તી રાખવી અને જે

* "ખુલ્લા હુકમો અને સાચો માર્ગ દેખાડનારી વાતો જે કંઇ અમે ઉતારી તેને જે લોકો સંતાડે છે ત્યાર પછી કે અમે તે વાતોને (કુર્આન જેવી) કિતાબમાં બયાન કરી દીધી હોય, તે (સંતાડનારા)ઓ પર અલ્લાહ લઅનત કરે છે તેમજ લઅનત કરનારા (પણ) લઅનત કરે છે" (સુરા બકર રૂકુઅ ૨૯) તકીય્યા કરનારાઓને એ આયત લાગુ પડે છે કે નહીં તે જરા હઝરત ઇમામે ગાયબ (અલ)થી પુછી ૧૫ના ખોલાસાને જરૂર પ્રગટ કરશો.

તેઓનો દુશમન હોય તેઓ સાથે દુશમની રાખવી, ૨ તમારા જેટલા અને જે કંઈ હકો છીનવી લેવામાં આવે અને તમારો "ખોમસ" છીનવી લેવામાં આવે અને તમારી આબરૂનું અપમાન કરવામાં આવે તે સઘળાપર શું તમે સબર કરશો અને ગુસ્સે થશો નહીં ?" આપે જવાબ દીધો કે "હા, યા રસૂલુલ્લાહ ! મેં એ બધી વાતો કબુલ રાખી અને હું એ ઇજાઓ ખમવાને બિલકુલ રાજી છું, અગરજો તેઓ મારી આબરૂપર ડાઘો લગાડે, આપની સુંનતોને કોરે મૂકી દે, ખોદાની કિતાબને ટુકડે ટુકડા કરી નાંખે, કઅબાના મકાનને ખોદી કાઢે અને મારી દાઢીને મારા માથાના લોહી વડે રંગી કાઢે; હું દરેક હાલતમાં ધીરજ ધરીશ, અને તેના બદ-લાની ઉમેદ ખોદા સિવાય બીજા કોઇથી રાખીશ નહીં, અહીં સુધી કે મરીને હું આપની જના-બમાં આવી પોહચું"* તે પછી રસુલુલ્લાહે (સલ) હઝરત બીબી ફાતેમા અને ઈમામ હસન તથા ઇમામ હોસેન (રદી) ને બોલાવ્યા અને જનાબે અમીર (અલ)ના કાગળમાં જે શરતો હતી તેનાથી વાકેફ કરી તેઓનો શો મત છે તેની તપાસ કીધી તેઓએ પણ તેજ જવાબો દીધા કે જે હઝરત અલી (કરમ)એ દીધા હતા પછી તે વસીયતનામાપર જંનતમાં બનેલી મોહરો વતિ મોહર કરવામાં આવી અને વસીયતનામું હઝરત અલીયે મુર્તઝા (કરમ)ને સોંપવામાં આવ્યું. હઝરત ઇમામ મૂસા બિન જઅફર (અલ) જ્યારે અહીં સુધી ફરમાવી ચુકયા ત્યારે એ હદીસના રાવિએ પૂછ્યું કે શું તે વસીયતનામામાં એ પણ લખેલું હતું કે મોનાફિકો ખિલાફત (ના હક)ને હઝરત અલી અને તેઓ પછી થયલા ઇમામોથી છીનવી લેશે ? આપે ફરમાવ્યું કે "હા, કસમ છે અલ્લાહની કે તેઓએ (અમો ઇમામો સાથે) જે કંઇ કીધું તે સઘળું તેમાં લખેલું હતું. શું તમે ખોદાપાકનો આ કલામ સાંભળ્યો નથી ? "જે મડદાંઓને જીવાડે છે તે અમે છીએ, અને તેઓએ જે આગળ મોકલ્યું અને તેઓની પાછળ તેઓ જે જે છોડે અને દરેક ચીજને અમે ગણી લીધી છે એક જાહેર અસલી ચીજમાં (સુરા યાસીનનો ૧લો રૂકુઅ). પછી રસુલુલ્લાહે (સલ), ખોદાના સોગન, હઝરત અલી અને ફાતેમા (રદી)ને પૂછ્યું કે મેં જે કંઇ તમને કહ્યું તે તમે સાંભળ્યું અને તેને કબુલ રાખ્યું અને તે પ્રમાણે ચાલશો ? તેઓએ જવાબ દીધો કે "કેમ નહીં ચાલશું, અને અમને (મોનાફિકોને હાથે) જે જે ઇજાઓ પોહોંચશે અને જે કંઇ શોકજનક દુઃખો આપવામાં આવશે તે સઘળાને માટે અમે સબર કરશું".

તકીય્યા માટે ઉપર જેટલી હદીસો આવેલી છે તેને વાસ્તે એ વસીયતનામું મૂળ છે. શીઆપંથની રિવાયતો કે જેમાં ઘણા ખરા સહાબા, તાબેઇનો અને તબએ તાબેઇનો (રદી)

---

* મજકુર કિતાબના "પેદા કરનારની નાફર-માની કરી મખલુકની તાબેદારી કરનાર માટે બાબ (અધ્યાય)માં પાના ૪૬૦માં છે કે મોહંમદ બિન મોસલિમે ઇમામ બાકિર (રદી)થી રિવાયત કીધી છે કે "જેણે અલ્લાહના નાફરમાનની તાબેદારી કીધી તેનો દીનજ નથી, અને જેણે અલ્લાહપર જૂઠી વાત લગાડી તેનો દીન નથી. અને જેણે અલ્લાહની નિશાનીઓને જાણી જોઇને નહીં માની તેનો (પણ) દીન નથી", બીજી રિવાયત હઝરત જાબિર બિન અબદુલ્લાહ [રદી]થી છે કે રસુલુલ્લાહ (સલ) ફરમાવ્યું કે "જેને અલ્લાહને નાખુશ કરી બાદશાહને રાજી કીધો તે અલ્લાહના દીન (ઇસલામ)થી નીકળી ગયો". દીની સાચી વાતો માટે પોતાના ખરા હકો અને અસલી કુર્આનને સંતાડવા માટે પંજતન પાકે, તેઓના પક્ષકાર સહાબાઓએ અને પછીના બીજા ઈમામોએ ત્રણે ખલીફા (રદી) અને બીજા હાકેમો સાથે તેમજ બીજા મુસલમાનો સાથે જે તકીય્યો કરતા હતા તે જો ખરો મનાય તો આ હદીસોને બેશક સઘળા શીઆઓને ખોટી ગણવી પડશે અને જો હદીસોને તેઓ ખરી માનશે તો તકીય્યો જડમૂળથી નાબૂદ થઈ ત્રણે ખલીફાઓની ખિલાફત સાચી હોવી હાલના કુર્આનનું અસલી કલામે ઇલાહી હોવું અને હઝરત અલી [રદી]નું વસી અને ખલીફા બિલાફસ્લ નહીં હોવું સુર્યના પ્રકાશ કરતાં વધારે સાફ રીતે સાબિત થઈ જશે. હાજી ! સાહેબ એનો કોઇ ઉપાય ?

એ અહલેબેત અને ઈમામો (અસ)પર જુલ્મો ગુજારેલાનું બયાન વર્ણવેલું છે તેને માટે એ પંથના વિરૂદ્ધીયાઓ જેટલા વાંધા ઉઠાવતા હતા કે જેનું કેટલુંક બયાન પાછળ બયાન કરવામાં આવેલું છે કે ઇમામોને એટલી બધી સત્તા હોવા છતાં તેઓ કેમ મૂંગે મોઢે તે ઇજાઓને સહન કરતા હતા. તેનો જવાબ અને તેનું મુખ્ય કારણ આ વસીયતનામાના લખાણથી જાહેર થઇ ગયું કે બેશક બિચારાઓએ કબુલાત આપી પોતાને હાથે આટલી બધી ઈજાઓ કબુલ રાખેલી અને તેજ વચનને તેઓએ પોતાની આખી જિંદગી સુધી પાળ્યું. નહીંતો સઘળા આકાશો અને સઘળી જમીનો વચ્ચેની કોઇપણ વસ્તુની શી તાકાત હતી કે તેઓના હકો છીનવી શકતે. એક પલકવારમાં કોણ જાણે કયાં ઉડાવી દેતે કે તેનો પત્તો પણ કોઇને મળતે નહીં.

## તકીય્યાની છબીની બીજી બાજુનો દેખાવ.

૧ મજકુર રિવાયતોને વાંચી વાંચનાર બેશક ઘણોજ ખુશ થશે કે ચાલો વાંધા ઉઠાવનારનું પૂરેપૂરૂં ખંડન થઇ ગયું. પણ બીજી રિવાયતોએ અને તે પણ ઘણીજ માતબર રિવાયતોએ પોતે મજકુર રિવાયતોનું કેવું ખંડન કરી નાંખ્યું તે અત્રે રજુ કરૂં છું. અહલેબૈતે અતહારે ઉપલા વસીયતનામાપર સહીયો કીધી પછી તે ઉપર પોતાની આખી જિંદગીમાં કેટલા કાયમ રહયા હવે તે વિચારશો. સૌથી પહેલાં હઝરત શેરે ખોદા અલીયે મુર્તઝા (કર)એ પોતાના સહી સિક્કાને કેટલું માન આપ્યું તે તપાસીએ. ૧ હઝરત ફાતેમા (રદી)ના તરફથી જે માણસ ફદકમાં નીમાયલો હતો તેને કાઢી મૂકી પહેલા ખલીફા સાહેબે (રદી.) તેને ઠેકાણે અશજઅ નામના માણુસને નીમ્યો. તે જુલમી હતો તેથી હઝરત અલી (રદી)એ પોતાના માણુસોની સાથે ત્યાં જઇ ઉપલા વસીયત નામાનો જરાપણ વિચાર કર્યા વગર તેને કતલ કરી નાંખ્યો. હઝરત અબુબકર, હઝરત ઉમર અને ઈસ્લામી લડાઇયોના સૌથી વધારે પ્રખ્યાત આગેવાન (Hero) જનાબ ખાલિદ બિન વલીદ (રદી.)ને, પોતાનો હાશિમી દબદબો, કોરૈશી જોશ, હયદરી રૂઆબ અને અસદુલ્લાહી બીક એવી તો દેખાડી કે બધા ધ્રુજી ઉઠી ચુપ થઇ ગયા અને કંઇ પણ કરી શકયા નહીં. (શીઆ પંથના પ્રખ્યાત આગેવાન સૈયદ મોહંમદ બાકિર બિન સૈ. મોહંમદ સાહેબની રચેલી અને ઇરાન દેશમાં છપાયલી કિતાબ બહરૂલ જવાહિર પા૦ ૭૨૩)

૨. બિહારૂલ અનવાર કિતાબુલ ફિતન. (ના પાના ૯૬)માં અને ઇર્શાદુલ કોલુબમાં મુલ્લા બાકિર મજલિસી સાહેબે લખ્યું છે જેનો ટુંક સાર એ છે કે હઝરત અલી (રદી.) પોતાના ખેતરમાં વગર હથિયારે ઉભા હતા. એટલામાં તેવણને કતલ કરવા હઝરત ખાલિદ (રદી.) પોતાની બહાદુર ફોજ સાથે આવી પોહોંચ્યા અને એક લોઢાનો ભારી ગુરજ આપના ઉપર મારવાને ઉગામ્યો. આપને માટે મોજિઝો હતો કે લોઢું આપના હાથમાં મીણ થઇ જતું, આપે તે ગુરજ પકડી હઝરત ખાલિદની ગર્દનમાં લપેટી કાઢયું. હઝરત અબુબકરે ખાલિદની આ મરણતોલ હાલતને જોઇ આપના ઘણા કાલાવાલા કીધા ત્યારે આપે તે ગુરજને ખાલિદની ગર્દનમાંથી કાઢી નાંખ્યો.

૩ પણ ઇર્શાદુલ કોલુબની રિવાયતમાં છે કે એક ઘંટીનો પડ આપે ખાલિદની ગરદનમાં એવી રીતે ચોંટાડી દીધો કે જાણે ગરમ કીધેલી લાખ ચોંટી ગઇ હોયને. આખા લશકરે જોયા કીધું પણ મોતની બીકથી કોઇએ તેવણની મદદ કીધી નહીં. પછી મદીનામાં સઘળા સહાબાઓએ તેને ગર્દનમાંથી કાઢવાની કોશીશ કીધેલી નિષ્ફળ ગઈ. હઝરત અબુબકરે

(રદી.) રસુલુલ્લાહ (સલ.)નો વાસ્તો દઇને જ્યારે અરજ ગુજારી ત્યારે હઝરત મુશકિલકોશા (કર)-એ તે પડ જુદો કરી નાંખ્યો.

૪ **ઇમાદુલ ઇસલામ**માં છે કે બીજા ખલીફા (રદી)ના જમાનામાં એવી રીતે બન્યું કે જનાબ નબી સાહેબે (સલ) એક મીઝાબ (પન્નાળ) પોતાના કાકા હઝરત અબ્બાસ (રદી)ના ઘરપર મુકાવી દીધી હતી. આવતાં જતાં હઝરત ઉમરનાં લુગડાં ખરાબ થવા લાગ્યાં જેથી આપે તે મીઝાબ કઢાવી નંખાવી અને લોકોને કહી દીધું કે હવે પછી આ મીઝાબને જે કોઇ તેની જગ્યાએ મુકશે તેની ગર્દન મારવામાં આવશે. હઝરત અબ્બાસે જઇને જનાબે શાહે મર્દાં (રદી.) આગળ ફર્યાદ કીધી આપે પોતાના ગુલામ કંબરને હોકમ દીધો કે મીઝાબ જ્યાં હતી ત્યાં મુકી દીએ અને પોતે ઝુલફેકાર લઈ નબી સાહેબની મસીદમાં આવ્યા અને રસુલુલ્લાહ (સલ)ની કસમ ખાઇને કહ્યું કે હવે જે કોઈ એ મીઝાબને, કાઢી નાખવાની ઇચ્છાથી હાથ અડકાડશે અથવા કઢાવી નાંખવાનો હોકમ કરશે તેને કતલ કરી બળતા તડકામાં શુળિએ ચઢાવીશ. જ્યારે હઝરત ઉમરે (રદી.) એ વાત સાંભળી ત્યારે બીજું તો કંઇ કરી શકયા નહીં માત્ર એટલું બોલ્યા કે "ખોદા ન કરે કોઇ માણસ અબુલ હસનને ગુસ્સે કરે." પછી શાંત મામલો જોઇને હઝરત અલીયે (કર) પોતાના કાકાને કહ્યું કે "ઓ કાકા! ખોદાપાકના સોગન આ મીઝાબને માટે જો જમીનપરના બધા પ્રાણીયો મારી સામે થાત તો ખોદાએ આપેલી કૌવત અને હિંમતથી હું તે સઘળાઓને કતલ કરી નાંખતે." આપના કાકાએ આપના કપાળપર ચુંબન દઇને કહયું કે બેશક જેના તમે મદદગાર છો તેને બીક અને દુખ કેમ કરીને થાય.

૫ શીઆ પંથમાં એકમતે માતબર મનાયલી અને મુંબઇ શેહેરમાં છપાયલી કિતાબ **નાસિખુત્તવારીખ**ની ૪થી જિલ્દના પાના ૧૪૧માં છે કે જ્યારે હઝરત ફાતેમા (રદી.) ગુજરી ગયાં ત્યારે રાતના દફન કરવામાં આવ્યાં એક રિવાયતમાં છે કે સઘળા મોહાજિરીન અને અનસારની સાથે બંને ખલીફાઓ (રદી.) પણ સવારે જનાઝાની નમાઝ પઢવાને હઝરત અલીને ઘેર આવ્યા, અને આપના દફનની ખબર પડવાથી હઝરત ઉમરે (રદી.) સલાહ દીધી કે આપની નઅશ (શબ) મુબારકને ગોરમાંથી કાઢીને નમાઝ પઢવી અને બીજી રિવાયતમાં છે કે ત્યાં ચાળીશ કબરો એકજ તરેહની બનેલી જોઇ હજરત ફાતમા (રદી.)ની કબર કઇ છે તે નહીં ઓળખવાને લીધે બધીને ખોદી કાઢી આપની નઅશ મુબારકપર નમાઝ ગુજારવાનો કેટલાકોએ મત આપ્યો. હઝરત હયદરે કરરાર સાહિબે ઝુલફેકાર (કર)થી વાર્ એ કેમ ખમાય! આપ એકદમ ગુસ્સામાં આવી ગયા. એક રિવાયતમાં તો છે કે આપે એવી રીતે હઝરત ઉમર (રદી.)ને ધમકી આપી કે તેવણ બિલકુલ ચુપ થયા અને એક શબ્દ પણ બોલ્યા નહીં. અને બીજી રિવાયતમાં છે કે આપે કેટલાક અપશબ્દો પણ હઝરત ઉમર (રદી.)ને કહયા અને તેઓનાં લુગડાં પકડીને એક ઝાટકો એવો તો દીધો કે ભોંયપર તેઓ પડી ગયા પછી હઝરત અબુબકરે (રદી.) હઝરત રસુલે ખોદાના અને અર્શના સોગન દીધા ત્યારે બિચારા ઉમર (રદી.)નો છુટકો થયો, નહીતો કોણ જાણે કેવું ફનમ ફનીતું મેદાન ત્યાં થઇ જતે. એ રિવાયત ઘણી લાંબી છે જેનો ઘણોજ ટુંકસાર મેં અહીં નકલ કીધો છે.

હવે હઝરત ફાતેમા (રદી.) એ વસીયતનામા અને પોતાના દસ્કતનો કેટલે દરજજે વિચાર રાખ્યો તે તપાસીયેઃ—**કાફી**માં અબદુલ્લાહ બિન મોહંમદ જઅફરીએ હઝરત ઇમામ

આફિર અને ઇમામ જઅફરે સાદિક (રદી.)થી રિવાયત કીધી છે જેનો ટુંક સાર એ છે કે અહલેબૈતપર ઘણા જુલ્મો ગુજારવામાં આવ્યા પછી એક દિવસે હઝરત ફાતેમા (રદી.)એ હઝરત ઉમર (રદી)ને તેઓનું લુગડું પકડી પોતાની તરફ ખેંચીને કહયું કે ઓ ખત્તાબના દીકરા! ખોદાના સોગન જો નિરપરાધી (બે ગુનાહો) ને પણ ઇજાઓ ખમવી પડશે એની મને બીક નહીં હોત, તો હું સારી પેઠે જાણું છું કે જો હું અલ્લાહ પાકના સોગન ખાઉં તો તે મારી દોઆ તરત કબૂલ કરી લેશે. એ રિવાયતથી તો સાબિત થઇ ગયું કે વસીયતનામાના પોતાના વચન પાળવાના ઇરાદાથી નહીં પણ માત્ર એ ગુનાહોની ઇજાના વિચારથી આપે ખલીફાઓ અને સહાબાઓ માટે કે જેઓને આપ (નઉઝો બિલ્લાહ) જુલમી ગણુતા હતા બદ દોઆ કીધી નહીં. પણ એક નામહરમનું લુગડું પકડી પોતાની તરફ ખેંચવું આપની મોટાઇને કેટલું કલંક લગાડનાર અને તકીય્યાને મટાડનાર તથા તેની ફરજીયતને તોડનાર છે!

૨ **હકકુલ યકીન** નામની શીઆપંથની જગત પ્રસિધ્ધ અને માતબર કિતાબમાં છે કે અહલેબૈતના હકો છીનવી લેવાયલા જોઇ હઝરત ફાતેમા (રદી) એવાં તો ગુસ્સે થયાં કે હસનૈન (અલ)ના હાથ પકડી જનાબ નબી (સલ)ની કબર મોબારકપર પોંહચ્યા. હઝરત ઇમામ જઅફરે સાદિકથી રિવાયત છે કે હઝરત સલમાને ફારિસી (રદી)એ ખોદાના સોગન ખાઇને કહયું કે મસીદની દિવાલો એક માણુસના કદ જેટલી જમીનના પાયામાંથી ઉખડીને આપની બદદોઆની બીકથી ઉંચી થઇ ગઇ. પછી મેં હઝરત જનાબ અમીર (અલ)નો સંદેશો કહયો કે જો આપ પોતાનાં વાળ ખોલી નાંખશો તો મદીના શેહેર જમીનમાં ધસી જશે અને લોકોને પોતાના બચાવને માટે એક સેકંડની ફુરસદ મળશે નહીં. આપ રહમતુલ લિલ આલમીન (સલ)ની દીકરી છો, આપને પોતાને, અઝાબનું કારણ નહીં બનાવવું જોઇએ, જે સાંભળી પોતાના ધણીની આજ્ઞાને માન આપવા તથા જનાબે સલમાનને રાજી કરવા આપ મસીદથી ઘેર ચાલ્યા ગયા અને બદદોઆ કીધી નહીં. મતલબ તેજ સાબેત થઇ કે નહીં આપે સબર કીધો, નહીં ખોદાપાકે મોકલેલા વસીયતનામાના કોલ કરારનો વિચાર રાખ્યો અને નહીં કોઇથી તકીય્યો કીધો.

૩ હઝરત અલી (અલ) તો કંઇ પણુ સબર કરનારા રિવાયતોપરથી જણાય છે પણુ હઝરત ફાતેમા (રદી) તો એવા ગુસ્સામાં ભરાયલાં અને આવી રિવાયતો આપને તકીય્યાના એવા તો તજનાર સાબેત કરે છે કે હઝરત અલી (રદી)ને એવી બાબતોપર સબર કરતાં અને તકીય્યા તથા વસીયતનામા મુજબ ચાલતાં જોઇ આપ ગુસ્સામાં ઘણા સખત શબ્દો તેઓને કેહતા જે રિવાયત હું ઉપર નકલ કરી આવ્યો છું (જુઓ પાનું ૧૫ કૉ ૨). શું ખોદા, રસૂલ (અલ)ની અને પોતાના કોલકરારની તથા તકીય્યા જેવા ફરઝે ઐનની તાબેદારી અહલેબૈત (અલ) એવીજ રીતે કરતાં હતાં?

૪ ફેદક જપત કીધા પછી હઝરત ફાતેમા (રદી)એ હઝરત અમીરૂલ મોમિનન અબુબકર સિદદીક (રદી)ની રૂબરૂ મસજિદે નબવીમાં જઇને જે ખુતબો પઢેલો છે અને અલ્લામા તબરસીની એહતેજાજમાં તેમજ શીઆપંથની બીજી ઘણી માતબર કિતાબોમાં જેનું બયાન કરવામાં આવેલું છે, ઇરાન દેશમાં છપાયલી કિતાબ **લમઅતુલ બૈદાઅ ફી શર્હે ખુતબતિઝ ઝહરાઅમાં**, જે કે મજકુર ખુત્બાની ઘણીજ માનીતી અને પ્રખ્યાત શર્હ છે, તેના પાના ૧૪૮માં લખ્યું છે કે "તે ખુતબો (એડ્રેસ અથવા ઉદ્દેશ) ખુલ્લી નિશાનીઓવાળો છે, ચકચકિત દલીલોવાળો છે, જાહેર હુજજતોવાળો છે અને કતઇ સાબેતીવાળો

છે, અને જેની સનદના ખરા હોવામાં જરાએ શક નથી અને આલે અબીતાલિબ (એટલે અહલેબૈતના ઇમામો) પોતાના બાપ દાદાઓથી હમેશ તેની રિવાયત કરતા ચાલ્યા આવે છે અને પોતાની ઓલાદને તેનું શિક્ષણ આપતા રહયા છે અને શીઆપંથના મહાન આલિમોએ પોતાના વિદ્યાર્થીઓને (હંમેશ) તેને શીખવ્યો છે અને તેઓ હમેશ તેને પોતાના હાથો અને જીભોપર રાખતા ચાલ્યા આવે છે." એ ખુત્બો એવો મશહૂર અને માતબર છે, લગભગ આઠ પાના જેટલો લાંબો છે, ભાષાની શ્રેષ્ટતામાં કુર્આનની બરાબર ગણાયલો છે ઉપરાંત મોટી ખુબી એમાં એ છે કે કુર્આનની આયતો અને બીજી દલીલો વડે હઝરત અબુબકર (રદી) અને બીજા સહાબાને ઠપકો આપવામાં અને અહલેબૈતના હકો સાબિત કરવાની તે સઘળાઓની આગળ, કોશિશ કરવામાં અને સહાબાઓએ કીધેલાં (નઉઝો બિલ્લાહ) ભુંડા અને જુલ્મી કામોના ચિતારની છબી સંપુર્ણ રીતે દેખાડવામાં તેમાં કંઇ બાકી રાખવામાં આવ્યું નથી.

લાતોનો માર ખમવો, ગર્ભને પડી જવા દેવો, ઘરને બળી જવા દેવું, ગાળો ખાવી, દીકરીઓને મોનાફિકો સાથે લગ્ન કરી દેવાં, રસુલુલ્લાહ (સલ)ની સુંનતો બદલાઇ બિદઅતો ફેલાવા દેવી, કઅબાને ટુકડે ટુકડા થવા દેવું, ખિલાફતને, સત્તા રાખવા છતાં, તજી દેવું, મુનાફિકોના નામો જાહેર નહીં થાય તેમજ કુર્આનમાં કરવામાં આવેલો ફેરફાર પ્રગટ નહીં થાય એટલા માટે અસલ કુર્આનને પોતાના ખાસમાં ખાસ શીઆઓથી પણ સંતાડવું, પોતાના હકો પબ્લિકમાં સંતાડવા, દીનની અને દુન્યાની દરેક વાત એવી રીતે શીઆઓ તથા સુન્નીઓને સમજાવવી કે જેમાંથી સિન્તેર રીતે નીકળી શકાય, દુશ્મન શાયના ગારમાં સંતાઇ રહેવું એ બધું શાને માટે હતું ? તકીય્યાને માટે કારણકે તે ફરજ છે અને તેને માટે કરારનામાપર સહી સિક્કાઓ કરી ફિરિશ્તાઓને સાક્ષી રાખવામાં આવ્યા છે. પણ મજકુર રિવાયતો કેવી સહેલાઇથી એક પરધર્મીને વાંધો ઉઠાવવા ઉશ્કેરશે કે "ઓ મુસલમાનો ! ખાસ કરીને ઓ શીઆ ભાઇયો ! ! એ તો સઘળું પ્રસંગને અનુસરતું ઉભું કીધેલું તમારૂં ધતીંગ છે. કેમકે જો કરારનામાપર સહી સિક્કાઓ થયા હોત, જો તકીય્યો ફરજ હોત તો અહલેબૈતે નબવી (અલ)થી તકીય્યા અને પોતાના કોલકરાર વિરૂધ્ધ મજકુર કામોમાંથી એક રાઇના દાણા બરાબર પણ કંઈ થઇ શકતે નહીં. જે ખિલાફતને માટે હઝરત અલી (કર)-એ તકીયો કરી ત્રણે ખલીફાઓને તેને છીનવી લેવા દીધી તેજ ખિલાફતને માટે હઝરત મોઆવિયા (રદી)ની સાથે તેઓએ કેમ લડાઇઓ કીધી ? હઝરત ઇમામ હસને (રદી) શા માટે તેજ ખિલાફત માટે સેંકડો મુસલમાનોનાં લોહી વહેવડાવ્યાં અને તેજ ખિલાફતને માટે હઝરત ઇમામે હોસૈને (રદી) કરબલામાં પોતાને અને પોતાના કુટુંબને શા સારૂ તબાહ થવા દીધા ? એટલી મોટી ફરજ અને એવા મજબૂત કોલકરારને એક નજીવી દુન્યાના લોભમાં ફસાઇ તેઓ સઘળા ભૂલી જાય એ બનવાજોગ બિલકુલ નથી. તેમજ જો જાણી જોઇને તેઓએ બંને વાતો તરફ બેદરકારી વાપરી હોય એમ પણ બની શકતું નથી. નહિંતો ઇમામતને માટે બે ગુનાહ અને મઅસૂમ હોવું જે સૌથી પેહલી શરત છે—તે શરત બાતિલ થઇ તેઓની ઇમામત સાબેત થઇ શકતી નથી, કેમકે શીઆપંથમાં તકીય્યાને છોડવો અને કોલકરારને તોડવો બંને કબીરા ગુનાહો છે. બતલાવો જનાબ દાઇએ મેહેરબાન ! એ વાંધાઓને કેવી રીતે તોડી શકાય ? અને એ આફતને દૂર કરવાનો શો ઉપાય ? હઝરાતે પંજતન [ અલ ]ની આ માત્ર થોડી દલીલોપર હું અત્રે બસ કરૂં છું નહીં તો તે

[illegible] સાબીત અહલેબૈતના બાકીના ઘણા ખરા [illegible] કરી નકલી બાબતોમાં તકીય્યાને [illegible] વસીલતનામાના કોલકરારને તોડયો છે તેની [illegible] રિવાયતો શીઆ પંથની કિતાબોમાં મોજુદ [illegible] જે બધાની અહીં નકલ કરવાથી વાંચક વર્ગનો [illegible] વખત રોકવો મને ઠીક લાગતું નથી.

[illegible] હયમેરા ખામા કે કિસકિસકા મંય લિખ્ખું
[illegible] હંય દલીલોંકે યે રપ્પે મેરે આગે.

દુન્યામાં એક હલકા માણુસથી લઇને ઘણાજ ઉંચ દરજજાના માણુસ સુધી જેને ગવરમેંટ તરફથી જે કંઇ સત્તા કે હથિયાર આપવામાં આવે છે તેને તે સત્તા કે હથિયારો એટલાજ માટે અપાય છે કે તેના જાન માલ આબરૂ કે હકમાં જ્યારે તેનો કોઈ દુશમન હાથ ઘાલવા અને નુકશાની પોહચાડવા માંગે તો તે સત્તા ધરાવનાર અથવા હથિયાર રાખનાર, પોતાની સત્તા અથવા હથિયારના બળ વડે, તેને પોહોંચનારી દુશમન તરફની નુકશાનીથી પોતાને બચાવી શકે. આખી દુન્યા એ વાતને એકે મતે કબુલ રાખશે કે તે સત્તા ધરાવનાર અથવા ગવરમેંટની પરવાનગીથી હથિયાર રાખનાર માણુસ પાસે ગવરમેંટ જો એ વાતનો લેખિત એગ્રીમેંટ લખાવી લીએ કે ખબરદાર અમે આપેલી સત્તા અને હથિયારો વડે આખી દુન્યાની પેદા કીધેલી વસ્તુઓના જાન માલ આબરૂ અને હકોની તો તારે રક્ષા કરી તેઓના દુશમનોને પૂરેપૂરી રીતે તારે મારી હઠાવવા, પણ જ્યારે પોને તારા અથવા તારા સગાં વહાલાં અને કુટુંબીઓનો કોઇ ભારી અથવા નજીવો હક, તારા અથવા તારા કુટુંબીઓના દુશમનો પચાવી પડે, જાન માલ અને આબરૂને સખતમાં સખત નુકશાની પોંહચાડે ત્યારે પોતાના જાનમાલ કે આબરૂ તથા હકની રક્ષા કરવાને માટે તારે અને તારા કુટુંબીઓએ, અમે આપેલી સત્તા કે હથિયારોનો જરાએ ઉપયોગ કરવો નહીં, બસ [illegible] બેસી રહી તેઓના અત્યાચાર [illegible] જુલ્મી કામોને જોયાં કરવાં, અને તેવી [illegible] એકાદ બે વખત નહીં પણ આખી દુન્યાની જીંદગીભર એમજ ખમ્યા કરવું, ત્યારે આખી દુન્યામાં કોઇ મૂર્ખમાં મૂર્ખ માણુસ પણ એવી સત્તા કે હથિયારોને લેવાં કદી કબુલ રાખશે નહીં. કેમકે જે સત્તા અને હથિયારો પોતાના અને પોતાના કુટુંબીઓના જાન માલ આબરૂ અને દુન્યાના નહીં પણ દીનના હકો છીનવાઇ જતાં અટકાવવાના કામમાં ઉપયોગી નહીં થઇ પડે તેવી સત્તા અને તેવા હથિયારોને લેવાં અથવા નહીં લેવાં, રાખવાં અથવા નહીં રાખવાં બંને સરખાં છે. તેવી શરતે કોઇ પણ સત્તા અને હથિયારને સ્વીકારનારને આખી દુન્યા એકમતે યાતો ગાંડો કહેશે અથવા બેવકુફ ગણુશે.

આબેહુબ એજ હાલત શીઆ પંથની હદીસોએ અહલેબૈતે અતહાર અને સઘળા ઇમામો (અલ)ની કરી નાંખી છે જેને સાબેત કરવામાં મેં ઉપરના બયાનમાં કંઇ કસર રહેવા દીધી નથી. યા હઝરતે દાઈ સાહેબ! કેવી મુશકેલી છે કે જો એમ કહેવા ઉભા થઇએ છીએ કે ભાઇ! આટલી બધી સત્તા અને કુદરતી હથિયારો રાખવા છતાં જુલ્મીઓના જુલમને સહન કરવુ ઘણાજ મોટા સબર (ધૈર્ય)નો રત્બો છે, કેમકે સત્તા નહીં હોવાથી તો દરેક માણુસ જુલમને સહન કરી લે છે, ત્યારે વાંધો ઉઠાવનાર ઉપર બયાન થયલી માતબર રિવાયતોવાળી નજીવી બાબતો રજુ કરે છે કે આવી બાબતોમાં ઇમામો અને અહલેબૈતે (અલ) કેમ સબર કીધો નહીં? અને તકીય્યા તથા કોલકરાર તોડવાના મોટા ગુનાને શા માટે તેઓ આધીન થયા? અને જો એવી માતબર અને ખરી રિવાયતોને ખોટી ગણવા તૈયાર થઇએ છીએ તો [illegible] કિતાબોની બીજી રિવાયતોપરથી [illegible]

પડે છે કે જે રિવાયતોપર આખા શીઆપંથનો આધાર છે, અને ખાસ કરીને જે રિવાયતોથી ઇમામોનું વસીત્વ રસૂલુલ્લાહ (સલ) બિલા ફસ્લ એક પછી એક હોવું સાબેત થતું હતું.

### વસીયત.

જનાબ દાઈયે આવાન સાહેબ! આપે આપની કિતાબ "દાઓ તુરૂલ હક્કુલ મોબીન"ના પાના ૩૪માં લખ્યું છે કે "પછી તે મુસલમાનો જેઓ કલમએ ઇખલાસની ગવાહી આપે છે (કે નશહદો અલ લા એલાહા ઇલ લલ્લાહો વ નશહદો અન્ના મોહંમદન અબદોહુ વ રસૂલોહુ. અને તેઓ અહલે સુંનત જમાત છે. અને કલેમતુલ ઇખલાસ એવો કલમો છે જેને માટે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે જેણે તેને ખરા દિલથી કહયો. તે જનતમાં દાખલ થયો પણ એ [કલેમો] તો તેઓ તરફથી [અલ્લાહની જનાબમાં] કબુલ થતો નથી અને તેઓ ઉપર પાછો મોકલવામાં આવે છે કારણ કે તેઓ તો [એ કલેમામાં] એકજ રસૂલ (ની રિસાલત) સિવાય બીજા કોઈ (ની વસીયત કે ઇમામત)નો એકરાર કરતાજ નથી અને આપ પછી (ઇમાનની) હદોમાં જેઓ સૌ કરતાં પહેલા છે તેવા વસી (હઝરત અલીના વસીયે રસૂલ્લાહ અને ખલીફા બિલા ફસ્લ હોવાના) રુત્બાનો નકાર કરે છે. વસીના એકરાર કીધા વગર જો રસૂલનો એકરાર કબુલાતને માટે સાચો હોત તો રસૂલની ગવાહી દીધા વગર માત્ર અલ્લાહ (ની તૌહીદ)ની ગવાહી દેવી બસ હતી." પહેલાં એ દાવા માટે વાંધો ઉઠાવનારી જે દલીલો છે તેની તરફ આપ સાહેબનું ધ્યાન ખેંચું છું.

સૌથી મોટી દલીલ શીઆપંથની એ છે કે "હજજતુલ વિદાઅ"થી એટલે જનાબ નબી (સલ)એ હજથી પાછા ફરતી વખતે સિત્તેર હજાર અથવા નેવું હજાર સહાબા (રદી)ની રૂબરૂ ફરમાવ્યું હતું કે "હું જેનો મૌલા છું અલી પણ તેના મૌલા છે." સુન્નીઓની હદીસોમાં આ હદીસ કોઇ પણ સનદથી પેહલાં તો ખરી અને માતબર ગણાઇ નથી છતાં હઝરત જનાબે અલીયે મુર્તઝા (રદી)ની મોટાઇ સાબિત થતી અને કોઇ પણ રીતે ઇસલામના કોઇ પણ અકીદાને આડે આવે એવી તેમાં એક પણ વાત મળી નહીં આવતી જોઇને સુન્નીઓએ તેને કબૂલ રાખી તેમાં આવેલા "મૌલા" શબ્દના એવાતો સારા અર્થો કરી દીધા કે કોઇ વાંધો ઉઠાવનારને વાંધો ઉઠાવવાની ગુંજાશ તેમાં મળી આવે નહીં. એટલે સુન્નત જમાતવાળાઓએ "મૌલા" શબ્દના અર્થ "દોસ્ત, પ્રીય" કરી ઉપલી હદીસના અર્થ એ કીધા છે કે જનાબ નબીએ (સલ) ફરમાવ્યુ કે જે માણસ મને દોસ્ત રાખતો હોય તે બેશક અલીને પણ પ્રીય અથવા દોસ્ત ગણશે અને તેને ગણવુંજ જોઇએ. અલહમદો લિલ્લાહ અહલે સુંન્નત જમાત સઘળા સહાબાની, ખલીફાઓની, અહલે બૈતે રસૂલની, અહલે બૈતના સઘળા ઈમામોની, થઇ ગયલા હાલના અને કેયામત સુધી થનારા સઘળા સાદાતની મોહબ્બત રાખવી જેમ વાજેબ ગણે છે તેમજ જનાબ રસુલુલ્લાહ [સલ] પછી થયલા ત્રણે ખલીફાઓ બાદ સૌથી વધારે હઝરત અલી (રદી)ની દોસ્તી રાખવાને વાજિબ માને છે.

પણ શીઆ પંથવાળા "મૌલા"ના અર્થ ખલીફા બિલાફસ્લ ગણે છે અને તે ઉપરથી માને છે કે નેવું હજાર માણસોની રૂબરૂ કોલકરાર લઇને જનાબ રસુલુલ્લાહે હઝરત મૌલા અલીને પોતાના ખલીફા તેજ દિવસથી મોકરર

કરી દીધા હતા * અફસોસ છે કે શીઆ પંથની એક પણ માતબર હદીસ એ અર્થોને અને નીમણુકને સાબેત કરનારી અમને મળી આવી નથી પણ એની વિરૂધ્ધ જે ઘણીજ માતબર સંખ્યા બંધ રિવાયતો છે તેમાંની કેટલીક અત્રે નકલ કરૂં છું કે જેથી સાફ સાબેત થાય છે કે જો એટલા બધા હજારો સહાબા વચ્ચે આવો મજબુત કોલ કરાર પોતે જનાબ નબીએ (સલ) લીધો હોત અને હઝરત અલી (રદી)ની નીમણુક પોતે કીધી હોત તો હઝરત અલી (રદી) અને અહલેબૈત એવા મહાન બનાવ અને ખિલાફતના એવા મજબુત દસ્તાવેજને હંમેશને માટે એવા ભુલી જતે નહીં કે આખી જિંદગીમાં પોતાની ખિલાફતના દાવાને સાબેત કરતાં એક પણ વખતે તે બનાવને લોકો આગળ તેઓએ રજુ કીધો નહીં; શું એ કદી બની શકે છે કે બીજી આમ તેમની સેંકડો દલીલો રજુ કરવાની રિવાયતો તો હોય પણ પંથની માતબર કિતાબોમાં મજકુર દસ્તાવેજને રજુ કરવાની એક પણ રિવાયત ન હોય.

શીઆ પંથના ઇમામુલ મોહકકેકીન જનાબ મુલ્લા બાકિર મજલિસી સાહેબે પોતાની બેહારૂલ અનવારની ૯ મી જિલ્દના પાના ૭૯૭માં એક ઘણીજ લાંબી હદીસ એ બાબત લખી છે જેનો ટુંકસાર એ છે કે ઝૈદ બિન અરકમે કહ્યું કે હું જનાબ રસુલુલ્લાહ (સલ)ની જનાબમાં ગયો જે વખતે હઝરત અલીએ અરજ ગુજારી કે આપને જોઈ મારો આત્મા ઘણો દુખી થાય છે અને મારી કેડ ભાંગી જાય છે. આપે પોતાના સહાબાઓને જે કંઇ કરવા મૂકવાનું હતું તે બધુંએ કરી દીધું અને મને તો એમનેએમ છોડી દીધો. આપે (સલ) ખોદાના સોગન ખાઇને કહ્યું કે તમને તો મેં ખાસ મારે માટે ચુંટી લીધા છે. તમે મારે માટે એવા છો કે જેવા મૂસાને માટે હારૂન (અલ) હતા. ફરક એટલો છે કે મારા પછી કોઇ (નવો) નબી થઇ શકતો નથી. તમે મારા ભાઇ અને વારસ છો. અલી (રદી)એ પૂછયું કે (આપની પછી) હું આપનો કઇ ચીજમાં વારસ થઇશ ? આપે ફરમાવ્યું કે અલ્લાહની કિતાબ અને પોતાના નબીની સુંનતના (વારસ થશો; બીજી કોઇ ચીજના નહીં.) જેવી રીતે કે તમારા કરતાં પહેલાં થઈ ગયલા નબીઓના વારસો (માત્ર એ એજ ચીજોમાં પોતાના નબીના વારસ) થયા છે. અને તમે મારી સાથે જંનતના મેહલોમાં હોશો.

* મજકુર હદીસથી જેવી રીતે હઝરત અલી (રદી)નું "મૌલા" એટલે પ્રીય હોવું સાબેત થાય છે તેવીજ રીતે હઝરત અલી (રદી)ના જે ઘણા પ્રીય હોય એટલે ઇમામ હોસેન (રદી) તેઓનું "મૌલા" હોવું પણ સાબેત થાય છે કેમકે જનાબ નબી (સલ)ને તેઓ કેવા પ્રીય હતા તે બંને પંથો સારી પેઠે જાણે છે. હવે જો શીઆ પંથની રૂએ મજકુર હદીસને લીધે હઝરત અલી (રદી)ના મોજુદ હોવાથી હઝરત અલી ખલીફા બિલાફસ્લ ગણાઇ ત્રણે ખલીફાઓની ખિલાફત બાતેલ ઠરતી હોય તો હઝરત ઈમામ હોસૈન મોજુદ હોવા છતાં હઝરત અલી (રદી) પછી હઝરત ઇમામ હસનની ખિલાફત કે જેને બંને પંથો સાચી ખિલાફત માને છે બાતેલ ઠરે છે. કારણ કે શીઆ પંથની ઘણી ખરી શાખાઓના માનવા પ્રમાણે ખિલાફત તો ઈમામે હોસૈન (રદી)ની ઓલાદમાં ખોદા પાક તરફથી, કેયામત સુધી મોકર્રર કરવામાં આવી હતી. પણ જેવી રીતે બંને પંથોના એકમતે ઇમામ હોસૈનના મોજુદ હોવા છતાં અને ઈમામ હસન (રદી)ની ઓલાદમાં ખિલાફત નીમાયલી નહીં મનાયા છતાં માત્ર સહાબાના વધુ મતને લીધે આપને બંને પંથો સાચા ખલીફા માને છે, તેવીજ રીતે જો ત્રણે ખિલાફતોને માટે વધુમત તો કોરે રહયો પણ સઘળા સહાબા, અહલેબૈત અને પંજતન પાકનો એકત્ર મત બંને પક્ષોની રિવાયતોમાં મોજુદ હોય તો તે ખિલાફતો હઝરત "મૌલા" અલીના મોજુદ હોવા છતાં કેમ કરીને બાતેલ ગણાય? એને વાંચક વર્ગ જરૂર વિચારશે એવી આશા છે.

આ હદીસને જો હજ્જતુલ વિદાઅ આગળની ગણીએ તો વાંધો એ નડે છે કે આપ (સલ)ને ફરમાવવું જોઇતું હતું કે ખિલાફત બિલાફસ્લ ઇમામત, ફદક વિગેરેમાં આપ મારા વારસ થશો કેમ ધબરાઓ છો ? પણ આપે (સલ) એમાંથી એક પણ ચીજનું નામ નહીં દઇ, સુંનત જમાતનાં અકીદા પ્રમાણે દુન્યાની કોઇ પણ વસ્તુમાં પોતાનો વારસ કોઇને પણ નહીં ઠેરવી, વસીયત અને ખિલાફત બિલાફસ્લના અકીદાનો ચોખ્ખો રદ કરી નાંખ્યો. પણ એ હદીસને હજ્જતુલ વિદાઅ પછીની ફરમાવેલી ગણીએ તો મામલો બિલકુલ સાફ છે કે જો મજકુર મોટો બનાવ બન્યો હોત તો પોતે હઝરત અલી આટલા બધા દલગીર થતે નહીં. અને ધારો કે તેઓ જો ભૂલી જતે તો પોતે હઝરત નબી (સલ) તેઓને યાદ દેવાડી દેતે કે ભાઇ ! દલગીર કેમ થાઓ છો ? આટલા હજારો માણુસની વચ્ચે મેં આપને મારા ખલીફા અને ઇમામ નીમી સઘળા લોકો પાસે કોલકરાર સુધાં લઇ લીધો છે હવે મારા પછી એથી વધારે સારી બીજી કઇ ચીજ આપને જોઇએ છે ?

શીઆ પંથના ઇમામુલ મોહદ્દિસીન મોહંમદ બિન યઅકુબ કોલીની સાહેબે પોતાની પ્રખ્યાત કિતાબ **ઓસુલે કાફી** ( લખનૌની છપાયલી)ના પાના ૧૪૪માં એક ઘણી લાંબી હદીસ બયાન કીધી છે જેની ટુંક મતલબ એ છે કે હઝરત ઇમામ જઅફરે સોદિક (રદી)થી રિવાયત છે કે જયારે જનાબ નબી ( સલ )ની વફાતનો વખત પાસે આવ્યો ત્યારે આપે (સલ) હઝરત અબ્બાસ બિન અબદુલ મુત્તલિબ અને હઝરત અલી (રદી)ને બોલાવી હઝરત અબ્બાસને કહ્યું કે " ઓ મોહંમદના કાકા ! શું આપ મોહંમદનો વારસો લેશો અને તેનું દેણુ ચુકવશો અને તેના વચનોને પુરા કરશો ? હઝરત અબ્બાસે ના પાડી. એવીજ રીતે બે વખતે આપે સવાલ કીધો અને તેઓએ ના પાડી. પછી આપે (સલ) હઝરત અલીને પુછયું અને તેઓએ આપની માંગણી કબુલ રાખી. પછી આપે (સલ) હઝરત બિલાલ (રદી)ને કહ્યું કે આપના સઘળા હથિયારો લાવે પછી એજ કિતાબના પાના ૧૪૫માં એક અધ્યાયની ૧લી હદીસની મતલબ એ છે કે હથિયાર એ ઇમામતની નિશાની છે જેને આપ (સલ)ના હથિયારો અપાયા તો સમજી લેવું કે તેને ઇમામત પણ મળી ગઇ.

એ બંને બાબની હદીસોને મેળવવાથી એટલી વાત તો સાફ સાબેત થઇ જાય છે કે હજ્જતુલ વિદાઅથી પાછા ફરતી વખતે " ગદીરે ખમ " નામની જગ્યાએ જો હઝરત અલીને ખલીફા બિલાફસ્લ આપ (સલ) નીમતે તો આ ઠેકાણે હઝરત અબ્બાસ અને હઝરત જનાબે અમીર (રદી) જરૂર અરજ ગુજારતે કે યા રસુલલ્લાહ ખિલાફતની નીમણુક તો હજારો સહાબા સામે થઇ ચુકી છે. છતાં આવા એકાંત વાસમાં જો આપ મારી નીમણુક ફરમાવશો તો લોકોમાં ભારે ઝઘડો ફેલાશે અને મારી તેમજ હઝરત અલીની વાતપર લોકોને હવે ભરોસો કેમ આવશે ? બીજી વાત એ હદીસપરથી એક મૂર્ખ માણસ પણ સમજી શકે છે કે જો " ગદીરે ખમ "-ની વાત ખરી હોય તો સાફ જણાય છે કે જનાબ નબી (સલ)પર વહી આવી હશે કે તે હોકમ રદ બાતિલ છે. અલી (રદી)ને ખિલાફત નહીં આપતાં આપના કાકા હઝરત અબ્બાસ ( રદી )ને ખલીફા મોકરર કરો. કેમકે નબી (સલ)નું દીનને માટે અને ખાસ કરીને ઇમામત જેવી ફરજ વસ્તુને માટે કંઈ ફરમાવવું વહી વગર થઇ શકતુંજ નથી. જેને વાસ્તે " સુરએ વન્નજમ "માં ખોદાપાકે ખુલ્લી રીતે ફરમાવી દીધું કે " આપ (સલ) પોતાની ઇચ્છાથી (દીની વાતોમાં) કંઇ બોલતા નથી (જ્યાં સુધી કે) આપપર (દરેક દીની વાત સારૂ)

વહી કરમાં નહીં આવે." તેથીજ આપે (સલ) એ વાર ફરી ફરીને હઝરત અબ્બાસને ખિલાફત બિલાફસ્લ કબુલ રાખવાને માંગણી કીધી. એ તો ઠીક થયું કે હઝરત અબ્બાસે બંને વખત ના પાડી નહીં તો આપ (સલ) હઝરત અલી (રદી.)ને નહીં પણ હઝરત અબ્બાસને જરૂર ખલીફા બિલા ફસ્લ મોકરર કરતે.

બીજી ઘણીજ નવાઇ પમાડનારી વાત એ છે કે વાંચક વર્ગ આગળ વાંચી ચુકયો છે કે સઘળા અંબીયા (અલ) એટલે હઝરત આદમ (અલ)ના વખતથી દરેકે દરેક નબી પોતાના ઉમ્મતીઓને હઝરત અલી (કરમ.)ની ખિલાફત બિલાફસ્લ અને વસીયે રસુલુલ્લાહ હોવાપર ઇમાન લાવવાને હોકમ ફરમાવતા આવ્યા, સિત્તેર કે નેવું હજાર માણસોની રૂબરૂ આપ ખલીફા મોકરર કરવામાં આવ્યા, જનાબ નબી (સલ), શીઆ પંથની હદીસો મુજબ, પોતાની આખી જિંદગીમાં હઝરત અલી શેરે ખોદા (રદી.)ને પોતાનો વસી અને ખલીફા બિલાફસ્લ લોકો સનમુખ હંમેશ ફરમાવતા રહયા એ વાત સારી પેઠે હઝરત અલી (રદી.) જાણતા હતા છતાં જનાબ નબી (સલ)ને હઝરત અબ્બાસને ખલીફા નીમતાં સાંભળીને આપ તદન ચુપ બેશી રહયા અને મજકુર વાતોમાંથી એક પણ દલીલ પોતાના અઝલી વસી અને ખલીફા હોવાની આપે જનાબ નબી (સલ.)ને યાદ નહીં દેવાડી. તેમજ નવાઇ પામીને પુછયું પણ નહીં કે મારા પ્યારા રસુલ! મારા વહાલા ભાઈ! આજે આ ખલીફાઓનું ફેરફાર કરવાનું અથવા એમ ઇચ્છવાનું કારણ શું? એ હદીસ તો એવી ચુસ્ત દલીલ છે કે એમાં આગલી હદીસ મુજબ એ પણ શંકા કરવાની ગુંજાશ નથી કે રખેને એ બનાવ હજ્જતુલ વિદાઅના બનાવ કરતાં પહેલાનું હોય. શું વાંધો ઉઠાવનાર એવી ખુલ્લી દલીલપરથી વાંધો ઉઠાવી શકતો નથી કે હઝરત અલી (રદી)ને વાસ્તે વસીયત અને ખિલાફતની નીમણુક માટે જેટલી હદીસો શીઆ પંથમાં વર્ણાયલી છે તે સઘળી પાયા વગરની છે એમ આ હદીસ ખુલ્લી રીતે સાબેત કરી આપે છે, અને કબુલ શેખે છે કે અહલે સુન્નત વલ જમાઅત જે વાત માને છે કે ખિલાફતને ખુલ્લી રીતે કોઇને માટે જનાબ નબી (સલ)એ મુકરર કીધેલી નહીં પણ સહાબા (રદી.)ની ચુંટણીપર મુલતવી રાખી હતી, એજ વાત ખરી છે? ત્યારે ઉપર લખેલી શંકાઓ આવી ખુલ્લી દલીલો મોજૂદ હોવા છતાં કેમ કરીને મટાડી શકાય?

હઝરત અમીરૂલ મોમિનીન અલીયે મુર્તઝા (કરમ.) વસીયે રસુલુલ્લાહ (સલ) અને જનાબ નબી (સલ)ના ખલીફા બિલા ફસ્લ* હોવાને પોતે આકીન સાથે માનનારા અને એ બાબતનો પાકો અકીદો રાખનારા હતા કે નહીં અને તેથી કરીને વસીયત અને ખિલાફત બિલાફસ્લને માટે શીઆ પંથમાં જેટલી રિવાયતો આવેલી છે તેનું ખોટારૂં કે ખરાપણું પોતે હઝરત જનાબે અમીર (અલ.)ને મોઢે અત્રે જાહેર થઇ જાય તો બધી શંકાઓનો ઈ. અ. તઆલા નાશ થઇ વસીયત અને ખલીફા બિલાફસ્લ હોવાનો ઝઘડો-જ, ઇનસાફી માણસો આગળ, હંમેશને માટે મટી જશે.

શીઆપંથમાં **નહજુલ બલાગત** એકત્ર મતે જનાબ અલીયે મુર્તુઝા (કરમ)ના વચનો, ખુત્બાઓ અને પત્રોના સંગ્રહની સૌથી વધારે ખરી અને માતબર કિતાબ મનાય છે, અને તેના સઘળા ખુતબાઓમાં ખુત્બએ શકશકીયા એવો પ્રખ્યાત ખુત્બો મનાય છે કે તેના ખરા-

* "ખલીફા બિલાફસ્લ" એટલે જનાબ નબી (સલ.)ની વફાત પછી વચ્ચે કોઇ પણ ખલીફો થવા દીધા વગર તરતજ ખિલાફતની પદ્દિનો કબજો લેનાર.

પણામાં શકશુબેહ કરવો (અસલી) કુર્આનમાં શકશુબેહ કરવા બરાબર તેઓ માને છે. તેમાં આપ ફરમાવે છે કે જ્યારે, ખોદાના સોગન, ફલાણા માણસે (એટલે અબુબકરે) ખિલાફત લઇ લીધી અગર જો તેઓ સારી પેઠે જાણતા હતા કે ખિલાફતના બંદોબસ્તનો આધાર ફકત મારા પર છે, (દુન્યાની સઘળી મખલુકપર સઘળા ઇલમો, હિકમતો, તદબીરો અને અસરો) મારીજ મારફતે (એવી રીતે) ઉતરે છે કે જેવી રીતે કોઇ ઉંચી ટેકડીપરથી પાણીનો ધોધ નીચે પડે છે. મારી મોટાઇને કોઇ પોંહચી શકતું નથી. જ્યારે મારા એવા દરજ્જાને જાણવા છતાં તેઓએ પોતે ખિલાફતનો જામો પેહરી લીધો ત્યારે મેં સબ્ર (ધીરજ)નું લુગડું પહેર્યું. અને ખિલાફતને માટે કોશિશ કરવી પડતી મેલી, અને તેની તરફ જરાએ વલણ કીધું નહીં. કેમજે મેં એ બાબતમાં સારી પેઠે વિચાર કીધો કે મને બે કામોમાંથી એક કામ જરૂર કરવું જોઇએ. યા તો કપાયલા હાથો વડે (એટલે કોઇ પણ મદદગાર ન હોય તેવી હાલતમાં) હુમલો કરવો જોઇએ અથવા તો ધૈર્ય ધરીને (પુરોપુરો સબ્રકરીને) ચુપ બેશી રહેવું જોઇએ. અને ધીરજ પણ એવા અંધકારવાળા મામલામાં ધરવી જોઇએ (એટલે ખિલાફતના મામલામાં કે જેને માટે ઇસલામી શરીઅતના ઇજમાઅ એટલે સહાબાઓ (રદી.)ના એકત્રમત વગર બીજી કોઇ ખુલ્લી દલીલ નહી હોય). અને લોકો ખિલાફતના આ બારીક મસઅલામાં જેમ આંધળાઓ બટકી જઇ કુવામાં પડી જાય છે તેમ શક શુબેહમાં પડી ગયા છે. અને તેનાપર વિચાર ચલાવી તેનો ફેસલો કરવાને એટલી લાંબી મુદત જોઇએ કે જેમાં જુવાન ઘરડો થઇ જાય, અને બચ્ચું જુવાનીએ પોંહચી જાય અને ઇમાનવાળો દુઃખ અને દલગીરી ઉઠાવતો રહે તે અહીં સુધી કે પોતાના રબની સાથે જઇને મળે. એ બે વિરૂદ્ધ બાબતોપર વિચાર કરતાં મને ઠીક લાગ્યું કે આવા ગુંચવાડા ભરેલા ખિલાફતના મામલામાં મારે ધીરજ ધરવી એજ અક્કલની વાત છે. તેથી મેં સબ્ર કીધો અને હુમલો કરી લડાઇ ઉભી કરવાના વિચારને માંડી વાળ્યો. અગર જો એવી રીતે ચુપ બેસવું અને સબ્ર કરવો મારી આંખોમાં તણખલાની પેઠે ખુંચે છે અને મારા ગળામાં હાડકીની પેઠે ખુંચી મારા એશઆરામને તદન બગાડે છે.

ઉપલું લખાણ સારી પેઠે સમજાય એટલા માટે **નહજુલ બલાગત**ની ફાર્સી બાપાની શરેહ જે શીઆ પંથના આગેવાન મુલ્લા ફતહુલ્લાહ સાહેબે લખી છે તેનાપરથી અને અર્બી બાપાની આખી દુન્યામાં માતબર ગણાયલી ઇબ્ને મેસમ બહરાનીની શરેહ પરથી, શરેહની ઇબારત મેળવીને ઘણું ટુંકમાં લખ્યું છે. જેમાં કેવા ખુલ્લા શબ્દોમાં હઝરત અલી (રદી.)એ પોતે એ વાત કબુલ રાખી છે કે કુર્આન હદીસોથી કે "ગદીરે ખમ"ના બનાવથી કોઇ પણ રીતે ખુલ્લી રીતે એ વાત નક્કી કરવામાં આવી હતીજ નહીં. કે જનાબ નબી (સલ) પછી ફલાણો માણસ આપનો ખલીફા બનશે. અને એજ વાત અહલેસુંનત જમાઅત માને છે. સુબહાનલ્લાહ! અહલે સુન્નત જમાત કેવી પુરેપુરી હઝરત મૌલા અલી (રદી.)ની તાબેદારી દરેક વાતમાં બજાવી લાવે છે!! એટલાજ માટે આપે કેવી સારી ઉપમા (મિસાલ) દીધી કે જે દલીલો એ બાબતને માટે આવેલી છે તે એવી બારીક છે કે તેઓનાપર વિચાર ચલાવી કંઈ સાર કાઢવામાં હંમેશ ગુમરાહીમાં પડવાની બીક છે, માટે તેવી દલીલોપર વિચાર કરવુંજ માંડી વાળવું બેહતર છે. અલહમ્દો લિલ્લાહ અહલે સુંનત વલ જમાઅતે એટલાજ માટે એ દલીલોપર વિચાર કરવો માંડી વાળી જેમ જનાબે મૌલા અલીએ હઝરત અબુબકર સિદદીકને જનાબ

નબી (સલ)ના ખલીફા બિલા ફ્સલ માની તેઓની બૈઅત કરી લીધી તેવીજ રીતે પોતાના મૌલાની તાબેદારી કરી હઝરત સિદ્દીક અકબરને બરહક ખલીફા માની લીધા.

એ દલીલોમાં વિચાર કરી ફેસલો લાવવાને એટલો લાંબો વખત જોઇતો હતો કે જેમાં ૨૦ વર્ષનો જુવાન ૧૦૦ વર્ષનો ઘરડો થઈ જાય, અને ત્યાં સુધી ખિલાફત જેવી દીનની રક્ષા કરનારી જરૂરી વસ્તુને વિલંબમાં પડતી મૂકી અથવા માંહોમાંહે કુસંપ પેદા કરી ઇસલામ અને ઇસલામીયોનો, દુશમનોને હાથે નાશ કરાવાય એને જનાબે અમીરે (અલ) પસંદ નહીં રાખી જેમ ત્રણે ખિલાફતોને પસંદ રાખી તેમજ આપની તાબેદારીમાં, અલહમ્દોલિલ્લાહ, એવી નાજુક બાબતમાં વિચાર કરવો કે જેને માટે આવા ઇમામો (રદી.)ને આટલો બધો લાંબો વખત જોઇએ, વખતને ફોકટ ગાળવો ગણી અહલે સુન્નત વલ જમાઅત પણ તે ચારેને એક પછી એક બરહક ખલીફા માની પોતાનો અમુલ્ય વખત, ઇસલામને પરધર્મીયોના હુમલાઓથી બચાવવાના કામોમાં ગાળે છે. અને જેમ જનાબે મૌલા અલીએ ખિલાફતને માટે સૌથી સારી ખુલ્લી કીમતી, જેમાં વખત નકામો ગમાવવામાં નહીં આવે તેવી સાદી પણ મજબૂત દલીલ સઘળા સહાબાઓ (રદી)ના એકત્રમતને માની લીધી હતી તેવીજ રીતે, અલહમ્દો લિલ્લાહ, દરેક ઇનસાફી, અપક્ષપાત માણુસ કબૂલ રાખશે કે સુંનત વલ જમાઅત મુસલમાનોએ બહુજ ઠીક કીધું કે તેજ દલીલને સૌથી સારી મજબુત અને જેમાં ફોકટમાં તેઓનો કીમતી વખત જાય નહીં તેવી ગણી તેજ દલીલને લઇ લીધી અને બાકીની બધી દલીલોને કોરે મૂકી છે. હઝરત મૌલા અલી (રદી.)એ અને બાકીના ઇમામોએ દીનની રક્ષા કરવાને અને ઇસલામમાં કુસંપ નહીં ફેલાય તેટલા માટે પોતે જાણી જોઇને પોતાના હકો, ઉપર લખેલા ખુત્બાના લખાણ પ્રમાણે છોડી દઈ ખિલાફતને માટે કોશિશ કરવી પડતી મૂકી, એ બાબત ધીરજ ધરી તે તરફ જરાએ વલણ કીધું નહીં. જે લખાણથી સાફ જણાય છે કે ખિલાફતની બાબતમાં તેઓએ કદી પણ જરાએ તકીય્યો વાપર્યો નહતો. અને મજકુર લખાણે તકીય્યાને જડમુળથી નાબુદ કરી નાંખ્યો પણ અફસોસ છે કે ઇમામો (અલ.) પછી શીઆપંથવાળા ખિલાફતને માટે ધીરજ વગરના બની તકીય્યા જેવા નામરદાઇના મસઅલાને દીનનો સૌથી મોટો ફરઝ દેખાડી આડકતરી રીતે સઘળા ઇમામોને માથે એવો મોટો ફરઝ છોડવાનો આરોપ મુકી, અથવા તકીય્યાની તાબેદારીમાં તે સૌથી બહાદુર નરોને આડકતરી રીતે નામરદા સાબેત કરી ઇસલામમાં કુસંપ ફેલાવી પોતાના ઇમામો (અલ)ની પૂરેપૂરી ફજેતી પરધર્મીઓ આગળ કરી પોતેજ ઇમામોની પૂરેપૂરી નાફરમાની કરનારા પોતાને સાબેત કરે છે.

મજકુર ખુત્બામાં "કપાયલા હાથો વડે હુમલો કરવો જોઇએ" એની શરેહમાં મુલ્લા ફતહુલ્લાહ સાહેબ જેવા મહા વિદ્વાન શીઆ આલિમ ફરમાવે છે કે "એ શબ્દો અંશારા તરીકે તે ઠેકાણે બોલવામાં આવે છે કે જ્યાં તે બોલનારનો કોઇ મદદગાર અને હિમાયતી નથી એમ જણાવવું હોય. આપે આ શબ્દો એટલાજ માટે ફરમાવ્યા કે આપની ખિજમત ગુજારવાને બાર માણુસો કરતાં વધારે માણુસો નહીં હતા". બીજા શારેહ ઇબ્ને મેસમ જેવા શીઆ પંથના આગેવાન એ ફકરાની શરેહ એવી રીતે કરે છે કે "એટલે કોઇ પણ મદદગાર અને હિમાયતી વગર (દુશમનનો) મોકાબલો કરવો જાયઝ નથી" જનાબ દયાળુ દાઅી સાહેબ! જનાબે અમીર (અલ)ના જે ૫૧ મોજિઝાઓ મેં પાછળ નકલ કીધા છે અને તેજ રિવાયતો પરથી હઝરત અલી

(કરમ)નું જે સર્વ શકિતમાન ( કાદિરે મુતલક ) હોવું સાબેત થાય છે તેવી સઘળી રિવાયતોને હઝરત શેરે ખોદાનો મજકુર કૌલ અને મજકુર શરહ કેવી ખોટી સાબેત કરે છે તે આપ જેવા દાનાઓથી છુપું નથી. એમાં કઈ વાતને ખોટી અને કઈ વાતને ખરી માનીએ તે પ્રગટ કરવા જરૂર તસ્દી લેશો. વળી ઉપર પાના ૯૦માં લખેલા વસીયત નામાને હઝરત અલીયે મુર્તઝાનું આ વચન કેવું ભરોસા વગરનું ઠેરવે છે તેપણ જાહેર છે. વાંધો ઉઠાવનાર બેશક સવાલ કરી શકે છે કે આ ખુત્બામાં ખિલાફતને છોડવાના જે કારણો આપે ફરમાવ્યાં છે, જો ખોદા પાક તરફથી મજકુર વસીયતનામું ઉતર્યું હોત તો, યાતો આ કારણોજ રજુ કરવાં ફોકટ છે અથવા જો રજુ કરતે તો સૌથી પેહલાં તે કારણ રજુ કરવું હતું કે મુખ્ય કારણ ખિલાફત છોડવાનું એ છે કે મારા પરવરદેગારે મારાથી એ બાબત કોલ-કરાર લીધો છે અને સબ્ર કરવાની આજ્ઞા ફરમાવી છે. અલહમ્દો લિલ્લાહ જનાબે અમીરના આ ખુત્બાએ શીઆ અને સુંની પંથ વચ્ચે વસીયત ખિલાફત અને તકીય્યાને લીધે કુસંપના જે મસઅલા ફેલાયલા છે તેનો ખરેખરો નાશ કરી નાંખી બંને પંથોને ભાઇ ભાઇ બનાવી દીધા અને સાબેત કરી દીધું કે અહલે સુંનત જમાઅત પોતાના મૌલા અલી (કરમ)ના કેવા ખરે ખરા તાબેદાર છે.

છેવટે જનાબ અલી (અલ.)નો એક પત્ર આપની કિતાબ **નહજુલ બલાગતથી** નકલ કરૂં છું કે જે પત્ર આપે હઝરત **અમીરે મો-** આવિયા (રદી.)પર પોતાની ખિલાફતના ખરાપણાની સાબેતીમાં લખ્યો હતો. જેના લખાણથી વસીયત અને ખિલાફત બિલા ફૂસ્લનો પોતે જનાબે અમીર (અલ)નો અકીદો ન હોવો સૂર્ય કરતાં વધારે સાફ રીતે હ. અ. તઆલા સાબેત થઇ જશે. પણ કોની આગળ ? જેને ખોદા પાકે ખોટી તરફદારીથી દુર રેહવાની સાચી સમજ શકિત આપી હશે. યા અલ્લાહ પાક ! એવી સારી સમજ શકિત, અને સમજ્યા પછી સાચી વાતની તાબેદારી, મને અને મારા સઘળા સુંની ભાઇઓ અને શીઆ ભાઈઓને, તારા ફઝલથી, તારા નબીયે પાક અને અહલેબૈત અને સઘળા સહાબા (રદી.)ના તુફૈલમાં ઇનાયત કર. આમીન.

કાગળ મજકુરનું લખાણ એવી રીતે છે "બેશક મારી બૈઅત કરનારા તે લોકો છે કે જેઓએ અબુબકર, ઉમર અને ઉસમાનની બૈઅત કીધી હતી અને એ તે લોકો છે કે જેઓ જે વાતપર એકત્ર થઇને બૈઅત કરી લીએ તો જે માણુસ તે જમાનામાં હાજર હોય તે માણુસ તે વાતથી પોતાનું મ્હોં ફેરવી શકતો નથી. અને જે માણુસ તે જમાનામાં હાજર નહીં હોય તે, તેઓના એકમતને રદ બાતિલ ઠેરવી શકતો નથી. અને બેશક (ખિલાફતને માટે એટલે જનાબ નબી (સલ) પછી ખલીફો કોણ થાય એની ચુંટણી કરવા માટે) શૂરા (ઇલેકશન કમીટીની નીમણુક કરવી) એ માત્ર મોહાજેરીન અને અનસાર (રદી.)નો હક છે. (તેઓના જમાનાના બીજા લોકો અને તેઓ પછી આવનારા કેયામત સુધીના લોકોને, પછી તેઓ શીઆ પંથના હોય કે સુંની પંથના, એ બાબતમાં અભિપ્રાય આપવાનો જરાએ હક નથી, સુબહાનલ્લાહ ! ) જ્યારે તેઓ કોઇ માણુસ (ની ખિલાફતપર અને તેને ખલીફો બનાવવા )પર ઇજમાઅ (એટલે ઇ-તેફાક) કરી લીએ (અને એકત્ર થઇ જાય), અને તેને પોતાનો ઇમામ ( અમીરૂલ મોમિનીન, ખલીફતુલ મુસલેમીન ) બનાવી મશહુર કરી દીએ ત્યારે (ખરા આફ્રીનથી) સમજી લેવું અને માની લેવું જોઇએ કે તે (ખોદાપાક)ની એજ મર્જી હતી (અને ખોદા અને રસૂલ (સલ) એમાંજ રાજી છે). જો તેઓ

(સઘળા મોહાજેરીન અને અનસાર (રદી.)ના (મજકુર ઇજમાઅના) હોકમ પછી (કોઇની) કંઇ એબ (જોઇને) અથવા (તેના કોઈ કામને પોતાની નાદાનીને લીધે) બિદઅત ગણીને (તે ઇજમાઅથી) કોઇ બહાર નીકળી જાય (એટલે તેઓના એકત્ર મતને કબૂલ નહીં રાખે તો જે (સાચા એકત્ર મત)થી તે નીકળી ગયલો છે તે તરફ (કોશિશ કરીને) તેને પાછો લાવશો, અને (આ તદ્દન સાચા એકત્ર મતને) જો તેણે કબુલ નહીં રાખ્યો હોય તો તેને કતલ કરી નાંખો, કારણ કે તેણે એવો રસ્તો પકડયો છે (એટલે એવો ખોટો અકીદો માની લીધો છે) કે જે ઇમાનવાળા (એટલે સહાબા જેવા મોમિન બંદા) ઓનો નથી. અને જે ચીજ તરફ તેનું વલણ થયું છે તેનો બદલો ખોદાપાક તેને આપશે."* (ઇજિપ્ટ દેશના કેરો શેહેરમાં સને ૧૩૨૧માં છપાયલીના ભાગ બીજાનું પાનું ૭મું).

---

* (૧) "ગદીરે ખમ"માં હઝરત અલી (રદી.) જો ખલીફા નીમાયાની રિવાયત ખરી હોત તો આ પત્રમાં આવી નુકશાનકારક દલીલ લખવા કરતાં સૌથી પહેલાં તે બનાવ નકલ કરવો આપને લાયક હતો (જેને માટે જુઓ પાનું ૯૭). (૨) પાના ૯૦માં લખ્યા મુજબ વસીયત નામાના બાર પરબીડાં જો મોજુદ હતાં તો તે દેખાડી દેવાં બસ હતાં કે જેથી સીફ્રીનની લડાઇમાં બંને પક્ષોના હજારો મુસલમાનો કતલ થતાં બચી જતે. જો એમ કહેવાય કે મજકુર પરબીડાં ઇમામો સિવાય કોઇને દેખાડવાની ખોદાઇ મનાઇ હતી તો સવાલ એ ઉઠશે કે શીઆ પંથની હદીસોના માતબર રાવિયોને તે પરબીડાં અંદરનું લખાણ કેવી રીતે મળી આવ્યું કે જેને તેઓ કિતાબોમાં લખી શકયા? અને ઇમામોને તો તે લખાણો કોઇને દેખાડવાની મનાઈ જનાબ રસુલુલ્લાહ (સલ) પર વહી ઉતારીને કરવામાં આવી હતી પછી રાવિયોને દેખાડવાની પરવાનગીની વહી કોનાપર કરવામાં આવી? એ બે વાતો તરફ વાંચક વર્ગનું ખાસ ધ્યાન ખેંચું છું.

અલ્લાહો અકબર, અલ્લાહો અકબર વ લિલ્લાહિલ હમ્દ. આ કાગળમાં અહલે સુંનત જમાઅતનો ખિલાફત અને સઘળા સહાબાઓ (રદી.) બાબત એવો કયો અકીદો છે કે જે હઝરત મુશકિલ કોશા (કરમ.)એ ખોલીને બયાન કરી દીધો ન હોય, અને પોતાનો તેજ અકીદો છે એ આપે સાફ કબુલ રાખ્યું ન હોય. (૧) અહલે સુંનત જમાઅત પણ એજ માને છે કે હઝરત અલીએ (રદી.) સહાબાનો ઇજમાઅ જોઇ તે ઇજમાઅથી કદી પોતાનું મ્હોં ફેરવ્યું નહીં અને ત્રણે ખલીફા મજકુરની બૈઅત પોતાની રાજીખુશીથી મજકુર વચન મુજબ કીધી હતી. (૨) અહલે સુંનત જમાઅત પણ એજ માને છે કે જનાબ નબી (સલ) પછી આપનો ખલીફા કોને મુકરર કરવો એ ચુંટણીનો હક માત્ર મોહાજેરીન અને અનસારનોજ છે. બીજા કોઇને એમાં મત આપવાનો જરાએ હક નથી. (૩) અહલે સુંનત જમાઅત પણ એજ માને છે કે જે વાતપર, જે કોઈ બાબત માટે સઘળા સહાબા (રદી.) એકત્ર થઇ જાય તો તે કામ કદી એવું થઇ શકતું નથી કે જેને ખોદા અને જનાબ રસુલ (સલ) નામનજુર રાખે અને તેનાથી નારાજ થાય અને તેથીજ આગલી ત્રણે ખિલાફતો મકબુલ ખિલાફતો છે. (૩) અહલે સુંનત જમાત પણ એજ માને છે કે જે વાતપર સઘળા સહાબા એકમત હોય અને તે એકમતને માટે મુતવાતર રિવાયત હોય તેને જે નહીં માને તે કાફિર થઇ કતલ કરવાને લાયક છે. (૪) અહલે સુંનત જમાત પણ એજ માને છે કે હઝરત મોઆવિયા અને તેઓના મદદગાર જેટલા સહાબા અને તાબેઇન હતા તેઓને સહાબાની આટલી મોટી જમાઅતનો વધુ મત મનજુર નહીં રાખવાનો જરાએ અખત્યાર નહતો અને એ તેઓની ઇજતેહાદી ભુલ હતી. પણ એથી તેઓ કાફિર થઈ ગયા નહતા,

કારણુ કે તેઓ દરેક, ઇજતેહાદની પદ્વિ ધરાવનારા હતા.

બીજું કારણુ એ કે મુસલમાનની સાથે મુસલમાનને લડાઇ કરવી એ કુફ્ર નથી. ફેરૂઇ મસઅલામાં લડાઈ કરવાથીજ જો કોઈ કાફિર થઇ જતે તો જેટલા વ્યાજ ખાનારા છે તે બધા કાફિર થઇ જતે. કેમકે " જો (વ્યાજ લેવું દેવું) છોડશો નહીં તો અલ્લાહ અને તેના રસૂલની સાથે લડવા તૈયાર થઈ જાઓ (પારા ૩ જાનો રૂકુઅ ૬ )". એ આયત ખુલ્લી રીતે કહી રહેલી છે કે વ્યાજ ખાનારાઓ ખોદા અને તેના રસૂલની સાથે લડાઇ કરી રહેલા છે પણુ તેઓને શીઆ અને સુંની પંથ એકે મતે ગુનેહગાર ગણે છે કાફિર ગણુતા નથી. વળી **કાશી** અને **તહઝીબ** અને તફ્સીરે **કુમી**માં જનાબ ઇમામ **જઅફ્રે સાદિક**ની પોતાના બાપ ઇમામ **બાકિર** (અલ)થી રિવાયત છે કે જ્યારે એ આયાત ઉતરી કે " જો મોમિન બંદાઓનાં બે ટોળાં લડતાં હોય તો તેઓ વચ્ચે સુલેહ કરાવી દો. પછી જો એક ટોળું બીજા ટોળાપર (કંઇ) સખતાઈ વાપરે, ત્યારે જે ટોળું સખતાઇ વાપરતું હોય તેની સાથે વઢો; તે એટલે સુધી કે તે ટોળું અલ્લાહના હુકમ તરફ રજુ કરે " (પારા ૨૬નો રૂકુઅ ૧૩). ત્યારે જનાબ રસુલુલ્લાહે ( સલ ) ફરમાવ્યું કે "બેશક તમારામાંના કેટલાક મારા પછી કુર્આનની તાવીલ કરવામાં ( એક બીજા સાથે) કતલ ચલાવશે, કે જેવી રીતે મેં કુર્આનના ઉતરવા ( પછી તેના નહીં માનનારાઓ ) પર કતલ ચલાવેલી કોઇએ પૂછ્યું કે તેઓ કોણુ છે ? આપે (સલ) ફરમાવ્યું કે (પોતાના ફાટેલા જોડાને ( પોતાને હાથે ) ટાંકા મારનાર એટલે અમીરૂલ મોમિનીન ( અલીએ મુર્તઝા રદી. ) " એમાં ખુલ્લા શબ્દોમાં જનાબ નબી ( સલ )એ ફરમાવી દીધું કે " તમારામાંના કેટલાક કતલ ચલાવશે " અને તે પણુ ખરા અર્થોને માટે નહીં પણુ બંધબેસ્તા અર્થો કરવામાં એટલે તાવીલ કરવામાં. અને એ વાત તો શીઆ અને સુન્ની બંને ટોળાં માને છે કે તાવીલ કરવામાં અને એજતેહાદમાં બની શકે છે કે ભૂલ થાય. અને મુજતહેદો, તેમાં ખાસ કરીને સહાબા જેવા મુજતહેદોની ખતા એટલે ભૂલચુકપર માફીજ એકલી નહીં પણુ સવાબ મળે છે. એટલાજ માટે સુંનત જમાતના આલિમો હઝરત અલીની સાથે લડનારાઓની ખતાએ ઇજતેહાદી ગણી, જેમ જનાબ નબી (સલ) એ તે લડનારાઓને " તમારામાંના " ફરમાવી કાફિર નહીં ગણી મુસલમાન ગણ્યા છે, તેમજ તે લડનારાઓને પણુ તેઓએ સહાબા અને તાબેઇનમાંજ ગણ્યા છે. જો જનાબ નબી (સલ) હઝરત અલી ( રદી )ની સાથે લડનારાઓને કાફિર ગણુતે તો એવી રીતે ફરમાવતે કે " તમારામાંના કેટલાએક મારા પછી કુર્આનની તાવીલ કરવામાં મુર્તદો સાથે અને કાફિરો સાથે કતલ ચલાવશે " પણુ અલહમ્દો લિલ્લાહ આપે (સલ) એમાંનો એક પણ શબ્દ તેઓ માટે નહીં વાપરી જ્યારે તેઓને ઇસલામમાં રહેવા દીધા તો હવે બીજા કોઇને શો અખત્યાર કે તેઓને તે હદથી બહાર કાઢી શકે ?

વળી પત્ર મજકુરને માટે કોઇને એવી શંકા પેદા થાય કે પોતાની ખિલાફત કબુલ કરાવવા અર્થે અને હઝરત મોઆવિયા ( રદી ) અને આપના તાબેદારો, આગલા ત્રણે ખલીફાઓ (રદી)ને સાચા ખલીફાઓ માનનારા હતા તેથી કરીને તેઓના વિચારને અનુસરતું આ લખાણુ હઝરત મૌલા અલી (અલ)એ લખ્યું હશે, અથવા આપે તકીય્યો કીધો હશે, ખરૂં જોતાં આપ એ વાતોને ખરા દિલથી માનનારા હતા નહીં, તેનો એક જવાબ તો એ છે કે મોત તો આપના કબજામાં હતી ( જુઓ આ ચોપડીનું પાનું ૮૩) પછી બીક કોની ? વળી હઝરત મૌરે

ખોદાને માટે જ્યારે પણ કોઇ એવા શબ્દો કાઢતો કે અહલે બૈતના અને પોતાના હકો સહાબા (રદી) આગળ જાહેર કરવાને આપ ફલાણા ફલાણા ખલીફા કે સહાબીથી બીતા હતા, અથવા પોતાની બીકને લીધે આપ તકીય્યો કરતા હતા એ વાત આપને કેવી નાપસંદ હતી અને તેનો રદિયો આપ કેવા શબ્દોમાં કરતા તે ખુબ વિચારશો.

પ્રખ્યાત શીઆ આગેવાન અલ્લામા તબરસી સાહેબે પોતાની એહતેજાજમાં, ફદકને માટે આપે જે કાગળ હઝરત અબુબકર ( રદી )પર મોકલેલો નકલ કીધો છે તેમાં છે કે " જ્યારે પણ (કોઇ એકત્ર મત ધરાવનારી સાચી વાતમાં) હું કંઇ બોલતો નથી ત્યારે (શીઆ) લોકો કહે છે કે અબુતાલિબનો દીકરો (એટલે હું) મોતથી બી ગયો. (એમ કહેનાર નાદાનોપર) અફસોસ છે (અને ઘણો) અફસોસ છે. (અરે) હું તો પોતે મોત (પર પૂરેપૂરો કબજો ધરાવનાર) છું છતાં (ઓ મારા શીઆઓ !) મારે માટે (તમારામાં) એવી (ખોટી અને નામર્દાઇની) વાતો (કેમ) ફેલાવવામાં આવે છે ? ( અને મને શેરે ખોદા માનવા છતાં તે વાતોને તમે ખરી માની પોતાના અકીદાઓમાં કેમ દાખેલ કરી દીધી છે ? ) હુંજ અંધારી ઘોર રાતોમાં (દુશમનોના) લશકરો (ની હારો ચીરીને તે)માં ધસી જનારો છું. અને હુંજ તલવાર અને ભાલાઓનો (ખરેખરો) ધણી છું" આવા ખુલ્લા શબ્દો ફદક જેવી નજીવી બાબત માટે, લાખો માણુસપર પૂરેપૂરી સતા ધરાવનાર મહાન ખલીફાપર જેઓ લખી મોકલે, અને તકીય્યાનો એવો ખુલ્લો નકાર કરે છતાં દીનના તેવા આગેવાન બહાદુર નરોને માટે તકીય્યા જેવા નામરદાઇના ગુણને ફરઝ ઠેરવવાની હિંમત શીઆ પંથવાળાઓ સિવાય, હું ધારું છું કે આખી દુન્યામાં કોઇ પણ ધર્મવાળાઓએ પોતાના ધર્મ આગેવાનોને માટે, ધરી હશે નહીં.

ત્યારે જાહેર છે કે તે શંકા કરનાર કે વાંધો ઉઠાવનારને માનવું પડશે કે આપે જે કંઇ મજકુર પત્રમાં લખ્યું છે તેના શબ્દે શબ્દપર આપનો પૂરેપૂરો આકીન હતો અને તેથી કરીને સઘળા સહાબા (રદી)નો ઇજિમાઅ (એકત્ર મત)નું શરઇ પાકી ખરી દલીલ હોવું અને તે દલીલથી ખરી મનાયલી આગલી ત્રણે ખિલાફતોનું ખરાપણું સંપુર્ણ રીતે સાબેત થઇ ગયું, અને એજ અહલે સુંનત વલ જમાઅત મુસલમાનોનો મઝહબ છે. પણ જો વાંધો ઉઠાવનારની ખાતર થોડીવારને માટે માની લઇએ કે આપ કાગળમાંની એકે વાતને માનનારા નહીં હતા તો ઘણી મોટી મુશકેલી એ આવી પડવાની કે જ્યારે તેરસો વર્ષ પછીના શીઆઓને એ વાતની ખબર હોય કે હઝરત અલી (કરમ) ત્રણે ખિલાફતોને ખોટી ગણનારા હતા તો હઝરત મોઆવિયા (રદી) અને આપના સાથીઓ તો અવસ્ય કરીને એ વાતને જાણનારા હોવાજ જોઇએ. ત્યારે જો શીઆ પંથના માનવા મૂજબ હોત તો હઝરત મોઆવિયા ( રદી ) મજકુર પત્રનો એવો તો સારો ઉત્તર આપતે કે જેનું ખંડન દુન્યામાં કોઇ કરી શકતે નહીં અને તેની મતલબ એજ હોત કે " હું એટલાજ માટે તો આપને સાચો ખલીફા અને આપની ખિલાફતને સાચી ખિલાફત માનતો નથી, કે જે ત્રણે ખલીફાઓનાં નામો આપે લખ્યાં છે તેઓને આપ પોતે ખરા દિલથી સાચા ખલીફાઓ માનતા નથી અને તેઓને જે લોકોએ ખલીફા ચુંટેલા તે લોકોએ આપના પોતાના અકીદા મુજબ ખોદા અને રસૂલ (સલ)-ની નાફરમાની કીધી છે.

તેવાજ નાફરમાનો જો આપને ખલીફા બનાવી આપની ખિલાફતને સાચવે તો તેવી ખિલાફતને આખી દુન્યામાં કોઇ પણ સમજુ માણસ એક મિનિટને માટે પણ સાચી ખિલાફત કબુલ રાખી શકતો નથી. મુસ્લ્મી સાહેબ?

એ તો આપે પોતાને હાથે પોતાના પગમાં કુવાડીનો ઘા માર્યો છે. જો આગલી ખિલાફતોને આપે પોતે સાચી ખિલાફતો મનજુર રાખી હોત તો આજે મોહાજિરીન અને અનસારના વધુ મત જેવી ખુલ્લી દલીલ આપની ખિલાફતની સચ્ચાઇ વાસ્તે મોજૂદ હોવા છતાં આપની ખિલાફતને કબુલ મંજૂર રાખવામાં અમને આડે આવનાર એક પણ દલીલ હોત નહીં. એ માંગણી સ્વીકારવાને અમે તદન નાચાર છીએ કેમકે જે દલીલ આપે અમારી આગળ રજુ કીધી છે તે એવી દલીલ છે કે જે વડે આપ પોતે પોતાની ખિલાફતને ખોટી ઠેરવો છો, હવે જો અમે તેને કબુલ નહીં રાખીએ તો તેમાં અમારો શો દોષ ? આખી દુન્યા એ વાતને માને છે કે જે લોકો ખોદા અને રસૂલના સેંકડો હોકમોની નાફરમાની કરનારા અને ખોદા અને રસૂલના હુકમોમાં મનમાં આવે તેવો ફેરફાર કરી તેઓને જુઠાડી વસીયતને તોડી, કુર્આનને તદન બદલી કાઢી, આપની ખિલાફત બિલાફસ્લને એકવાર નહીં પણ ત્રણ ત્રણ વાર છીનવી લેનારા હોય તેવા જૂઠા અને ખોટા લોકો જે ચીજને સાચવે તે ચીજને પણ ખોટીજ માનવી જોઇએ."

જાહેર છે કે સુન્ની કે શીઆ પંથમાં એક રિવાયત પણ એવી નથી કે જેમાં હઝરત મોઆવિયા (રદી) તરફથી મજકુર મતલબ ધરાવનારૂં કોઇપણ લખાણ આપપર મોકલાયલો સાબેત હોય, જેથી કરીને સાબેત થઇ ગયું કે ૧ ત્રણે ખિલાફતોને હઝરત અલી (રદી) ખોટી માનનારા હતા, ૨ સહાબાઓ (રદી)ને એ બાબતમાં ખોદા અને રસૂલ (સલ)ના નાફરમાન ગણનારા હતા, અને ૩ પોતાને રસૂલ (સલ)ના વસી અને ખલીફા બિલાફસ્લ માનનારા હતા એમાંની એક પણ બાબત સહાબા (રદી)ના એટલે ચારે ખલીફા (રદી)ના જમાનામાં નહીંજ હતી. પણ પાછળથી મુસલમાનોમાં કુસંપ ફેલાવવાને અર્થે અબદુલ્લાહ બિન સબા યાહુદીએ અને તેની યાહુદી કમેટીએ પોતાને ખરા મોમિન બંદા અને શીઆને પંજતન પાક જાહેર કરી એ ધતીંગ ઉભું કરી અહલેબૈતના ઇમામો (અલ)ને નામે એ બાબત સેંકડો જૂઠી હદીસો તકીય્યાના આશ્રા હેઠળ ફેલાવી, મુસલમાનોમાં કેયામત સુધીનો કુસંપ ચાલુ કરી દીધો.

શીઆ પંથની દલીલો તપાસતાં પૂરેપૂરી રીતે સાબેત થાય છે કે હઝરત અલી (કરમ) અથવા કોઇ બીજા ઇમામે અહલે બૈત (રદી)ની સાથે હથિયારો વડે લડાઇ ચલાવવાને કોઇએ કુફર ગણ્યો નથી * વળી એ દલીલપરથી ઇનસાફવાળો સમજુ દરેક માણસ યાકીન સાથે સમજી શકશે કે જ્યારે ઈમામોની સાથે હથિયારો વડે લડાઇ કરવી કુફર નથી ત્યારે તેઓની ઇમામતને કબુલ નહીં રાખવાથી અથવા કોઇ વાતમાં વિરૂદ્ધતા દેખાડવાથી કોઇ મુસલમાન કાફેર કેવી રીતે થઇ

---

* ગુમરાહ કરવામાં અને ગુમરાહ થવામાં યાહુદીઓએ કંઇ નવાઇ જેવો હિસ્સો મેળવ્યો છે. જેટલા અંબિયા એ લોકોપર ઉપરાચાપરી મોકલાયા તેટલા ભાગ્યેજ કોઇ બીજી કોમપર મોકલાયા હશે પણ એ કોમ સુધરી નહીં. કોઇ પણ સાચાદીનની ચઢતી જોઇને તેને બગાડવાનું સૌથી સારૂં પગલું એ લોક એવી રીતે ભરતા કે તે દીનમાં પોતે દાખલ થઇ એવી કોશીશ કરતા કે તે દીનવાળા તેઓને પોતાના આગેવાન અને મહાત્મા ગણવા લાગે. પછી ધીમે ધીમે તે પાક દીનના સાચા અકીદાઓમાં મોટો ફેરફાર કરી પછી હરામ હલાલના મસઅલાઓમાં હાથ નાંખી છેવટે તે દીનના ખરા આગેવાનો તરફથી તેઓના દિલોમાં અણગમો પેદા કરી પોતેજ આગેવાન બની જતા. ખાસ શીઆ પંથની દલીલોથી એ વાત સંપુર્ણ રીતે આવતા ફોર્મમાં સાબિત કરવામાં આવી છે. ખ્રિસ્તી દીનને પણ એવીજ યાહુદી પાર્ટીએ બગાડયો તેઓથી શીખીને "સબાઇયા" પાર્ટીએ ઇસલામી દીનમાં કુસંપ ફેલાવ્યો. "તોહફએ ઇસના અશરીયા"માં એનો પુરો ઈતિહાસ છે.

શકે ? હવે તપાસીએ કે સૈયેદુલ અઇમ્મા **હઝરત મૌલા અલી** (કરમ) પોતાની સાથે લડનારાઓને પોતે શું ગણતા હતા. **નહજુલ બલાગત**માં આપના વચનો છે કે "પણ આપણે તો એવી હાલતમાં સવાર કીધી કે **આપણે આપણા ઇસલામી ભાઇઓ સાથે કતલ ચલાવી રહેલા છીએ** તે એટલાજ માટે કે તેઓમાં ખોટારાએ અને આડા માર્ગે અને શક શુબેહે અને **તાવીલે** પગ પેસારો કીધો છે (એટલે ખરો માર્ગ છોડીને જરૂર વગર **તાવીલ**ના ભૂલ ભરેલા રસ્તા તરફ તેઓ દોરાયા છે)." હઝરત જનાબે અમીર (અલ)ના કૌલ અને ફરમાનને રદ કરી આપની સાથે લડનારાઓને કાફિર મુર્તદ કહી અને માની પોતાની આકેબત બગાડવાની હિંમત અહલે સુંનત જમાતમાં તો નથી, ત્યારે યા હઝરતે દાઈ! શીઆને **અલી**ની હિંમત કેમ ચાલતી હશે ? સુબ્હાનલ્લાહ ! જેમ જનાબ નબી (સલ)-એ જનાબે શેરે ખોદા (રદી)ની સાથે લડનારા-ઓને સહાબીયતમાંથી કાઢી નહીં નાંખ્યા તેજ વચનની તાબેદારી કરી હઝરત અમીરૂલ મોમિનીને "આપણા ઇસલામી ભાઇઓ"ના એલકાબનો તાજ તેઓને પહેરાવ્યો અગરજે તેઓ આપની ઇમામત, ખિલાફત બિલાફસલને તો કોરે મૂકો ચોથા ખલીફા હોવાને પણ નહીં માનનારા હતા અને માત્ર તૌહીદ અને રિસાલતની ગવાહી આપનારા હતા. અલહમદો લિલ્લાહ ! હઝરત અમીરૂલ મોમિનીન **અલીયે** મુર્તઝા (કરમ)નીજ તાબેદારી અર્થે આપની ઇમામત અને ચોથા દરજ્જામાં આપની ખિલાફતને માની જો અહલે સુંનત વલ જમાઅત કલેમએ શહાદતમાં ખોદાની તૌહીદ અને જનાબ નબી (સલ)ની રિસાલતમાં આપની ખિલાફત બિલાફસલ અને વસીયે રસૂ-લુલ્લાહ (સલ) હોવું દાખેલ નહીં કરે અને જેમ પોતે જનાબે **અલી** (રદી) એ બંને વાતોને નહીં માનતા હતા તેમ નહીં માને તો કેમ કરીને તેઓનો કલેમો ખોદા પાકની જનાબમાં કબુલ નહીં થાય ? *વસ્સલામો અલા મનિત્તબઅલ હોદા.

જનાબ **અલી** મુર્તઝા (કરમ)નું ફારસી તથા અર્બી ભાષામાં એક દીવાન (કવિતા સંગ્રહ) છે કે જેને **દીવાને મુર્તઝવી** કહે છે તેની શરેહ લખનાર શીઆ પંથના આગેવાન **કાઝી મીર હોસૈન** સાહેબ શાફેઇ લખે છે કે હઝરત સઇદ બિન જોબૈર (રદી)થી રિવાયત છે કે જ્યારે હઝરત અમીરૂલ મોમિનીન **અલીયે** મુર્તઝા (અલ) હઝરત **મોઆવિયા** (રદી)ની સાથે લડાઇ કરવા રવાના થયા ત્યારે આપની સાથે નેવું હજાર (૯૦૦૦૦) સહાબા અને તાબેઇનો હતા જેઓમાં આઠસો અનસારીઓ અને નવ સો બૈઅતુર રિદવાનવાળા (રદી) હતા. યા હઝરતે દાઈ જનાબ તાહિર સૈફુદદીન સાહેબ ! સુન્ની કે શીઆ કોઇ પણ પંથમાં એક પણ ખરી અને માતબર રિવાયત એવી મળી આવતી નથી કે જ્યારે હઝરત ઉસમાન (રદી) કતલ થઇ ચુકયા અને મુસલમાનોએ હઝરત **અલી** (કરમ)ને ખિલાફત સોંપી ત્યારે આપે એક પણ સહાબી કે તાબેઇને ફરીથી કલેમો પઢાવ્યો હોય, કે ભાઇ હઝરત નબી (સલ) પછી અમો અહલેબૈત અને પાંચ સાત

*એજ દલીલોપરથી સાબેત થઇ ગયું કે "યઝીદ" તેમજ હઝરત ઈમામે હોસેન [રદી) શહીદે કરબલાની સાથે લડનારાઓ કાફિર નથી, પણ ગુન્હેગાર છે, જે સુન્નત જમાઅતનો ખરો મઝહબ છે. (ફિકહે અકબ-રની મુલ્લા અલી કારીની શરહ પા૦ ૮૯) તેથી કરીને મોહર્રમના તેહવારોમાં લઅનતોનો જે વરસાદ તેઓ-પર વરસાવવામાં આવે છે એવા કામોથી મુસલમા-નોને દુર રેહવું જોઇએ કારણ કે હદીસોમાં આવેલુ છે કે જે લઅનત મુસલમાનપર કરવામાં આવે છે તે લઅનત પાછી લઅનત કરનારાઓના મ્હોંપર પાછી આવે છે. "કરઝન ગેઝિટ" દિલ્હીના એડીટર. મિર્ઝા હયરત સાહેબે ઠીક લખ્યું હતું કે એજ કારણ છે કે લઅનત કરનારાઓના ચેહરાપર "બકાલક" નુર હંમેશ વરસે છે.

સહાબીઓ સિવાય મારી ખિલાફત, બિલાફસ્લ અને ઇમામતને નહીં માનવાથી અને કલેમએ ઇખ્લાસમાં તેના એકરારની ગવાહી નહીં આપવાથી અને ખિલાફત, ફદક વિગેરે અમારા હકો છીનવી લેવાથી તમો સઘળા તો (નઉઝો બિલ્લાહ) દીનથી ફરી જઇ મુર્તદ્દ કાફિર થઇ ગયા છો, માટે ફરીથી કલેમો પઢો, તમારી ઓરતોની સાથે ફરીથી નિકાહ કરો, અને કલેમો પણ કયો? "અશહદો અંલ લાએલાહ ઇલ્લલ્લાહો વ અશહદો અન્ના મોહંમદર રસુલુલ્લાહે" ફક્ત નહીં કેમકે ત્રણે ખલીફાઓના જમાનામાં તમે તેજ કલેમો પઢેલો છે. પણ સાથે જ્યાં સુધી તમે "વ અશહદો અન્ના અલીયંવ વસીયે રસૂલુલ્લાહે વ ખલીફતોહુ બિલાફસ્લ" નહીં પઢશો ત્યાં સુધી તમારા ઇમાન અને ઇસલામજ સાબિત નથી તો પછી મારી બૈઅત કેમ કરીને મકબુલ થાય? પણ ઉપર જે રિવાયત આપના કાગળની હું લખી આવ્યો તેમાં તો હઝરત અલી (કરમ)એ તેઓ પોતે જે કલેમએ શહાદત પઢતા હતા તેટલાજ લફઝો સાથે તેઓને હઝરત નબી (સલ)-ના મોહાજિરીન અને અનસાર માન્ય રાખી પાકા મુસલમાન માની, ખોદાપાકની જનાબમાં તેઓનો કલેમએ શહાદત મકબુલ માનેલો છે, અને તેઓને એક મિનિટને માટે પણ, આગલી ખિલાફતોના વખતમાં તેમજ પોતાની ખિલાફતના જમાનામાં કાફિર કે મુર્તદ ગણ્યા નથી. જેથી ખુલ્લી રીતે સાબેત થાય છે કે નહીં આપ ખલીફા બિલાફસ્લ હતા નહીં વસીયે રસુલુલ્લાહ (સલ) હતા અને નહીં આપનો એ અકીદો હતો કે જ્યાં સુધી ઉમ્મતે મોહંમદીયામાંથી કોઈ પણ માણુસ મારા વસીયે રસુલુલ્લાહ (સલ) અને ખલીફા બિલા ફસ્લ હોવાપર ઇમાન નહીં લાવશે ત્યાં સુધી તેનું કલેમએ એખલાસ અને કલેમએ તૌહીદનું પઢવું મરદુદ ગણાઇ તે બિચારો ઇસલામ અને ઇમાનમાં દાખેલ થયલો અલ્લાહની અને રસૂલ (સલ)ની જનાબમાં ગણાશે નહીં. અને તેથી કરીને ઇમાન લાવતી વખતે અને વહદાનીયત તેમજ રિસાલતની ગવાહી આપતી વખતે કલેમએ શહાદતમાં મજકુર બે વાતોને પણ શામેલ કરવુંજ જોઇએ; અલહમ્દો લિલ્લાહ એજ મઝહબ અહલે સુંનત વલ જમાઅતનો છે.

ખોદાપાકના ફઝલથી મજકુર દલીલોપરથી એક વાત બીજી એ નીકળી આવી કે શીઆ પંથમાં એકેમતે જે અકીદો મનાય છે કે "તેઓ (એટલે હઝરત અલી (રદી.)ની સાથે (હથિયારો વડે) લડાઇ કરવી કુફ્ર છે અને માત્ર કોઇ દીની કે દુન્યાની વાતમાં વિરૂદ્ધ થવું ફિસ્ક (એટલે મોટો ગુનો) છે." જે અકીદાને કાઝી નુરૂલ્લાહ શોસ્ત્રી સાહેબે પોતાની પ્રખ્યાત કિતાબ **મજાલિસુલ મોમિનીન**માં લખ્યો છે, તેમજ એ બાબત શીઆ પંથમાં જે હદીસ મશહૂર છે કે "હરબોકા હરબી" એટલે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે યા અલી! તમારી સાથે લડનાર મારી સાથે લડાઇ કરનાર સમાન છે. અને જાહેર છે કે જનાબ નબી (સલ)ની સાથે જે લડાઇ કરે તે કાફિર છે. એ બંને વાતો ઉપર લખેલા હઝરત જનાબે મૌલા અલી (કરમ)નાંજ વચનોથી બાતિલ થઇ ગઈ. વલહમ્દો લિલ્લાહે અલા ઝાલિક. બીજી રીતે હદીસ મજકુરથી દલીલ પકડી કોઇને કાફિર ગણવું એટલા માટે પણ ખોટું છે કે શીઆ અને સુન્ની બંને પંથોના એકે મતે કુફ્ર સાબેત થવાને કતઇ દલીલ હોવી જોઇએ. અને જાહેર છે કે મજકુર હદીસ કતઇ દલીલ થઈ શકતી નથી તો તેથી કરીને એ હદીસને આધારે લડનારાઓનુ કુફ્ર પણ કદી સાબેત થઇ શકતું નથી. રહી ગઇ ખિલાફત અને ઇમામતના મસઅલામાં વિરૂદ્ધ મત હોવાથી સહાબાનું (નઉઝો બિલ્લાહ) ફાસિક હોવું તે પણ બાતિલ છે કેમકે શીઆ પંથની સાઠ કરતાં વધારે જેટલી શાખાઓ છે, તે શાખાઓનો મતફેર ઘણું કરીને મૂળ ઇમામોને

માનવામાં છે એક શાખા જે ઇમામોને માને છે તેઓને બીજી શાખા ઇમામ માનતી નથી. શીઆપંથની રૂએ જો ઇમામતને માટે મતફેર રાખવો કુફ્ર હોય તો શીઆ પંથની મજકુર દલીલથી દુન્યામાં એક પણ શીઆ પંથનો માણસ મુસલમાન રહી શકતો નથી.

કારણ કે એક શાખા જે ઇમામોને ઇમામ માનતી નથી તે શાખાને માનવું પડશે કે બીજી શાખા જે તેઓને ઇમામ માને છે કાફિર છે, અને ઉપર હદીસોની બહસમાં હું સાબેત કરી આવ્યો કે શીઆપંથની સઘળી હદીસોના રાવી એકજ શાખાના નથી પણ ઘણા ખરા એક બીજાથી તદન જુદી શાખાના છે તેથી કરીને સાબેત થશે કે આખા શીઆ પંથનો આધાર જે હદીસોપર છે તે બધી કાફિરોની રિવાયત કીધેલી છે. અને શીઆપંથ તેમજ સુંની પંથીના એકમતે કાફિરની રિવાયત દીનમાં કબુલ રાખવી હરામ છે, તેથી કરીને આખા શીઆપંથની શી દશા થશે તે જાહેર છે. લખવાની જરૂર નથી, તેથી કરીને સાબેત થઇ ગયું કે ઇમામત અને ખિલાફતમાં મતફેર રાખવો કુફ્ર નથી તેમજ ફિસક પણ નથી, અને તેમજ એ મસઅલો અકીદાઓના મસઅલાની સાથે સંબંધ ધરાવનાર પણ નથી, અને એજ મઝહબ અહલે સુંનત જમાઅતનો છે. વળી એ પણ સાબિત થઇ ગયું કે જ્યારે બીજા ઇમામોના જમાનામાં બીજા ઇમામોની ખિલાફત અને ઇમામત માટે મતફેર રાખવો કુફ્ર કે ફિસ્ક નથી ત્યારે હઝરત અલીયે મુર્તઝા (કરમ)ના જમાનામાં ત્રણે ખલીફા (રદી.) અને આપની ઇમામત અને ખિલાફત માટે સહાબાઓ (રદી)માં કંઇ મત ભેદ હોય તો તેઓને પણ કુફ્ર કે ફિસ્ક લાગુ પડવો નહીંજ જોઇએ. અને એજ મતલબ મારે સાબેત કરવાની હતી જે અહલે સુંનત જમાઅતનો મઝહબ છે.

જનાબ દયાળુ દાઅી સાહેબ ! આપ આપની કિતાબ **કૈઓનુલ હકાકુલ મોબીન**ના પાના ૩૫ની ૧લી લીટીથી ૧૨મી લીટી સુધીમાં લખો છો કે "પછી અમે કહીએ છીએ કે બેશક જે દોરડીને પકડવાનો હોકમ તમને અલ્લાહપાકે દીધો તેનો એક છેડો તમારા હાથોમાં છે (અને તેઓ કોણ છે? આ જમાનાના) જે ઇમામ તમને પોતાની તરફ નોતરે છે અને તમને સાચો રસ્તો દેખાડે છે તે ઇમામનો નજીવો ગોલામ, તમારો ભાઇ (એટલે પોતે જનાબ વડા મુલ્લાજી સાહેબ) છે. અને દોરડીનો બીજો છેડો કે જે અલ્લાહના હાથમાં છે તે આલમે નફસ (આત્મા સૃષ્ટિ)ની છેવટની હદ છે. અને તેજ તમારા રબનો રસુલ છે કે જેની મદદ રૂહુલ કોદસ (પવિત્ર આત્મા) વડે કરવામાં આવી છે. અને દુનિયાની સૃષ્ટિમાં (તેનો દરજ્જો) સૂરજ (જેવો) છે. અને બેશક તમારા જમાનાના (ગાયબ) ઇમામનો ઓધ્ધો દીનની રૂએ રસુલ (સલ)નોજ ઓધ્ધો છે. ત્યારે તે ઇમામ તો તમારા જમાનામાં આલમે તબીઅત (ગુણ સૃષ્ટિ)ની છેવટની હદ અને આલમે ઓકૂલ (બુદ્ધિ સૃષ્ટિ)ના પ્રકાશો નાંખવાની જગ્યા છે. ત્યારે જે માણસ એવી કલ્પના કરે કે બેશક રસુલ (સલ)ની અથવા તેના નબીના વસીની અથવા તેના જમાનાના ઇમામની ઓળખાણ તેને માટે (એટલે તેના ઇમાનને કામેલ (સંપુર્ણ) થવાને માટે) જોઇએ તેટલી બસ છે. અને તેના જમાનાના દાઅીની ઓળખાણની જરાએ જરૂર નથી તો તે (માણસ) ખરા રસ્તાપરથી (બેશક) ભટકી ગયો અને ઘણાજ દુખદાયક અઝાબ (એટલે કાફિર થઈ દોઝખી થવા)ને પાત્ર થયો. અને અલ્લાહની જનાબમાં અલ્લાહને માટે તેની શહાદત (એટલે કલેમએ શહાદતનું પઢવું કદી પણ) મકબુલ નથી." (ઉપર હું લખી આવ્યો છું કે શીઆપંથવાળા, ઇમામોને પયગં, બારી-

કાઇથી તપાસતાં ખોદાના અવતારો અને નબી-યોજ માને છે તેને જનાબ મુલ્લા સાહેબના આ લખાણે સંપુર્ણ રીતે સાબેત કરી દીધું એટલુંજ નહીં પણ પોતાને પણ તેઓ આ જમાનાના નબી, ખુલ્લા નહીં પણ જરા આડકત્રા શબ્દોમાં કેવી ખુબીની સાથે પોતાની કોમ તથા બીજાઓ પાસે મનાવવા અને તેનાપર આકીન લાવવા માટે ફરમાવી રહેલા છે તેને પારખનાર હ. અ. તઆલા બહુ સેહલાઇથી પારખી શકશે કે જે અકીદો શીઆ અને સુન્ની પંથોના એકે મતે કુફ્ર અને ખુલ્લી રીતે **શિર્ક ફિન નોબુવ્વત** છે.

શીઆ પંથમાં ઘણીજ માતબર કિતાબ **હુમલએ હયદરી,** *લખનૌના મતબએ સુલતાનીમાં છપાયલીના પાના ૫ માં છે કે,

> સઝાવાર અઝ બઅદ શેરે ખોદા
> બુવદ મદહે આં યાઝદઃ પેશવા
> કે બૂદંદ હર યક બિસાને અલી
> નબીરા વસીયો ખોદારા વલી
> હમા ચું મોહંમદ મોનઝઝઃ સિફાત
> હમા સાહેબે હુકમ બર કાએનાત
> નશાયદ તફાવત મીયાં શાં ગુઝાસ્ત
> કે હરયક હરાં ચીઝ બાયસ્ત દાસ્ત
> બ હિલ્મો બ કુદરત હમા મુમતલી
> હમા ચું મોહંમદ હમા ચું અલી

**અર્થ:**—(૧) હઝરત શેરેખોદા (અલ.)ની તારીફ પછી (બાકીના) અગ્યાર ઇમામોની તારીફ કરવી જોઇએ. (૨) તેઓમાંના દરેક ઇમામ હઝરત અલી (અલ) જેવા, જનાબ નબી (સલ)ના વસી અને ખોદાપાકના વલી હતા. (૩) હઝરત મોહંમદ (સલ) જેવાં આબેહુબ પાક ગુણો ધરાવનારા દરેક ઇમામ હતા. અને આખી દુન્યાંની દરેક ચીઝપર તેઓની હકૂમત હતી. (૪) તેઓમાં કદી કોઇ પણ તરેહનો ફરક કે ભેદ ગણવો નહીં જોઇએ. કેમકે તેઓમાંના દરેક ઇમામને માટે તે દરેક ચીજ હોવીજ જોઇએ. (૫) ધીરજ અને (દરેક તરેહની) તાકાત કે શકિતથી તેઓમાંના દરેક ઇમામ ભરપૂર હતા તે સઘળા ઇમામોમાંના દરેક ઇમામ દરેક વાતમાં હઝરત મોહંમદ જેવા (નબી) અને હઝરત અલી જેવા (વસી વલી વિગેરે) હતા." કેમ સાહેબો બાર ઇમામોની સાથે હવે તેર ખોદા અને તેર નબીયો મોહંમદી દીનમાં માનવાજ જોઇએ એવો જે શીઆપંથના અકીદાનો સાર મેં ઉપર લખ્યો હતો તેની સાબેતીમાં શો શક બાકી રહી ગયો ? જે લખાણની ખુલ્લી મતલબ એજ છે કે આપને દાઈ માનનારા દાઉદી વ્હોરાઓ સિવાય આખી દુન્યાના સુન્નત જમાત મુસલમાનો અને બીજા પંથોના મુસલમાનો તો કાફિર છેજ પણ બહુજ તાજુબીની વાત તો એ છે કે શીઆ પંથની દરેક શાખાના મુસલમાનો એટલે આપના બધા શીઆ ભાઇઓ, શીઆ પંથના તાબેદારો, મોહિબ્બાને પંજતન પાક, મકબૂલાને ખોદા વ રસૂલ, ખરેખરા શીઆને અલી અને પાક મોમિન બંદાઓ પણ કાફિર છે અગરજો તે સઘળાઓ આપના હોકમની તાબેદારી કરી કલેમએ એખલાસમાં "નશહદો અન્ના અલીયંવ વસીયે રસુલુલ્લાહે વ ખલીફતોહુ બિલા ફસલ" પઢનારા છે.

દયાળુ દાઈજી સાહેબ ! આપની દાઉદી શાખા સિવાય શીઆ પંથની બીજી બધી શા-

---

* "હુમલએ હયદરી" એવી માતબર કિતાબ છે કે મહાન મોજતહેદ સૈયદ મોહંમદ સાહેબ લખનવી એજ કિતાબમાં પોતાનો અભિપ્રાય આપતાં લખે છે કે એ કિતાબ પુરનૂર, બૈતે મઅમૂર, ઇમાનથી મોનવ્વર, દરેક વાત ભરોસા લાયક, હદને ઓળંગેલી એમાં કોઈ વાત નથી, એમાં જંનતની ખશબો છે, દરેક બીમારીની દવા છે, એનાથી સુન્નીયોનાં દિલોપર ડામ લાગે છે, અને હિંદુસ્તાનમાં શીઆ પંથની લીલા લ્હેર એજ કિતાબને લીધે છે. એ મતલબ કવિતાની કડિયોપરથી ઘણી ટુંકમાં મેં લીધી છે.

ખાઓના અને અહલે સુંનત જમાઅતના મુસ-લમાનોપર આપે કેવી તરેહની દયા આણી એમાં મને સમજણ પડતી નથી. તે જરા તસદી લઈ મારા જેવા સઘળા અણસમજુ, શીઆ અને સુન્ની ભાઇયોને જરૂર સમજાવશો કે આ જમાનાના દાઅી ઉપર એટલે આપની ઝાતે તાહિર ઉપર પણ જે કોઈ ઇમાન નહીં લાવે તે પણ કાફિર છે, એ વાત અને તેને માનવાને માટે કુર્આને અસલી, અને અહાદીસ નબવી અને અઇમ્મએ અહલે બૈતે અતહારના વચનોની નસ્સે જલી લખીને ખુલ્લી રીતે આખી ઇસલામી દુન્યાની ભાષાઓ અને ખાસ કરીને ઓછામાં ઓછી હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતો અને જિલ્લાઓની જુદી જુદી ભાષાઓમાં પ્રગટ કરી કાફિર થવાથી અમને અને મરદુદ તથા નામ-કબૂલ થવાથી અમારા કલેમએ ઇખલાસને બચાવી જંનતમાં આપની અને અહલે બૈતે રસૂલ (સલ)-ની સાથે જવાની કોશિશ આપે કેમ નહીં ફરમાવી ? આપે પેહલાં તો એક પણ શરઅી દલીલ વગર એવી જરૂરની નવી વાત અર્બી જેવી ભાષામાં છપાવી કે મુસલમાનોને કમનશીબે જે ભાષાથી હિંદુસ્તાનના ઘણા ખરા ઇસલામીયો નાવાકેફ છે, પછી તેની સાથે ખુબી એ વાપરી કે આપની મજકુર કિતાબના પાના ૨૦૧ માં લખ્યા મૂજબ તે ચોપડી માત્ર દાઉદી શાખાના શીઆઓ અને તેપણ જે ખાસ લોકો આપને દાઅી માનવાપર ઇમાન રાખતા હોય તેઓનેજ માટે રિઝર્વડ (મખસુસ) કરી દીધી. વળી તેમ રિઝર્વડ રાખવાપરજ બસ નહીં કરી પણ સંભ-ળાયલી અફવાહ મુજબ તે ચોપડી આપના આમિલો સિવાય બીજા કોઇ દાઉદી વ્હોરાને પણ આપવામાં નહીં આવે, એવો બંદોબસ્ત આપે કીધો. શું એ ઠેકાણે એક પરધર્મી, ઇસલા-મના મોકાબલામાં, આ સવાલ ઉઠાવી શકતો નથી ? કે ઓ મુસલમાનો ! તમે તમારા નબીને "રહમતુલ લિલ આલમીન" તેમજ તેઓની આલે અતહાર (અલ)ને આખી દુન્યાને માટે રહમત માનો છો અને તે સાહેબોનાજ દાઅી હોવાનો જે વડા મુલ્લાજી સાહેબ દાવો કરે છે તેઓ જંનતને એવીતો રિઝર્વડ અને ઓરચેસ્ટ્રા સીટ બનાવી રહેલા છે કે અમો પરધર્મીઓ તો એક બાજુએ રહયા અને સુન્નત જમાત જેવું મહાન ઇસલામી ટોળું પણ એક કોરે રહ્યું પોતે શીઆ પંથની બીજી શાખાઓના મુસલમાનોને અંદર દાખેલ તો કયાં થવા દીએ પણ જંનતની પાસેથી જવા દેતા નથી એટલુંજ નહીં પણ એકદમ પકડાવી પકડાવીને જહંનમમાં ફેંકાવે છે. તે વખતે બંને પંથોએ તેઓને શો જવાબ આપવો ? વસીયત અને ખિલાફત બિલા ફસ્લ અને વળી તેની સાથે "દુકાળમાં અધિક માસ" જમાનાના દાઅીને નહીં માનનાર પણ કાફિર છે કે નહીં એવા બારીક મસઅલાઓનું આપનું મજકુર દયાહિન લખાણ જોઇને ઉમેદ થતી નથી કે સેહલાઇથી ફસલો થાય.

દુશમને જાં હો મસીહા તબ હો કયુંકર ઝિન્દગી
કૌન રહબર હો સકે જબ ખિઝ્ર બેહકાને લગે

એટલા માટે વાંચક સાહેબો ! આપ ઘભ-રાશો નહીં. મુસલમાનોનો મદદગાર ખોદા છે. જો દયાળુ દાઅી સાહેબને માટે ફેસલો મેળવવાને માત્ર હઝરત ઇમામે ગાયબ સાહેબ (અલ)નો એક દરબાર છે કે જેમાં ઇમામ સાહેબના વકીલ કે દાઅી વગર બીજો કોઇ દાખલ થઈ શકતો નથી તો અમો સુન્નીઓ અને શીઆ ભાઇઓને માટે દરબારે ખોદા, દરબારે રસૂલ અને દરબારે અહદા અલીયે મુશકિલકોશા હંમેશ ખુલ્લાં છે આવો ત્યાં અરજ ગુજારીએ. મજકુર ત્રણે મસ-અલાનો એટલે (૧) વસીયતનો (૨) ખિલાફત બિલા ફસ્લનો (૩) કલેમએ ઇખિલાસમાં હઝરતે મૌલાને વસી અને ખલીફા બિલા ફસ્લ આપનું નામ દઇને દાખેલ કરવાનો સંબંધ હઝરત અલીયે મુર્તઝા (કરમ)ની ખાસ જાતની સાથે છે તેથી આપનાજ દરબારમાં મોકલીએ.

## અરજી.

યા અલી યા એલિયા યા બુલહસન યા બુતોરાબ !
હલ્લે મુશકિલ્લ સરવરે દીં શાફેએ યૌમુલ હિસાબ !

મજકુર ત્રણે તકરારી બાબતમાં આપ પોતેજ હવે ફેસલો ફરમાવો કે આપના ફેસલાને જોઇ કોઇ પણ શીઆ કે સુન્નીને તેને કબુલ મનજુર નહીં રાખવાની સન્તાજ બાકી રહે નહીં.

## સુન્ની શીઆ પંથોની અરજીના દરબારે અલી (રદી)થી મળેલો જવાબ

## ત્રણે જૂની અને મૂળ તકરારી બાબતોનો શીઆ પંથની પ્રીવી કૉનસલથી મળેલો તદન છેવટનો ચુકાદો.

**નહજુલ બલાગતના** પાના ૧૧૮માં છે કે જનાબે અમીરે (અસ) એક કાગળ આપના તાબાના શેહરોમાં રેહનાર મુસલમાનો પર લખ્યો કે જેમાં આપની અને અહલે સિફ્ફીનની વચ્ચે જે જે કંઇ થયું હતું તે સઘળું વિગતવાર લખ્યું હતું કે અમારૂં કામ એવી રીતે શરૂ થયું કે અમે અને શામીયોની એક કૌમમાં લડાઇ થઇ પણ ખુલ્લી વાત તો એ છે કે આપણો રબ એક છે અને આપણા નબી (સલ.) પણ એકજ છે અને ઇસલામે જે કામો કરવાને માટે અમને નોતર્યા છે તે પણ (કાંઇ જુદા નથી) એકજ છે. અલ્લાહ (ની તૌહીદ)પર ઇમાન લાવવામાં અને તેના રસૂલ (ની રિસાલત અને નોબુવ્વત)ને સાચવવામાં (જે બંને બાબતોને શામીઓ માને છે તે બંને બાબતોમાં(કંઈ જરાપણ) તેઓના અકીદામાં (અમે વધારવા ચાહતા નથી, અને (તેમજ અમે જે બંને વાતોપર જેટલું ઇમાન રાખીએ છીએ તેમાં) તેઓ કંઇ વધારો કરવા માંગતા નથી. સુબહાનલ્લાહ ! શું ઉમદા ફેસલો છે કે ઈમાન અને ઇસલામની જે વાતોપર સઘળા સહાબા અને તાબેઇન અને હઝરત અમીરે મોઆવિયા (રદી)નું ઇમાન અને અમલ છે તેજ વાતોપર અમો અહલેબૈતે રસૂલ (સલ)નું અને અમારા સાચા શીઆઓનું ઇમાન અને અમલ છે અમે તે વાતોમાં એક રજકણ બરાબર કંઇ વધાર્યું નથી, વધારવા માંગતા નથી અને વધારવા ઇચ્છશું નહીં. અને એ વાત તો એક અભણ શીઆ કે સુન્ની પણ જાણે છે કે તેઓ એટલે સઘળા સહાબા ત્રણે ખલીફા, હઝરતે મોઆવિયા (રદી.) અને આપની સાથેનું સઘળું લશકર, માત્ર ખોદાની તૌહીદને, જનાબ રસૂલુલ્લાહ (સલ)ની રિસાલત અને નોબુવ્વતને અને હાલ બંને પંથોના હાથમાં જે કુર્આન છે જે સહીહ હદીસો છે તેનેજ માનતા હતા અને ત્રણે ખલીફા (રદી.)ની ખિલાફતોને બરહક જાણતા હતા. એ ચીજો ઉપરાંત વસીયત, ખિલાફત બિલાફસ્લ અને તેના એકરારને કલેમએ એખલાસનો એક ભાગ તદન માનતા નહતા. જેને માટે જનાબે મુર્તઝા અલી (રદી.) ફરમાવે છે કે અમે પણ માત્ર એટલીજ ચીજોને માની તેના પર વસીયત, ખિલાફત અને તેના એકરારના મસઅલાઓને વધારવા બિલકુલ માંગતા નથી. અલહમ્દો લિલ્લાહ.

પછીના ફકરાઓમાં આપ એવી રીતે ફેસલો આપે છે કે તેઓ પણ મજકુર બાબતોમાં કંઇ વધારવા માંગતા નથી એટલે સાફ સાબેત થઇ ગયું કે ઇમાન અને ઇસલામની કોઇ પણ વાતમાં તેઓમાં અને અમારામાં જરાએ ફરક નથી. અમે બધા એકજ તરેહનું સરખું ઇમાન અને ઇસલામ રાખનારા છીએ. આવા ખુલ્લા ફેસલા સાથે પણ હજી કોઇની હિંમત ચાલશે કે "ના ! અહલે બૈતના ઇમામો (અસ), શીઆને અલીના અને સુન્નીઓના ઇમાન અને ઇસલામમાં ઘણોજ મોટો તફાવત માનનારા હતા, તેઓ તો હઝરત અલી (રદી)ને નબી સાહેબ (સલ)ના વસી અને ખલીફા બિલાફસ્લ અને

તેના એકરારને કલેમએ ઇખ્લાસનો એક ભાગ અને એ ત્રણે બાબતોને નહીં માનનારને કાફિર માનનારા હતા" કહેવા ઉભો થાય? ઇનશા અલ્લાહો તઆલા કદી નહીં. જનાબ દાઈ સાહેબ! એવોજ ખુલ્લો ફેસલો દરબારે દુરબારે જનાબ મુશકિલકુશા અમીરૂલ મોમિનીન અલીયે મુર્તઝા (કરમ)નો આપના દાઈ હોવા બાબતનો જો આપ પ્રગટ કરશો તોજ અમો મુસલમાનો શીઆ અને સુન્નીઓના ઇસલામી ભાઇઓ કબૂલ રાખશું.

આ આખી ચોપડીમાં મેં જે કંઇ લખ્યું છે તે માત્ર શીઆપંથના અકીદાઓ મુજબ લખ્યું છે. હું પોતે સુન્ની પંથનો છું. મારા, અલહમ્દો લિલ્લાહ, તેજ અકીદાઓ છે કે જે અકીદાઓ અહલે સુંન્નત જમાઅત મુસલમાનોની માતબર અને મશહુર અકીદાઓની કિતાબોમાં છે. આ ચોપડીમાં મેં મારી બનતી કોશીશે કોઇ લખાણ એવું લખેલું નથી કે જેથી કોઇ પણ શીઆ કે સુન્ની ભાઇની લાગણી દુખાય. છતાં માણસ છું, વખતે કોઇ ફકરો એવો લખાઇ ગયો હોય તો ઘણીજ દલગીરી સાથે તે બાબત હું માફી માંગું છું. આ આખી ચોપડીમાં ઘણું કરીને મેં જે મસઅલાઓ ઉપર વિવેચન કીધું છે તે તેજ મસઅલાઓ છે કે જે શીઆ પંથની ઘણીખરી શાખાઓમાં એકે મતે મનાયલા છે અને જે મસઅલાઓપર આખા પંથનો આધાર છે. અલબત્ત શીઆપંથની "ઇમામિયા ઇસના અશરી શાખા"ની કિતાબોની દલીલોમેં એટલાજ માટે નકલ કીધી છે કે એ શાખા ઘણીજ મોટી અને જૂનામાં જૂની છે, એ શાખાની મઝહબની કિતાબો ફારસી, ઉર્દુ, અરબી તથા ગુજરાતી ભાષામાં ઘણે ખરે ઠેકાણે ઢુંઢનારને જેટલી સેહલાઇથી મળી આવે છે, તેટલી સેહલાઇથી બીજી શાખાઓની કિતાબો મળી આવતી નથી. એટલુંજ નહીં પણ ઘણી ખરી શાખાઓના આગેવાનો પોતાની શાખા માટે રચાયલી દીની કિતાબોને બનતી કોશિશે સંતાડી રાખે છે. માટે બહાનું કરનાર જો એવું બહાનું કાઢે કે મજકુર દલીલો તો "ઇમામિયા" શીઆઓના મઝહબની છે અમારે તેની સાથે શો સંબંધ? ત્યારે તેવા મેહેરબાનો માટે એટલો જવાબ બસ છે કે કિતાબોનાં નામો અથવા લખાણના શબ્દો અને રિવાયત કરનારાઓમાં વખતે ફેર પડશે, પણ અકીદાઓ તો એજ સાબેત થશે કે જેનાપર મેં વિવેચન કીધું છે તેમાં ઇનશા અલ્લાહ તફાવત આવશે નહીં, અને જો તફાવત આવશે તો પછી શીઆપંથ હોવાનો તેનો દાવો પોતાની મેળે ખોટો ઠરશે એનો બહૂજ વિચાર રાખવા હું અરજ ગુજારૂં છું.

'કસ્બા **થાનાભવન** જિલ્લા **મુજફ્ફરનગરથી** પ્રગટ થતા ચોપાન્યા "**અલઇમદાદ**"ની ૫મી જિલ્દના ૩જા અંક, બાબત માહે રમજાનુલ મોબારક ૧૩૩૭ હિજરીમાં, કાઠિયાવાડના જૂનાગઢ સ્ટેટના રહેવાશી વલી **મોહંમદ** ઇસમાઇલ **સુર્યાવઃ** સાહેબના ચર્ચાપત્રની પેહલાં, મજકુર ચર્ચાપત્રના લખાણપર પોતાને અભિપ્રાય દર્શાવતાં, ચોપાન્યા મજકુરના એડિટર, મૌલાના મૌલવી રશીક **અહમદ** સાહેબ, વડા મુલ્લાજી સાહેબના "દાઉદી પંથ" માટે નીચે મૂજબ ખોલાસો પ્રગટ કરે છે:——(૧) (મુલ્લા) **તાહિર** સૈફુદદીન (સાહેબ) અને તેઓ (ની તાબેદારી કરનારૂં તેઓ)નું ટોળું શીઆ પંથની ઘણી શાખાઓમાંની એક ખાસ શાખા છે. એ શાખા અને ઇમામિયા (ઇસના અશરી) શાખાનો એ બાબતમાં તો એકત્ર મત છે કે બાર ઇમામોની ઇમામતનો (તૌહીદ અને રિસાલતની પેઠે) એકરાર કરવો ફરઝ છે, અને જે કોઇ માણસ તે (બાર ઇમામો)માંથી **એક** પણ ઇમામની તાબેદારીને (રસુલુલ્લાહ (સલ)**ની** તાબેદા-

રીની પેઠે (ફરઝ નહીં ગણુશે, અગરજો તે "લા ઇલાહા ઈલ લલ્લાહો, મોહંમદુર રસુલુલ્લાહ" કેહતો હોય અથવા નહીં (કેહતો હોય) તો તે કદીપણુ મોમિન બંદો થઇ શકતો નથી, અને જંનતમાં પગ મૂકી શકતો નથી. બલ્કે તે ભટકેલો અને ભટકાવનાર છે અને હંમેશને માટે (કાફિરો અને મુશરિકોની પેઠે) જહંનમમાં રેહશે, જેવી રીતે કે એજ અકીદાને અનુસરી ઇમામિયા ઇસ્ના અશરી શાખાના શીઆઓ, સહાબા (રદિ)ને અને ખાસ કરીને ત્રણે ખલીફાઓને, ઉમ્મહાતુલ મોમિનીન (નબી સાહેબ (સલ)ની બીબીઓ) હઝરત આયશઃ સિદદીકા અને હઝરત હફસા (રદી)ને નઉઝો બિલ્લાહ કાફિર અને મોનાફિક અને હંમેશને માટે જહંનમમાં રેહનારા વિગેરે વિગેરે કહે છે.

પણ મજકુર બંને શાખાઓમાં ભેદ એ છે કે ઘણા ખરા શીઆ પંથવાળા (બાર) ઇમામો (રદી) પછી બીજા કોઇને પણ એવા દરજ્જાના માનતા નથી કે જેની તાબેદારી (દીનમાં) ફરઝ હોય, અને તેની સેવા કરવાને (બાર) ઇમામો (રદી)ની સેવા બજાવી લાવવાની પેઠે વાજિબ માનતા હોય. પણ તેઓથી ઉલટું તાહિર સૈફુદદીન (સાહેબ) અને તેઓના ટોળાવાળા, (બાર) ઇમામો ઉપરાંત તેઓ (ઇમામો)ના નાએબોની તાબેદારીને પણ ફરઝ માને છે, અને એવી રીતે નહીં માનનારાઓને કાફિર કહે છે. જે ઉપરથી જણાયું કે (સુંનત જમાઅત) મુસલમાનોને કાફિર ગણવામાં બંને ટોળાંઓનો એકત્ર મત (ઈજમાઅ) છે, કારણ કે એટલી વાત તો બંને ટોળાં એકમતે માને છે કે જે માણસ (બાર) ઇમામો (ની તાબેદારી)ને (ફરઝ) નહીં માને તે કાફિર છે પણ તફસીલમાં થોડો મતભેદ છે અને તે એ છે કેઃ—તાહિર સૈફુદદીન (સાહેબ)ના ટોળાવાળા ઇમામોના નાએબો (પ્રતિનિધીઓ)ની તાબેદારીને ફરઝ માનનારા છે અને શીઆ પંથનું ઇમામિયા ટોળું તેમ માનવાની ના પાડનાર છે. છેવટે તેનું પરિણામ એ નિકળે છે કે ખરૂં જોતાં તાહિર સૈફુદદીન (સાહેબ) અને (ઇમામિયા શાખાના) શીઆઓ એ બે જુદાં ટોળાં નથી પણ એકજ થડની બે શાખાઓ છે જેને એકજ તળાવનું પાણી સજીવન રાખે છે.

જ્યારે અહીં સુધી સમજાઇ ગયું ત્યારે હવે જાણવું જોઇએ કે (બાર) ઈમામોને (નબીયો જેવા) ઇમામ (આગેવાન) માની તેઓમાંના દરેકની તાબેદારીને ફરઝ માનવાનો મસઅલો, જેને લીધે શીઆ પંથવાળા, (પછી તે તાહિર સૈફુદદીન (સાહેબ)ના ટોળાવાળા હોય અથવા ઈમામિયા ટોળાવાળા હોય), ઘણા ખરા ઇસલામી આગેવાનોને, જેવાં કે જનાબ નબી (સલ)ની બીબીયોને અને ઘણા ખરા સહાબાને, તાબેઇનને અને તબએ તાબેઇનને, અને મોહદદિસોને અને (ચારે મઝહબના મહાન ચારે) મુજતહિદ ઇમામોને અને સઘળા આલિમોને અને સઘળા મુસલમાનોને કાફિર ઠેરવે છે, (નઉઝો બિલ્લાહ) તેનો ઇસ્લામી ધર્મમાં લગારે પત્તો નથી. ખોદા પાક, રસુલુલ્લાહ (સલ), હઝરત સૈયેદેના અલી (કરમ), સૈયદેના ઇમામ હસન અને સૈયેદેના ઇમામે હોસૈન (રદી) કોઇએ પણ મજકુર નિયમ (ઇસલામ અને ઈસ્લામિયો માટે) ઠેરવ્યો નથી. બલકે મૂળ એ કાયદો, (ઇસલામીયોમાં કુસંપ નાંખવા માટે અને ઈસલામી શરીઅતનો નાશ કરવા માટે, જાહેરમાં ઇસલામનો ડોળ ઘાલી, પણ ખરૂં જોતાં કાફિર રહી, હઝરત સૈયેદેના અમીરૂલ મોમિનીન અલી (કરમ)ની ખિલાફતના જમાનામાં) એક યાહૂદી ટોળાએ પોતાને માટે તૈયાર કીધો હતો (અને મુસલમાનોમાં ફેલાવ્યો હતો.)

એ પછી મૌલવી સાહેબ મજકુરે લખેલું છે કે શીઆ પંથવાળા પોતે મજકુર વાતને

કબુલ રાખનારા છે. પછી **અબુ અમર કશી** જેવા પ્રસિદ્ધ અને માનીતા તથા પ્રખ્યાત શીઆ આગેવાનની કિતાબનો હવાલો દીધેલો છે, જે લખાણુ અત્રે નકલ કરૂં તે પેહલાં શીઆ પંથની ઘણીજ માતબર કિતાબ **મજમઉલ બહ્રૈન**ના કેટલાક ફકરા મજકુર ટોળા અને તેના આગેવાન **અબદુલ્લાહ** બિન **સબા**ને માટે અહીં ટાંકું છું કે જેને સુંનત જમાત આલિમો એકે મતે ખુલ્લી રીતે, તેમજ શીઆ આલિમો આડકત્રી રીતે, શીઆ પંથનો મૂળ સ્થાપનાર ગણે છે. મજકુર કિતાબના રચનાર સાહેબ "ઝિન્દીક" શબ્દપર વિવેચન કરતાં મજકુર દુષ્ટને **સબા**ને માટે લખે છે કે "એ તેની હાલતનું બયાન છે. તેણે કાવત્રાં કરવા સારૂ અને મુસલમાનોને ખરા રસ્તા (ઇસલામ)પરથી ભટકાવવાની ઇચ્છાથી પોતે એમ જાહેર કીધું અને (જાહેરમાં) મુસલમાન થઇ ગયો. તે પછી સૌથી પહેલાં તેણે (હઝરત) **ઉસમાન** (રદી. ત્રીજા ખલીફા)ની ખિલાફતમાં ભારે ફિતુર ફેલાવ્યો, પછી (હઝરત) **અલી** (કરમ)ના ટોળા સાથે ભેળાયો અને તેઓમાં જેઓ દીનથી પૂરા વાકેફ નહતા તેઓને ખોટે માર્ગે દોરવા લાગ્યો; તે એટલે સુધી કે તેઓ ખરા દિલથી માનવા લાગ્યા કે ઇબાદત (પુજા) તો (હઝરત) **અલી** (કરમ)ની કરવી જોઇએ. જે (વાતો)થી (વાકેફ થઇ હઝરત) **અલી** (રદી)એ (એવા અકીદાથી) તેઓને તૌબા કરવાનો હોકમ કર્યો, પણ જ્યારે તેઓએ તૌબા નહીં કીધી ત્યારે, તેઓને ભારે સજા થાય (અને જોનારા તથા એ ખબર સાંભળનારાઓ એપરથી ધડો લીએ) એટલા માટે તેઓને હઝરત **અલી** (રદી)એ જીવતાને જીવતા આગમાં બાળી નાંખ્યા." આ રિવાયતને ૧૦૭મા પાનામાં લખેલી રિવાયતો સાથે સરખાવતાં વાંચક વર્ગને સાબિત થઈ જશે કે બેશક શીઆ પંથને સ્થાપનાર મજકુર યાહૂદી અને તેને ફેલાવનારા યાહૂદીઓજ હતા. અગરજો હઝરત **અમીરૂલ** મોમિનીને તેને બાળી નાંખ્યો પણ આજ દીવસ સુધી તેના તાબેદારોએ હઝરત **અલી** (રદી)ની ઓલુહીયત (ઇશ્વરીપણા)ની રિવાયતો તેઓના પંથની **બિહારૂલ અનવાર** જેવી માતબર કિતાબમાં રહેવા દીધી અને તેવી રિવાયતોને ઘણા માનની નજરે તેઓ જુએ છે. તેમજ શીઆ પંથની "નોસૈરીયા" શાખા આપને આજ સુધી ખોદા માને છે અને "આગાખાનિઓ" તો પોતાના દરેક પીરને ખોદા માને છે કારણકે તેઓ તેને આપની ઓલાદ ગણે છે.

હવે મજકુર રિવાયતથી પણ વધારે ખોલાસાવાળી રિવાયત અહીં નકલ કરૂં છું કે શીઆ પંથના સઘળા મોટા અકીદાઓ કે જેઓને લીધે શીઆ પંથ સુન્ની પંથથી જુદો પડે છે તેઓને ઇસલામમાં ચાલુ કરનાર મજકુર યાહૂદી હતો અને તેની યાહૂદી પાર્ટી હતી. શીઆ પંથના મહાન આગેવાન, હદીસોમાં તેઓના ઘણાજ માતબર માનીતા અને પ્રખ્યાત આલિમ, **અબુ અમર કશી** પોતાની કિતાબ **રિજાલે કશી**ના પાના ૭૧માં લખે છે કે (શીઆઓના) "કેટલાએક આલિમોએ કહયું છે કે **અબદુલ્લાહ** બિન **સબા** યાહૂદી હતો પછી મુસલમાન થયો અને હઝરત **અલી** (કરમ)ની સાથે દોસ્તી બાંધી. જ્યારે તે યાહૂદી હતો ત્યારે **યૂશઅ** બિન **નૂન** (અલ)ને માટે ઘોલુ (હદથી વધારે દરજ્જા)નો દાવો રાખતો (અને તે દાવો એ હતો) કે તેઓ હઝરત **મૂસા** (અલ)ના વસી છે. પછી (જ્યારે તેણે જાહેરમાં મુસલમાન થવાનો ડોળ ઘાલ્યો અને) જનાબ રસુલુલ્લાહ (સલ)ની વફાત થઇ ગઇ ત્યારે તેણે હઝરત **અલી** (રદી)ને માટે પણ (પોતાનો) એજ અકીદો હોવાનો દાવો પ્રગટ કીધો. (ઇસલામમાં) એ સૌથી પેહલો માણસ છે કે જે એવા અકીદાવાળો મશહૂર થયો કે હઝરત **અલી** (રદી. અને તેઓ પછી તેઓની

ઓલાદ)ની તાબેદારી કરવી (નબી (સલ)ની તાબેદારી કરવા જેવી) ફરજ છે (કે જેનો નકાર કરનાર કાફિર થાય છે). અને (તેજ પેહલો શખસ છે કે) જેણે અલી (રદી)ના દુશમનો (એટલે જે સહાબાઓને શીઆ પંથવાળા અહલેબૈતની સાથે દુશમની કરનારા માને છે તેઓ)ની સાથે તેને ભારેમાં ભારે અણગમો અને તિરસ્કાર (બેજારી) છે એમ જાહેર કીધું. અને (તેજ પેહલો માણસ છે કે) જેણે (શીઆ પંથના મત પ્રમાણે) હઝરત અલી (રદી)ના જેટલા (સહાબા (રદી) વિરૂધ્ધ પક્ષવાળા ગણાયલા છે તેઓની સાથે વિરૂદ્ધતા દેખાડી અને તે (સઘળા વિરૂધ્ધ પક્ષવાળા સહાબા)ઓને તેણે કાફિર થઇ ગયલા માન્યા. અને એજ કારણ છે કે જેને લીધે શીઆ પંથથી વિરૂધ્ધ મત ધરાવનારા (એટલે સુંનત જમાઅત મુસલમાનો) કહે છે કે મૂળ યાહૂદી ધર્મ પાળનારાઓએ શીઆ પંથની સ્થાપના કીધી છે."

અલ્લાહની ખાસ કુદરત અને ઇસલામનો મોજિઝો છે કે સુંનત જમાત આલિમો જે સાચી વાત કોઇ પણ પંથ કે ધર્મવાળાઓ માટે લખે છે કે જે વાત તેઓના ખોટા અકીદાઓને રદ કરનારી હોય તેજ વાત તેજ પંથ અથવા તેજ ધર્મના કોઇ પણ સારા આગેવાનની કલમ કે જીભ વડે ખોદાપાક જરૂર જાહેર કરી પોતાના સાચા નબી (સલ)ના દીનનેજ ફ-તેહમંદ રાખે છે. મજકુર મસઅલામાં પણ એવોજ બનાવ બન્યો છે. સુન્નત જમાત આલિમો, હંમેશ શીઆ પંથવાળાઓને તેઓની આખેરત સુધારવા એ શિખામણ આપતા અને નમ્ર સૂચનાઓ કરતા કે "પ્યારા ભાઇયો! તમો ઇસલામનો દાવો રાખો છો અને વળી અહલેબૈતની દોસ્તીનો કંટ્રાકટ તો જાણે કેયામત સુધી તમેજ લઇ લીધો છે જે તમને મોબારક થાયઓ, પણ મિત્રો! ઇસલામપર અને અહલે-બૈતે રસૂલ (અલ)ની મોહબ્બતપર ચાલવાનો જે રવૈયો તમે ધારણ કીધો છે એ રવૈયો તો હઝરાતે પંજતને પાક, દોવાઝદ: (બાર) ઇમામ અને ચહારદ: (ચૌદ) મઅસુમ (અલ)*માંથી કોઇનો નથી, કેમકે એ રવૈયાથી દીને ઇસલામ એક સેકંડ માટે પણ બાકી રહી શકતો નથી. કારણ કે એનો સ્થાપન કરનાર અને મુસલમાનોમાં ફેલાવનાર એક યાહૂદી અને તેની કાવત્રાબાજ ટોળી હતી. પણ એવા સારા બોધને ખોળ તપાસ કીધા વગર તેઓ તુચ્છકારી કાઢી તે એક તરેહની ભારે શિખામણને શીઆપંથની સાથે દુશમની ગણતા. પણ આજે સઘળા શીઆ પંથવાળાઓને જોઇએ કે જનાબ વડા મુલ્લાજી તાહિર સૈફુદ્દીન સાહેબનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માને કે તેઓ સાહેબની પ્રગટ કીધેલી ચોપડી "દોઓ તુરૂલ હકીલ મોબીન" ના પ્રતાપે, શીઆ પંથના આવા મોટા આગેવાનનું મજકુર લખાણ અને તેને માટે તથા શીઆ પંથને માટે તેવાજ શીઆ આગેવાન વિદ્વાનોની કલમથી જાહેર થયલો ઉત્તમ ખોલાસો, જેને સુન્ની આલેમો હંમેશ પ્રગટ કરતા હતા, તેઓ સનમુખ રજુ કરવામાં આવે છે.

મજકુર લખાણમાં ઇસલામી ધર્મના મજકુર કટ્ટા શત્રૂ યાહૂદીના અને તેની યાહુદી પાર્ટીના પોતાના બનાવી કાઢેલા જૂઠા અકીદાઓની લીસ્ટ, મજકુર લખાણપરથી, નીચે મુજબ જાહેર

---

* સુરતના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત મૌલાના મૌલવી શેખ ફાઝિલ સાહેબ (રહ)ના કાકા મૌલવી પીર મોહંમદ સાહેબે પોતાની કલમી બયાઝ (નોંધ પોથી)ના પાના ૧૦૦માં "અયનુલ અકાયદ" નામની કિતાબથી લખ્યું છે કે "પંજતન પાક, દોવાઝદ: ઈમામ અને ચહારદ: મઅસૂમ"નેજ અહલેબૈતના આગેવાનો માનવા અને અહલેબૈતમાં બીજા સઘળા ઇમામો અને સાદાતોને તેવાજ બુઝુર્ગ નહીં માનવા, તેમજ "પંજતન"ને તો પાક અને બીજાઓને નાપાક ગણવા એ બેઅદબીયો શીઆપંથની કાઢેલી છે, જે ખોટા અકીદા છે.

**યઃ**—(૧) હઝરત **અલી** (રદી) ખોદા છે અને પૂજ્ય (મઅબૂદ) છે. એજ અકીદો શીઆ પંથની "નોસૈરીયા" શાખાનો* ખુલ્લી રીતે અને બીજી શીઆ શાખાઓનો છુપી રીતે અથવા આડકત્રી રીતે આજ સુધી છે (વાંચો પાનું ૮૪–૮૫), (૨) (બાર ઇમામોમાંથી) દરેકે દરેક રીતે દરેકે દરેક ઇમામની દોસ્તી એવી રીતે ફરજ છે કે કોઈ પણ બાબતમાં તેઓની સામે જરા પણ વિરૂદ્ધતા દેખાડવી કુફ્ર છે, (૩) હઝરત **અલી** (રદી.), જનાબ રસુલુલ્લાહ (સલ)ના વસી (એટલે ખલીફા બિલાફસ્લ) છે કે જે અકીદો તે પાર્ટીએ યાહુદી અકીદા પરથી ઘડી કાઢેલો ખુલ્લા શબ્દોમાં, શીઆપંથના પ્રખ્યાત આગેવાન સાહેબ કબુલ રાખે છે. (૪) હઝરત **અલી** (રદી. અને તેઓ પછી થનારા ૧૧ ઇમામો)ની તાબેદારી દરેકે દરેક વાતમાં ફરજ છે કોઈ પણ રીતે તેનો જરાપણુ નકાર કરનાર ચોકખો કાફિર છે. (૫) જનાબ રસુલુલ્લાહ (સલ)ના સહાબાઓ (રદી.) હઝરત **અલી** રદી. (અને આપની ઔલાદ)ના કટ્ટા દુશમન હતા. (૬) જનાબ નબી (સલ)ના સહાબીયો (જેઓ ખોદાના દોસ્તો અને ખોદા તેઓનો છે, રદી યલ્લાહો અનહુમ વ રદુ અનહો, કુર્આનમાં જેઓ માટે ખુલ્લા શબ્દોમાં છે તેઓ)ને ભારેમાં ભારે તિરસ્કાર સાથે ધિક્કારવા જોઇએ (જેને હાલના જમાનામાં શીઆપંથની બોલીમાં "**તબર્રો**" કહે છે), (૭) તે સહાબાઓ અને જનાબ નબી (સલ)ની બીબીયો (રદિ.)ની દોસ્તી અને પ્રીતિને ઠેકાણે દરેક માણસે તેઓની બારેમાં ભારે દુશમની પોતાના ખરા અકીદાથી પોતાના મનમાં રાખવી જોઇએ, (૮) દીનના તે સઘળા આગેવાનોને કે જેઓએ પોતાની આબરૂ જાન માલ બાલબચ્ચાં બધુંએ ઇસલામી દીનપરથી ઓવારી આખી દુન્યામાં દીન ફેલાવ્યું તેઓને કાફિર અને કટ્ટા કાફિરો માનવા જોઇએ.

આખી દુન્યાના મુસલમાનો જાણે છે કે મજકુર અકીદાઓજ તે અકીદા છે કે જેઓપર આખા શીઆ પંથનો અને તેની દરેકે દરેક શાખાનો આધાર છે અને એજ અકીદાઓને લીધે શીઆ પંથ સુન્ની પંથથી જુદો પડયો છે. પછી જયારે મજકુર **અકીદાઓ** માટે ઉપર જણાવેલા શીઆ વિદ્વાનોએ કબૂલ રાખેલું છે કે એ અકીદાઓ જનાબ રસુલુલ્લાહે (સલ) અથવા એમ કહો કે પંજતન પાકે અથવા જનાબ નબી (સલ)ના એક પણ સહાબી કે તાબીઇએ ગોઠવી કાઢયા નથી પણ સૌથી પેહલાં મજકુર યાહુદી અને તેની પાર્ટીએજ પ્રગટ કીધા, અને સાથે ખુલ્લા શબ્દોમાં શીઆપંથના તે આગેવાનોએ કબૂલ રાખ્યું કે મજકુર યાહુદી પાર્ટીનું એમ કરવાનું કારણ મુસલમાનોમાં અને દીને ઇસલામમાં ફિતુર નાંખવા અને મુસલમાનોને દીનના ખરા માર્ગપરથી ભટકાવવા સિવાય બીજું કંઇ હતું નહીં; અને ખોદાપાકની અજાયબ કુદરત એ જોવાની છે કે મજકુર શીઆ વિદ્વાનોના મજકુર લખાણોને શીઆ પંથના કોઇપણ શાખાના કોઇ પણ માતબર અને પ્રખ્યાત વિદ્વાને આજ સુધી રદ બાતેલ ઠેરવ્યું નથી. જેથી સાબિત થઇ ગયું કે મજકુર વાતો એકેમતે શીઆ પંથમાં મનાયલી છે. ત્યારે સુન્ની આલિમો મૂળ શીઆ પંથના કાઢનારને જો યાહુદી અને મુસલમાનોને ભંભેરનાર કહે તો તેમાં શીઆ પંથવાળાઓને

---

* હિંદુસ્તાનના આ જમાનાના પ્રખ્યાત ઇતિહાસક (મોવરરિખ) મૌલવી અબદુલ હલીમ શરર લખનવીએ તો દાઉદી શાખાને પણ, શીઆપંથના ઘણાજ મોટા "ઇસમાઇલીયઃ" ટોળાની એક શાખા ગણી છે અને નોસૈરિયઃ શાખાને પણ ઇસમાઇલીયઃ ટોળાની શાખા સાબેત કરી લખે છે કે આજ સુધી એ લોકોનું રાજ્ય શામ (સીરીયા)ના પ્રખ્યાત "મોસૈયાત" નામે શેહેરમાં છે (દિલ્લીના "કોમી પ્રેસ"માં ૧૯૦૩માં છપાયલી "હસન બિન સબ્બાહ" પાનું ૪૭–૪૮)

ખોટું નહીંજ લગાડવું જોઇએ કેમકે એ બાબત તો તેઓના આખા પંથમાં એકેમતે (બિલ ઇજમાઅ) મનાયલી છે.

હઝરત પંજતન પાક અને સહાબા એટલુંજ નહીં પણ ખાસ પોતાને માટે, તે પાર્ટી અને તેનો આગેવાન અબદુલ્લાહ બિન સબા, મજકુર અકીદાઓ રાખે છે એ બાબત પોતાની ખાત્રી કીધા પછી તેઓ સાથે ખુલ્લી રીતે હઝરત અમીરૂલ મોમિનીન અલીયે મુર્તઝા (કરમ) કેવી રીતે વરત્યા અને અહલેબૈતે નબવીને સાથે તેઓની આવી પ્રીતિ રાખવાનો પોતે હઝરત સૈયદુલ અઇમ્મઃ અને સૈયદુલ અવસીયાએ શો બદલો વાળ્યો તેને ઇનસાફથી ખુબ વિચારશો. શીઆ પંથના તેજ મોટા વિદ્વાન અબુ અમર કશી પોતાની કિતાબ રિજાલે કશીમાં લખે છે કે હઝરત મૌલા અલી (રદી)ના દરબારમાં તે યાહુદીને જુબાની લેવા માટે જયારે બોલાવવામાં આવ્યો ત્યારે તેણે જરાપણ "તકીય્યો" કીધા વગર ખુલ્લી રીતે એકરાર કીધો કે "ખરેખર આપ ખોદા છો અને મને ઇલ્હામ કરવામાં આવ્યો છે કે આપ, બેશક અલ્લાહ છો અને હું બેશક (આપનો) નબી છું." એ સાંભળી હઝરતે મૌલા અલી (રદી)એ એવા અકીદાઓથી તેને તોબા કરવા માટે હોકમ કીધો. પણ જ્યારે તોબા કરવાથી તેણે ચોકખી ના પાડી ત્યારે તેને જીવતો બાળી નંખાવ્યો. દાઉદી શાખાના પ્રીય દાઇ સાહેબ! આ હકીકતથી વાકેફ થયા પછી કોઇ પરધર્મી જો એમ કહેવા ઉભો થાય કે (પાછળ વર્ણેલી કરામત (સીનરી) નંબર ૧૧ પાનું ૭૭ મુજબ) હઝરત અલી (રદી) જહંનમના તો માલિક છેજ હવે મજકુર યાહુદીના ઘડી કાઢેલા મજકુર અકીદાઓને ખરા ઇસલામી અકીદા ગણવાની સજા અર્થે આખા શીઆ પંથને કેયામતને દહાડે જહંનમની અગ્નિમાં નાંખવા હઝરત અલી જરૂર તૈયાર થશે એમ આ લખાણથી સાફ સાબિત થાય છે તો તેનો રદદીયો શીઆ પંથ તરફથી આપે જે તૈયાર કરી રાખેલો હોય તે પ્રગટ કરી અમો સુંનત જમાતને નહીં તો પોતાના શીઆ પંથને તો જરૂર આભારી ફરમાવશો.

વળી આપના પૂર્વજો અને દાઉદી વ્હોરાઓ માટે કેટલાક છુટા ફકરા શીઆ પંથના પ્રખ્યાત માનીતા આલિમ જનાબ કાઝી નૂરૂલ્લાહ શોસ્ત્રી સાહેબ પોતાની પ્રસિદ્ધ કિતાબ મજાલિસુલ મોમિનીનમાં લખે છે કે "વ્હોરા કોમ, આ વખતના ઘણા પાક મોમિન બંદાઓ છે અને તે કોમના લગભગ ત્રણ હજાર માણસોએ ઇમાન અને ઇસલામ, (શીઆ પંથના) એક મોટા વિદ્વાન અને ધર્મચુસ્ત બુજુર્ગના હાથપર સ્વીકાર્યો હતો કે જેઓનું નામ મુલ્લા અલી સાહેબ હતું. અને ઇસલામ લાવવા માટે મુલ્લાજી સાહેબ મજકુરની તેઓપર છાપ પડવાનું કારણ એ થયું કે તે વખતે ગુજરાતના સઘળા રહેવાશીઓ કાફિર હતા અને તેઓ સઘળાઓનો સરદાર એક ઘરડો ગુરૂ મહારાજ હતો જેને તેઓ હદથી વધારે માનતા હતા. મજકુર મુલ્લા સાહેબે એવી યુકિત રચી કે પેહલાં તો તે ગુરૂજી આગળ જઇ તેઓના ચેલા બનવાની ઇચ્છા દર્શાવવી પછી મજબુત દલીલો વડે (તેના ધર્મનું ખોટાપણું તેની આગળ સાબિત કરી આપી) તેને મુસલમાન બનાવવો અને (એવી રીતે) પોતાનો કકકો તેની પાસે ખરો કરાવવો ત્યાર પછી બીજા લોકોને દીનના સાચા રસ્તા અને ઇસલામ (એટલે શીઆ પંથ) તરફ બોલાવવું શરૂ કરવું. અને એવીજ રીતે તેઓએ કેટલાંક વર્ષ તે ગુરૂજીની સેવા ચાકરીમાં ગાળ્યાં અને તેઓની ભાષા શીખી લીધી અને તેઓનાં ધર્મ પુસ્તકો વાંચી તેઓના ધર્મજ્ઞાનોને સંપુર્ણ રીતે જાણી લીધાં અને ધીમે ધીમે ઇસલામી દીન (શીઆ પંથની) હકીકતો તેની આગળ

બયાન કીધી અને તેને મુસલમાન બનાવ્યો." જે રિવાયતથી "**અલ ઈમદાદ**"ના એડિટર (મોદીર) સાહેબના લખાણને પુરેપુરો ટેકો મળે છે કે શીઆ **ઈમામિયા** અને શીઆ **દાઉદીયા** શાખામાં કંઇ વધારે મતફેર નથી. કેમકે **દાઉદી** મતને ચાલુ કરનાર મુલ્લા **અલી** સાહેબ ઈમામિયા ઇસ્ના **અશરી** શાખાના અકીદાઓને માનનારા હતા. પણ તેઓના **હાથપર** શીઆ પંથમાં દાખલ **થયલા** હિંદુઓને પોતાનાજ તાબેદાર બનાવી રાખવાને માટે દાઈ હોવાના અને ઈમામે ગાયબ (અલ)ના નાએબ હોવાના અને પોતાની તાબેદારીને પણ ફરઝ માનવાના, ઈમામિયઃ શાખા વિરૂદ્ધ નવા અકીદાઓ ચાલુ કરી મુલ્લા **અલી** સાહેબે પોતાની નવી શાખા સ્થાપન કીધી.

પણ **હિંદુ**સ્તાનના જાણીતા મહાન નૉવેલિસ્ટ અને ઇતિહાસક (મોવર્રિખ), મૌલવી **અબ**દુલ **હ**લીમ સાહેબ "શરર" લખનવી, સને **૧૯૦૩**માં "કૌમી પ્રેસ" દિલ્લીમાં છપાયલી પોતાની કિતાબ **હસન બિન સબ્બાહ**ના પાના ૩૮થી ૪૦માં લખે છે કે "**અરબ**સ્તાનના દરિયા કિનારાના જિલ્લાઓ જેવા કે **હ**દરમૂત, **ઉ**મ્માન અને **બહરૈન**ના ટાપુમાં "ઇસમાઇલી" (શીઆ) ટોળાની જડો ઘણી લાંબી મુદતથી મજબુત થઇ ચુકી હતી......જ્યારે પણ તેઓને (ઇસલામી બાદશાહો તરફથી કંઇક ઓછો) આશ્રો મળતો કે તરતજ તેઓ વ્હાણોપર સવાર થઇને (હિંદુસ્તાનના) **સિંધ** પ્રાંતની ભોંયપર આશ્રો લેતા. (**બ**ગદાદની ઇસલામી મહાન) **અબ્બાસીયા** ખિલાફત હેઠળ પેહલાં તો, આખી ઇસલામી દુન્યાના પંથ મુજબ, સિંધ (ના મુસલમાનોમાં દરેક જણ) તેજ (સુન્ની) પંથની તાબેદારી કરનારૂં હતું. પણ જ્યારે (**બ**ગદાદની ખિલાફત) પોતાના તાબાના રાજ્યોને સંભાળી શકી નહીં અને અહીં (સિંધમાં) **ઉ**મ્માન અને **બહરૈન**ના ઇસમાઇલી શીઆઓ (કે જેઓની એક શાખા **દાઉદી** વ્હોરાઓ છે) સંખ્યાબંધ આવવા લાગ્યા ત્યારે દહાડે દહાડે અહીંના લોકો સામાન્ય રીતે એજ પંથમાં દાખેલ થવા લાગ્યા. **મસઉદીની,** ઇબ્ને ખિર્દાઝબેહની, ઇબ્ને હૂકલની, **અબુ ઇસ**હાકની, **અસ્ત**ખરીની અને અલ્લામઃ **બિશારીની** મુસાફરીની પ્રખ્યાત અને માતબર કિતાબો (સફરનામાઓ)ને અનુક્રમે (સામે) રાખવાથી સાફ જણાઇ આવે છે કે ઇસમાઇલી **પંથ** ધીમેધીમે કેવી રીતે ઘણાખરા **સિંધ** જિલ્લાનો પંથ બની ગયો.

આ ઠેકાણે (સિંધ જિલ્લા તરફ) બે જગ્યા (એ લોકોનો) મધ્યબિંદુ (મરકઝ) હતો, અને તેથીજ અહીં (**સિંધ** તરફ તે લોકોની) બે નાની હકુમતો હતી. એકની રાજ્યસત્તા **મુલ્તાન**માં હતી અને બીજીનું પાયતખત **સિંધ** જિલ્લાનું શેહેર **નાસેરઃ** હતું જેનો હાલમાં કંઇ પત્તો નથી......જનાબ સુલતાન **મહમૂદ સુબુકતગીન ગઝનવી** (૨૯)એ, જે **અબુલ**ફતહ (નામના હાકેમ) પાસેથી **મુ**લતાન ફતેહ કીધું તે એજ **ઇસમાઇલી** શીઆ વંશનો છેલ્લો ગાદી વારસ હતો...... સુલતાન **મહમૂદ** ગિઝનીની (હિંદુસ્તાનપર હુમલો કરવા) રવાના થવાની ખબર સાંભળતાંજ મજકુર **અબુલ**ફતહે પોતાના વતન અને હકુમત છોડવાનો ઈરાદો કીધો અને પોતાના સઘળાં સગાં વહાલાં અને મિત્રો સહિત હાથિઓપર બેશી **લં**કા (**સિલોન**)ને ઇરાદે દક્ષિણ ભણી રવાના થઇ ગયો......આ જમાનાના લગભગ સઘળા ઇતિહાસકો હેરાન છે એટલુંજ નહીં પણ આ ઇતિહાસિક (તારીખી) ઉખાણા (મોઅમ્મા)નો જવાબ દેવાને અશક્ય છે કે વ્હોરાઓ, જેઓ લાંબી મુદત થઇ **મુંબઇ** અને **ગુજરાત** (પ્રાંત)માં ચોમેર વસે છે એ લોકો અહીં કયારે અને શી રીતે આવ્યા. એ બનાવ એવી તો અજ્ઞાનતા (લા ઇલ્મી)માં પડી રહેલો છે કે

**પોતે વ્હોરાઓ કે જેઓ ખરૂં જોતાં ઇસમાઇલીયા* પંથના તાબેદારો છે** તેઓ પણ એનો ઉત્તર વાળી શકતા નથી......પણ (ખોળ તપાસ કરવા પછી જણાયલી) ખરી વાત એ છે કે **મુંબઇ** (અને ગુજરાત)ના ઇસમાઇલીઓ અથવા વ્હોરાઓમાંથી ઘણા ખરા ખાસ અરબોની ઓલાદના અને તે લોકોના વંશ (નસ્લ)-માંથી છે કે જેઓ **અબુલફતહ**ની સાથે, સુલતાન **અહમદ ઘીઝ**ની (રહ)ની ચઢાઈની બીકથી દક્ષિણ તરફ ન્હાસી ગયા હતા અને **ગુજરાત** (પ્રાંત)ને સહીસલામતીની જગ્યા જોઇને અહીંજ વસવા લાગ્યા."

મજકુર રિવાયતો જે એક બીજાથી તદ્દન વિરૂદ્ધતા દર્શાવે છે તેને માટે જે જે વાંધાઓ ઉભા થઇ શકે છે. અને તેની જે માઠી અસરો આપની સિયાદત અને દાઇયતપર પડી પબ્લિકને આપના ઉંચ ખાનદાન માટે તરેહતરેહના શક શુબેહમાં નાંખી શકે છે તેઓને આપ પોતે બીજાઓ કરતાં વધારે સારી પેઠે સમજી શકો છો, અને તેવી શકશુબેહવાળી બાબતોનો ખોલાસો, તેવા દરેકે દરેક વાંધા સાથે, અનુક્રમે હઝરત ઇમામે ગાયબ (અલ)થી દરયાફ્ત કરી શકો છો, માટે ઉમેદ રાખવામાં આવે છે કે તે સઘળા વાંધાઓનો દરેકે દરેક જવાબ અનુક્રમે એવી કતઇ દલીલો સાથે આપ સાહેબ ચોમેર પ્રગટ કરવાની તસદી લેશો કે આયંદા એ બાબત કોઇને કંઇ લખી અરજ ગુજારવાની જરા પણ જરૂર બાકી રહે નહીં. મજકુર લખાણોમાં પ્રગટ કીધેલી શીઆ પંથની કિતાબોની દલીલો જનાબ મૌલાના મૌલવી **હબીબ અહમદ** સાહેબ કીરાનવીની, માહે જૂન ૧૯૧૮માં, ઇન્તેઝામી પ્રેસ" કાનપુરમાં છપાયલી કિતાબ, **હકીકતુત તશઇયોઅ**પરથી આ ચોપડીમાં મેં નકલ કીધી છે.

વળી મેં જેમ સભ્યતાવાળા શબ્દોમાં આ આખી ચોપડી લખી છે તેવાજ સભ્ય શબ્દોમાં એનો જવાબ પ્રગટ થવાની આશા રાખું છું કે જેથી સુન્ની અને શીઆ બંને ઇસલામી ભાઇયોમાં આ નાજુક જમાનામાં કોઇ તરેહનો કુસંપ કે કંકાસ ઉભો થાય નહીં* આ આખી ચોપડીમાં મારા દાવાઓની સાબેતીમાં સુન્ની પંથની એક પણ દલીલ હું લાવ્યો નથી, પણ શીઆ પંથની "ઇમામિયા શાખા"ના જવાબોમાં રચાયલી જનાબે મુસ્તતાબ, નવ્વાબ મોહસિનુદ દૌલા મોહસિનુલ મુલ્ક, મુજતહિદ ઇબ્ને મુજતહિદ, મૌલવી સૈયદ **મહદી અલી** ખાનસાહેબ બહાદુરની લાજવાબ, માતબર અને મશહૂર કિતાબ **આયાતે બૈયેનાત** (૨) જનાબ મૌલવી **અબદુલ હકીમ** સાહેબની **આફતાબે સિદકો સફા** (૩) ઉમદતુલ ફોકહા, ઝુબદતુલ મોહદદિસીન, ઇમામે ઓલમાએ શામ, જનાબ મૌલવી **ખલીલ અહમદ** સાહેબની, આયતુલ્લાહ ફિલ આલમીન, **હિદાયાતુર રશીદ** (૪) અને **મિતરકતુલ** કરામા (૫) ફખરૂલ હિંદ, સૈયેદુલ મોનાઝિરીન, રહમતે રબ્બુલ ગફુર, જનાબ મૌલવી **અબદુશ્શકુર** સાહેબ લખનવીની **મોનાઝિરા અને રદદે મઝહબે શીઆ** અને માસિક **અન્નજમ**પરથી આ ચોપડીમાં લખેલી બધી શીઆ પંથની દલીલો મેં નકલ કીધી છે, અને તે છપાયલી કિતાબોમાં જે દલી-

*દાઉદી શાખા અસલ ઇસમાઇલી શીઆ શાખાનોજ એક ભાગ છે એ દાવાને એ વાત પણ ટેકો આપનારી છે કે મક્કા શરીફવાળા અને મદીના શરીફવાળા આજ સુધી એ લોકોને "ઇસમાઈલી" કહીને પોકારે છે.

* દાઓ સાહેબ ! એ બાબતનો બંદોબસ્ત આપની ચોપડી લખાઇ તે આગળથી આપે જો રાખ્યો હોત તો આજે પોતે દાઉદીપંથમાં કંકાસ અને કુસંપ ઉભો થઇ આપને આટલું બધું ખમવું પડતે નહીં.

લઈને માટે જે ચોપડીનું નામ, તેનો જે અધ્યાય, પાનું અને લીટી લખેલી હતી તે એમાં ટાંકી છે.* મજકુર કિતાબોપર ભરોસો કરવાનું કારણ એ છે કે એ કિતાબોને છપાયાને લગભગ ૨૫ થી ૩૦ વર્ષ થવા આવ્યા પણ હજી સુધી સમજુ અને ઇનસારી શીઆ આલિમોએ મજકુર કિતાબોમાં લખેલી એક પણ દલીલને જેવી રીતે રદ કીધી નહીં તેવીજ રીતે તે કિતાબોમાં લખેલી રિવાયતો અને તે કિતાબોમાંથી ચુંટી કાઢેલી દલીલોમાંથી એક પણ દલીલ કે લખાણ અથવા ઇબારતને માટે આજ સુધી લખ્યું નથી કે તદન તે ખોટી છે, અથવા માતબર નથી અથવા ફેરફાર કરવામાં આવેલી છે. વલહમ્દો લિલ્લાહે અલા ઝાલિક.

શીઆ પંથના જે અકીદાઓ ઉપર મેં શંકાઓ દેખાડેલી છે તે એવા અકીદાઓ છે કે જેને શીઆ પંથની દરેક શાખાના નાના મોટા ઘણા ખરા લોકો સામાન્ય રીતે જાણે છે. પણ જે બારીક અકીદાઓ તથા ફેરૂઇ મસઅલાઓ છે કે જેને મજકુર પંથની શાખાઓના માત્ર મહા વિદ્વાનો, દાઈઓ અને મુજતહેદો સમજી શકે છે અને જાણે છે અને સાધારણ લોકોને કાને જેનો પડઘોએ કદી પડયો નથી જેવા કે બદાઅ, રજઇયત, તીનત, દરેક જમાનામાં એક ઇમામની ઇમામતના વખતમાં અહલેબૈતમાંથીજ બબે ત્રણ ત્રણ ઇમામતના દાવેદારો જાહેર થવા, જેઓમાં એક ઇમામે બીજા ઇમામની ઇમામતને નહીં માનવી છતાં તેઓનું મુસલમાન રહેવું, પણ હઝરત અલીને ખલીફા બિલાફસ્લ નહીં માનવાથી સહાબાનું કાફિર થઇ જવું, હઝરત અલી (રદી) પછી હઝરત ઇમામે હસન (રદી) ખલીફા થયા છતાં તેઓની ઔલાદમાં એક પણ ઇમામને ઇમામ નહીં માનવો અને ઇમામતને માત્ર હઝરત ઇમામ હોસૈનની ઔલાદને માટેજ ખાસ કરી દેવી, ઇમામે ગાયબ કોણ છે તેમાં મોટો મતફેર હોવો, સેંકડો વર્ષ તેઓનું જીવતા રહેવું, ઇમામો બારજ હોવા અથવા વધારે ઓછા હોવા, ઇમામનું નિરપરાધી હોવું, ઇમામને માટે નસ્સે જલી હોવી, ઇમામને "માકાના વ મા યકુનો"નો ઇલ્મ હોવો, ઇમામોનું જનાબ નબી (સલ) સિવાય બધી મખલુકથી શ્રેષ્ટ હોવું, ત્રણે ખલીફા, હઝરત આયશા, તલ્હા અને ઝુબૈર (રદી)પર અને તેઓની સાથે જોડાયલા સહાબીયોપર તબર્રો કરવો, હઝરત ફાતેમા ઝહરા (રદી)ને કેટલાક ઘણાજ મોટા શીઆ આગેવાનોનું પંજતન પાકમાંથી કાઢી નાંખવું, જે અકીદાઓના મસઅલા છે, અને ફેરૂઇ મસઅલા કે જેને અહીં લખતાં મને શરમ આવે છે તે એ ચોપડીમાં મેં લખ્યા નથી. જો જરૂર પડશે તો ઇનશાઅલ્લાહો તઆલા એ ચોપડીના બીજા ભાગમાં પ્રગટ કરી તેમાં સુધારો કરવા માટે જનાબ દયાળુ દાઈ સાહેબને તસદી આપીશ.

* હઝરત મૌલા અલી (રદી૦)ની કરામતો "દિલ્હી" શહેરના પ્રખ્યાત વર્તમાન પત્ર "કરઝન ગેઝિટ"ના જાણીતા એડિટર "મિર્ઝા હયરત" સાહેબની શીઆપંથને હયરત (આશ્ચર્ય) પમાડનારી કિતાબ "કિતાબે શહાદત" જિલ્દ પેહલીપરથી નકલ કીધી છે કે જેના છપાયા અને પ્રગટ થયા પછી સઘળા હિંદુસ્તાનના કોઇ પણ મુજતહેદ સાહેબે તે રિવાયતોમાંની એક પણ રિવાયતને ખોટી ઠેરવવાની હિંમત ધરી નહીં. મજકુર રિવાયતો અથવા એના જેવી બીજી રિવાયતોનો સુન્ની પંથની માતબર કિતાબોમાં લગારે પત્તો મળતો નથી. સુન્નીઓના મહાન મોહદ્દિસ "નસાઈ" (રહ)એ મજકુર રિવાયતોની આવી હાલત જોઈ તથા ખાર્જીઓપર હઝરત અલી (રદી૦)ની મોટાઇઓ સાબેત કરવા ઘણીજ મજબૂત સનદોવાળી એક કિતાબ "ખસાએસે અલી" નામની એવી લખી કે જેનાપર નુકતેચીની કરવાની આજ સુધી કોઈને તક મળી નહીં. મજકુર કિતાબ "મતબએ અનસારી, દિલ્હી"ના માલેક અને મેનેજર સાહેબ પાસેથી મળી શકશે.

છેવટ એ ચોપડી પ્રગટ કરવાની કોશિશ કરનારા રાંદેર મેહફિલે ઇસલામના સઘળા મેંબર સાહેબોનો, એ બાબત ચંદો કરવા ચુંટાયલા પંજતનોનો, જોઇતી જરૂરી ચોપડીઓ પોતાના કુતુબખાનામાંથી આપનારા સાહેબોનો, આ ચોપડી છપાવવાને નાણાં સંબંધી મદદ કરનાર સાહેબોનો અને ખાસ કરીને અનજુમને ઇશાઅતે ઉર્દુ રાંદેરના મેંબર સાહેબોનો કે જેઓએ સૌથી પેહલાં એ ચોપડી પ્રગટ કરવાની જરૂર, રાંદેરના પોતાના ઇસલામી ભાઇયોની આગળ રજુ કરી સુન્ની પબ્લિકનું ધ્યાન એ તરફ ખેંચ્યું, મારા ખરા અંતઃકરણથી આભારમાની આ દરૂદપર એ લખાણને સમાપ્ત કરૂં છું.

"અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના વ મૌલાના વ નબીયેના મોહંમદે નિલ્લઝી બેબાહિરે આયાતેહી અદાઅતિલ અંજાદો વલ અગવાર, વ. બે મોઅજિઝાતે આયાતેહી નતકલ કિતાબો વ તવાતરતિલ અખબાર, સલ લલાહો અલયહે વ અલા આલિહી વ અઝવાજિહી વ ઝુરરિયાતિહી, વ અહલે બયતિહી, વ જમીએ અસહાબિહીલ લઝીના હાજરૂ લેતુસરતેહી, વ નસરૂહો ફી હિજરતિહી, ફ નેઅમલ મોહાજેરૂના વ નેઅમલ અનસાર." અલહમ્દોલિલ્લાહે રબ્બિલ આલમીન.



# કર્તાની રચેલી બીજી દીની ગુજરાતી
# —:ચોપડીઓ:—

**આઇનએ ઝબાએહ** એટલે ઇસલામી હિંસા દર્પણ. સુરતની જીવ દયા પ્રબોધક મંડળના મેંબરના જવાબમાં જેના પેહલા ભાગમાં જેટલી તરેહનાં માંસ મુસલમાનો ખાઇ શકે છે અને ખાવા માટે જે જે જનાવરોને કાપી શકે છે અને કુર્બાની કરી શકે છે તેઓને માટે ખાસ હઝરત પેગંબર સાહેબના ફરમાનો. બીજા ભાગમાં શ્રી ૧૦૦૮ વિજયાનંદ સુરી આત્મારામજી મહારાજ ( ગુજરાનવાલા, જિલ્લા પંજાબ )ની પ્રખ્યાત ચોપડી **ભીમજ્ઞાન ત્રિંશિકાની** ૧૮૫ દલીલો પરથી, સનાતન ધર્મ અને આર્યપંથમાં કયા કયા જનાવરોની કુર્બાની કરવી, ખાવા માટે કાપવું, તેઓનું માંસ ખાવું જરૂરનું છે તે એવી રીતે સાબિત કરવામાં આવ્યું છે કે ગયા ૧૦ વર્ષમાં એ માટે મુસલમાનોપર જેટલા સવાલો કરવામાં આવ્યા હોય તે બધાના જવાબો આવી જાય છે, અને ઇનસાફી અપક્ષપાત માણસને કોઈ નવો સવાલ કરવાની ગુંજાશ બાકી રેહતી નથી. પછી ત્રીજા ભાગમાં મેંબર સાહેબે કુર્આનની આયતો તેઓના ખોટા અર્થ કરી મુસલમાનોમાં પ્રગટ કરી માંસ ખાવાથી અને કુર્બાનીઓ કરવાથી તેઓને અટકાવવાની જે કોશિશ કીધી છે તે માટે તેના ધોકાઓનો ખુલ્લો ચિતાર એવી ખુબીથી પ્રગટ કીધો છે કે તે પછી એ બાબત ઉત્તર તરીકે લખવાની મંડળના કોઇ મેંબરને હિંમત બાકી રહી નહીં.

**કુર્આનમાં પરિવર્તનનું પરાવર્તન.** બનારસ વાસી પંડિત સત્યદેવજી આર્યસમાજીષ્ટે કુર્આને શરીફમાં દરેક તરેહના ફેરફાર માટે જે જે દલીલો રજુ કીધેલી તે ધોકાઓને ઉઘાડા મુકી ચારે વેદોમાં દરેક તરેહનો કેટલો મોટો ફેરફાર થયલો છે તેને માટે તેઓની માનીતી ૨૦ દલીલો રજુ કરી, સંસ્કૃત કેટલી નવી ભાષા છે તે દેખાડી જે વાંધા પ્રગટ કીધા છે તેના જવાબો હજી આર્યપંથવાળાઓ દઇ શકયા નથી.

**બરાહીને સેદાકત** જેમાં પેટ પૂંજયા વાએઝો અને પૈસાના લોભી પીરોએ દેવબંદના આલિમોપર જે ખોટા ૨૩ આરોપો મુકયા છે તેના ખોટારા માટે **મક્કા** શરીફ, **મદીના** શરીફ, **શામ**, અને **મિસર**ના નામાંકિત મુફ્તિઓના ફતવા છે કે તે આરોપો તદ્દન ખોટા છે અને દેવબંદના આલિમો સુન્ની પંથના **હનફી મઝહબના** પાકા તાબેદાર છે. સાથે સાથે કાતેઉલ બિદઅત હામિયુસ સુન્નત હઝરત મૌલાના ઇસમાઇલ શહીદ ગાઝી (રહ)ને માટે ફેલાયલા ખોટા વાંધાઓનો રદિયો અને મોજદિદે મેઅતે હાદેરા **મૌલવી અહમદ રિઝાખાન બરેલવીની** બેઇલ્મી અને બેદીની માટે **મદીના** શરીફના મહાન પ્રખ્યાત મુફ્તીનું લખાણુ અને પોતે મજકુર બરેલવીનો પોતાને માટે અને પોતાના માનનારાઓ વાસ્તે કુફ્રનો ફતવો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

**કાશિફે મકો ફિતન** ઉર્દૂ કાદિયાની છળકપટ દર્શન ભા. ૧. જેમાં **મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીના**, કાદિયાની નવા દીન બાબત વિવેચન, આજ સુધીના ૩૭ દજ્જાલોનો ટુંક ઇતિહાસ, કાદિયાનીના ૫૦ ખોટા દાવા, તેનો જોવા લાયક રદ છે.

**કાશિફે મકો ફિતન** ભાગ ૨ જો (હજી છપાય છે થોડા દિવસ પછી બહાર પડશે ઇ.આ.તઆલા) જેમાં કાદિયાની મિર્ઝાજીની નોબુવ્વતના દરેક દાવાનો રદિયો, વહી, કશ્ફ, ઇલ્હામ મોઅજિઝા વિગેરેનું બયાન ઘણીજ તફસીલ સાથે છે. છેવટે કાદિયાની પંથ હાલ કેટલા ભાગોમાં વહેંચાઇ ગયું છે તે દરેક ટોળાનો આગેવાન કોણ છે. ઇંગ્લેંડથી પ્રગટ થતા ચોપાન્યા "ધી ઇસલામિક રિવ્યુ"ના એડિટર **ખ્વાજા કમાલુદ્દીન** બૅરિસ્ટર-એટ-લૉ મુસલમાન નથી પણ કાદિયાની દીનના છે. તેનો તેઓને મોઢે એકરાર, મિર્ઝાઇઓ પોતાના ધર્મની ચોપડીઓની દલીલો માટે મુસલમાનોને કેવી રીતે ધોકો દે છે, કેટલાક મુસલમાન નેક લોકોના ઇસ્તેખારાઓના, ખોદાપાક તરફથી દેવાયલા જવાબો કે મિર્ઝાઇ કાદિયાની દીન તદ્દન ખોટો અને બાતિલ છે, વિગેરે ઘણીજ જરૂરી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**કાદિયાની ઇમાનની કસોટી.** ઇસ્તેહાર (હેંડબિલ) રૂપમાં મિર્ઝાઇ પાર્ટીના રૂપિઆ દશ હજારના ઇનામવાળા ઇસ્તેહારનો જવાબ. જેમાં સુંનત જમાતના ઇમાનની ૭ મુખ્ય શર્તો સાથે કાદિયાની મિર્ઝાઇયોની કિતાબોનાં નામ અને પાના સાથે તેઓના ઇમાનની શર્તોને સરખાવી ચોકખી રીતે સાબેત કરવામાં આવ્યું છે કે મિર્ઝાઇ કાદિયાની ધર્મને ઇસ્લામી દીનની સાથે કશોએ સંબંધ નથી બલ્કે તે ધર્મપર ચાલનારા કટ્ટા કાફિરો છે. મજકુર ઇસ્તેહારનો ઉર્દૂ તરજુમો પણ ઘણીજ સફાઇ સાથે દિલ્લીમાં છપાવેલો તૈયાર છે. મજકુર ઇસ્તેહારનું લખાણ એવી ખૂબીથી લખવામાં આવ્યું છે કે દિલ્લી અને શાહજહાં-પુરના આલિમોએ તે ઇસ્તેહારોને, ત્યાંના મિર્ઝાઇઓમાં, રાંદેરથી મંગાવી મંગાવીને વહેંચ્યા એટલુંજ નહીં પણ મદ્રાસવાળા જનાબ મૌલવી તજમ્મુલ હુસૈન સાહેબ મશહદીએ ખાસ કોશિશ ફરમાવી તેનો અંગ્રેજીમાં તરજુમો પણ કરાવ્યો છે જે ઇ.આ.તઆલા થોડા દહાડામાં છપાઇ પ્રગટ થશે.

**નોટઃ**—મજકુર કિતાબો અને ઇસ્તેહારો જે બહાર ગામ મોકલી શકાય એટલે વધુ ગણત્રીમાં હશે તેજ માત્ર પોસ્ટેજ મોકલવાથી મોકલવામાં આવશે.

**રદ્દે કાદિયાની** અંજુમને ઇસલાહે અકાયદ મુંબઇના સેક્રેટ્રી સાહેબની ગુજરાતી ભાષામાં જોવા લાયક કિતાબ છે. કિંમત ૦)= પોસ્ટેજ સાથે.

મજકુર કિતાબો ઉપરાંત દીની ગુજરાતી અને ઉર્દૂ કિતાબોની લીસ્ટ માટે **મેનેજર કુતુબખાનએ સાદિકીય:** પોસ્ટ રાંદેર જિલ્લો સુરત એ પત્તે પત્ર વ્યવહાર કરવો.